જરથોસ્તી ધર્મ શિક્ષણમાળા—પુસ્તક પાંચમું.

# જરથોસ્તી ધર્મની નીતિ

અને

# નેકીઓ.



લખનાર

એરવદ જીવનજી જમશેદજી મોદી,

બી. એ.



છપાવી પ્રગટ કરનાર.

જરથોસ્તી ધર્મ સંબંધી કેળવણી આપનારી

અને

જ્ઞાન ફેલાવનારી મંડળી.



૧૯૨૫.

જરથોસ્તી ધર્મ શિક્ષણમાળા—પુસ્તક પાંચમું.

# જરથોસ્તી ધર્મની નીતિ

અને

# નેકીઓ.

લખનાર

એરવદ જીવનજી જમશેદજી મોદી,
બી. એ.

છપાવી પ્રગટ કરનાર
જરથોસ્તી ધર્મ સંબંધી કેળવણી આપનારી
અને
જ્ઞાન ફેલાવનારી મંડળી.

---

૧૯૨૫.

આ પુસ્તક શ્રી જ. ન. પીતીત પારસી ઑરફનેજ કૅપટન પ્રિંતિંગ
વર્કસ, નં. ૧૪૧, લાલબાગ, પરેલ, મુંબઈમાં મી૦ મેહેરજી બી.
મીઠાઈવાલાએ છાપ્યું છે, અને જરથોસ્તી ધર્મ સંબંધી
કેળવણી આપનારી અને જ્ઞાન ફેલાવનારી મંડળીના
સૅક્રેટરીએ મંડળીને માટે પારસી પંચાયતની
ઑફીસ, હૉર્નબી રોડ, કોટમાંથી
પ્રગટ કીધું છે.

# ખુલાસો.

---

## જરથોશતી ધર્મ સંબંધી કેળવણી આપનારી અને જ્ઞાન ફેલાવનારી મંડળી.

---

આપણા ટોળામાં ધર્મ સંબંધી કેળવણી આપવા અને જ્ઞાન ફેલાવવા માટે એક મંડળી, ઉપલે નામે, તા૦ ૧૦ મી જુલાઇ ૧૯૦૩ ને દિને સ્થાપવામાં આવી હતી. એ મંડળીએ ધર્મ સંબંધી કેળવણી આપવા માટે ચોપડીઓની હાર-માળા લખાવવાને ઠેરવ્યું છે. તેમાંની પેહેલી ચોપડી "જરથોશ્તી ધર્મ સંબંધી પ્રશ્નોત્તર" એવે નામે પ્રગટ થઇ છે. તેની પેહેલી આવૃત્તિની ૧૦,૦૦૦ નકલ ખપી જવાથી બીજી આવૃત્તિ ૫,૦૦૦ નકલની બાહાર પાડવામાં આવી છે. બીજી ચોપડી, "જરથોશ્તી ધર્મની તવારીખ" ને નામે, ત્રીજી ચોપડી, "જરથોશ્તી ધર્મ-મત"ને નામે, અને ચોથી ચોપડી "જરથોશ્તી ધર્મનાં કામો

અને ક્રિયાઓ" ને નામે પ્રગટ કરવામાં આવી છે. એ દરેકની ૫,૦૦૦ નકલો બાહાર પાડવામાં આવી છે. એ હારમાળાની આ પાંચમી ચોપડી છે. એ ચોપડીઓ તૈયાર કરાવવા માટે એ મંડળીએ નેમેલી બુક-કમીટી હાલ નીચલા સભાસદોની બનેલી છે:

શમસુલ ઓલમા દસ્તુર દારાબજી પેશોતનજી સંજાણા, બી. એ.
દસ્તુર કેખસરૂ જામાસ્પજી જામાસ્પઆશાના.
એરવદ એદલજી કેરસાસ્પજી આંટીઆ.
શેઠ પેસ્તનજી કુવરજી મોતીવાલા, એમ. એ. એલ-એલ. બી.
એરવદ બહમનજી નશરવાનજી ધાભર, એમ. એ.,
શેઠ રૂસ્તમજી કાવસજી પારખ.
શેઠ બેહરામગોર તેહમુરસ અંકલેસરીઆ, એમ. એ.
શેઠ જીજીભાઇ પેસ્તનજી મીસ્તરી, એમ. એ.
ડા૦ માણેકજી બમનજી દાવર, એમ. એ., પી. એચ. ડી.
શેઠ સોરાબજી જમશેદજી બલસારા, એમ. એ.
શેઠ રતનજી ફરેદુનજી ગોરવાલા, એમ. એ.
શેઠ અરદેશર ખરશેદજી વેસાવેવાલા બી. એ.,
શેઠ ખોદાબક્ષ એદલજી પુનેગર. બી. એ.
બાઇ ભીખાઇજી અરદેશર એનજીનીયર, એમ. એ.

ડા૦ જહાંગીર ખરશેદજી દાજી, એલ. એમ. એન્ડ એસ.

શેઠ જહાંગીર જમશેદજી વીમાદલાલ, એમ. એ., એલ-એલ. બી.

એરવદ પાલનજી હોરાબજી પાવરી, બી. એ.

એરવદ જીવનજી જમશેદજી મોદી, બી. એ.
ઑ. સૅક્રેતરી

એ કમીટીએ કારોબાર મંડળીની બાહાલીથી એ ચોપડીઓ લખવાનું કામ નીચલા બે ગ્રહસ્થોને સોંપ્યું છે :—

શેઠ સોરાબજી જમશેદજી બલસારા.
એરવદ જીવનજી જમશેદજી મોદી.

એઓમાંથી આ ચોપડી એરવદ જીવનજી જમશેદજી મોદીએ તૈયાર કીધી છે. તેનું લખાણ પહેલ વહેલે બુક-કમીટીના સઘળા સભાસદોમાં ફેરવવામાં આવ્યું હતું. ત્યાર પછી તે બુક-કમીટીની ૧૬ સભાઓમાં તપાસવામાં આવ્યું હતું. ત્યાર પછી તે કેટલાક ફેરફારો સાથે છપાવવામાં આવ્યું હતું. તેના છાપેલા પ્રુફો હરેક સભાસદોને પોંહચાડવામાં આવ્યા હતા. તેઓએ તે તપાસવા પછી બુક-કમીટીની બીજી ૧૧ સભાઓ મળી હતી. તે સભાઓમાં તે ઉપર ફરીથી વિચાર કરવામાં આવ્યો હતો.

એ ચોપડી તપાસનાર બુક-કમીટી, આપણા

ભણેલા દસ્તુરો, એરવદો અને બેહદીનોની બનેલી છે. તે સાહેબોની બારીક તપાસમાંથી તે પસાર થઇ છે. માટે મંડળી આશા રાખે છે કે તે સર્વની પ્રસન્‍તા પામશે અને સર્વ જરથોસ્તી માબાપો આ પુસ્તક પોતાનાં કુટુંબોમાં દાખલ કરી પોતાનાં બચ્ચાંઓને તેથી ધર્મ કેળવણી આપશે. જરથોસ્તી સ્કુલોના વડા શિક્ષક સાહેબોને પણ કમીટી અરજ કરે છે કે તેઓએ એ ચોપડી પોતાની સ્કુલોમાં ધર્મ શિક્ષણ માટે દાખલ કરવી.

ધર્મ શિક્ષણ આપનારા શિક્ષકોને જણાવવાની રજા લેવામાં આવે છે કે આ મંડળી હસ્તક પ્રગટ થતી શિક્ષણમાળાનાં સર્વ પુસ્તકો કેળવણી લેતાં બાળકો પાસે મોંહોડે કરાવવાની કાંઇ જરૂર નથી. એ પુસ્તકોની તેવી નેમ રાખી નથી. એ પુસ્તકોનો ઘણો ભાગ શિક્ષકોની પોતાની રેહબરી માટે છે. આવાં શિક્ષણની ફતેહનો આધાર શિક્ષકોની પોતાની જાતી કોશેશ ઉપર અને શિક્ષણ માટે બાબતો પસંદ કરવાની તેઓની કુનેહ અને કાળજી ઉપર રહે છે.

આ પુસ્તકનો ઉપયોગ કરનારા શિક્ષક સાહેબો અને બીજા સાહેબોને અરજ કરવામાં આવે છે કે તે સાહેબોને કાંઇ સુચના કરવી હોય તો મેહેરબાની કરી મંડળીના ઑ. સેકરેટરી જોગી કરવી કે તે ઉપર બીજી આવૃતી વખતે ધ્યાન આપવામાં આવે.

આ પુસ્તકની ૫૦૦૦ નકલો પ્રગટ કરવાના આસરે રૂ. ૧૫૦૦) ના ખરચમાં, મરહુમ શેઠ નવરોજી માણેકજી વાડીયાના ટ્રસ્ટ ફંડમાંથી તેના ટ્રસ્ટી સાહેબોએ રૂ. ૫૦૦) ની મદદ આપી છે, તે માટે તે સાહેબોનો મોટો ઉપકાર માનવામાં આવે છે.

રોજ ૧૧ મો, માહ ૩ જો,
શાહાનશાહી સને ૧૨૮૨,
તા૦ ૨૧ મી નવેમ્બર ૧૯૧૨.

કારોબાર મંડળીના હોકમથી,
જીવનજી જમશેદજી મોદી,
ઑ. સેક્રેતરી.

# બીજી આવૃત્તિનો ખુલાસો.



## જરથોશ્તી ધર્મ સંબંધી કેળવણી આપનારી અને જ્ઞાન ફેલાવનારી મંડળી.



આ ચોપડીની પેહલે છપાવેલી ૫૦૦૦ નકલો ખપી જવાથી આ બીજી આવૃત્તિની ૫૦૦૦ નકલ છપાવી છે.

રોજ ૩૦ મો, માહ ૭ મો, શેહેનશાહી સને ૧૨૯૪.
તા. ૬ થી એપ્રીલ ૧૯૨૫.

**જીવનજી જમશેદજી મોદી.**
ઑ. સેક્રેટરી.

# સાંકળ્યું.

## શરૂઆતનું પ્રકર્ણ

## ધર્મ, ફરજ શિખાડે છે.



## પ્રકરણ પેહેલું.

### "ખુદા તરફની ફરજો—તેમાં તેની પરસ્તેશ, તેના શકિત, દાનાઈ અને તેનાં કામોની સેતાયશ—તેની શુક્રગુજારી—તેની મરજી-ને તાબે થવું—તેને નાખુશ નહિ કરવાનો ડર—તેની પાસેથી પ્રાર્થના કરી મોરાદ માગવી—તેની સોડથી નેક હેદાયત માગવી—તેની આગળ પશ્ચાતાપ કરી ગુનાહની માફી માગવી—પતેત."

પાનું.

## પ્રકરણ બીજું.

"આસપાસની દુનિયા તરફની ફરજો યાને પોતીકાં તરફની ફરજો (જેવાં કે ઉસ્તાદ, ધર્મગુરૂ, માબાપ, ફરજંદ, સગાંવાહલાં) અને બીજાંઓ તરફની ફરજો; પરમાર્થ, હુમદીન, પડોશી, હુમશેહરી, સ્વદેશી, પરદેશી વિગેરે; ઉદ્યોગી પેદાયશો તરફ, જેવાં કે ગોસપંદો, વનસ્પતિ, જમીન, પાણી, આતશ, હવા વિગેરે તરફની ફરજો

અને

નુકસાનકારક પેદાયશોને તોડવી અને તેઓનો નાશ કરવો, દાખલા તરીકે ચોર, લુટારા, હરામખોરો, જીઆનગાર જાનવરો, વિગેરેનો નાશ."

પાનું.

પાનું.

પાનું.

પાનું.

## પ્રકરણ ત્રીજું.

## પોતા તરફની ફરજ "પાકી એ તન વ અશોઇ એ રવાન" તનની સફાઇ અને રવાનની પવિત્રાઈ.

પાનું.

## પ્રકરણ ચોથું.

"એ (આગલાં પ્રકરણમાં જણાવેલી) તમામ ફરજો બજાવવી તે સવાબ અને નહિ બજાવવી તે ગુનાહ કરી ગણાય છે. એ દરેક વળી બે ભાગમાં વેંહચાય છે—મોટા સવાબ, ન્હાના સવાબ, મોટા ગુનાહ, ન્હાના ગુનાહ. તેની જરૂરજોગી સમજણ, સવાબોની ટીપ અને ગુનાહોની ટીપ. નેકીઓ અને નીતિઓ ઘણી તરેહની હોય છે, જેવી કે ઘરઘતુ નેકી—જરથોશ્તી ધર્મે પરણેલા જીંદગીને આપેલી અગત્યતા, ધણી ધણીઆણીની એક બીજા તરફની ફરજ, કરકસર કરવી, ઉડાઉ નહિ થવું, હિસોઆરી નહિ કરવી, ઉદ્યોગ કરવો, ખેતીવાડીને ઉત્તેજન આપવું, વિગેરે. જાહેર નેકી—બાહાદુરીનાં નેક કામો, પવિત્રાઇ વધારવાનાં નેક કામો, ઈ. ઈ."

પાનું.

પાનું.



## ઘરઘતુ યા ખાનગી નેકીઓ.

પાનું.

પાનું.

## પ્રકરણ પાંચમું.

૧૨૪૫૩

# ઝરથોશ્તી ધર્મની નીતિ અને નેકીઓ.



## શરૂઆતનું પ્રકરણ

### ધર્મ, ફરજ શિખાડે છે.

**અવસ્તા**—યો નઇરે નેમંઘ્હેન્તે નોઇત નેમો પઇતિ અરઇતિ, તાયુશ નેમંઘહો બવઇતિ.

(વંદીદાદ પર્ગર્દ ૪. ફ. ૧)

અર્થ—જે કોઇ, ફરજવાળા શખ્સની તરફ (એટલે જેની તરફ તે ફરજથી બંધાયલો હોય છે તેની તરફ), ફરજ નહી લઇ જાય તે ફરજનો ચોર થાય છે.

આ ફકરામાં જે "નેમો" શબ્દ વપરાયલો છે, તે અવસ્તાનો જાણે એક ખાસ (technical) શબ્દ છે. તેનો અર્થ સાધારણ રીતે "નમવું" અથવા "નેમાજ" થાય છે. પણ ઓહોલે અર્થે લેતાં તેનો અર્થ "ફરજ" થાય છે. જેઓને નેમાજ ઘટતી હોય, તેઓ તરફ નેમાજ જાહેર કરવી, યાને તેઓને નમવું, તે તેઓ તરફની ફરજ બજા લાવવા બરાબર છે.

**ધર્મ અને નીતિ એટલે શું ?**—ધર્મ અને નીતિને એકમેક સાથ અતલગનો સંબંધ છે. ધર્મ એટલે શું, તે માટે બે જુદી જુદી વ્યાખ્યા અપાઇ છે, તેમાંની એક આ છે :

"માણુસ જાત અનંત જગત સાથે, અને તે અનંત જગતના કર્તા અહુરમજ્દ સાથે, જે સંબંધ ધરાવે તે **ધર્મ**. એવા સંબંધને અનુકુલ થઇ પડે તેમ જે રીતે તે પોતાની જીંદગી ગુજારે, તે રીત તે **નીતિ**."[1]

આ વ્યાખ્યા પ્રમાણે ધર્મ આપણને શિખાડે છે કે આપણે પોતે અહુરમજ્દ સાથે અને તેની જગત સાથે શું સંબંધ ધરાવીએ છિએ, એટલે કે તેઓ તરફ શું ફરજથી બંધાયલા છિએ.

જરથોશ્તી ધર્મ સંબંધી પ્રશ્નોત્તરની ચોપડીમાં, "મજહયસનો અહ્રી" નામના આપણાં એકરારનામાંને આધારે, આપણે એજ મતલબનું શિખી ગયા કે, જરથોશ્તી દીન, આપણને નીચલી ત્રણ બાબતો માનવાને ફર્માવે છે, અને તે ત્રણ બાબતો પ્રમાણે નીચલી ત્રણ પ્રકારની ફરજો બજા લાવવાને કહે છે.

---

(1) "Religion is a certain relation established by man between his separate personality and the endless universe or its source. Morality is the perpetual guiding of life which flows from the relation."

૧. અહુરમજ઼્દની હસ્તી.

૨. આપણા વિચારો, વચનો અને કામો, જે
ણે આપણી આજુબાજુનાંઓનાં સંબંધમાં વિચાર્યે,
યે યા કર્યે, તે માટેની **આપણી જવાબદારી.**

૩. આપણાં રવાંનની અમર્ગી.

એ ત્રણ બાબતો આપણી ત્રણ પ્રકારની ફરજો
કરે છે.

**૧. અહુરમજ઼્દ તરફની ફરજો.**
**૨. આજુબાજુનાંઓ તરફની ફરજો.**
**૩. આપણાં રવાંન તરફની યાને આ-**
**ા પોતા તરફની ફરજો.**

એ ત્રણ પ્રકારની ફરજોનો ખ્યાલ આપણે
ાં પ્રશ્નોત્તરની ચોપડીમાં કીધો. આ પુસ્તકમાં
ણુ એ ફરજોનો વિગતે વિચાર કરીશું.
નીતિ અને નેકી, ઉપલી ત્રણ પ્રકારની
માં સમાઈ જાય છે. એક માણસ, જે પોતાના અહુર-
તરફની ફરજ બજા લાવે, જે પોતાની આજુ-
નાં સર્વ તરફની ફરજ બજા લાવે, અને જે પોતા-
ી, પોતાનાં રવાન તરફની ફરજો બજા લાવે, તે
ધર્મી, નીતિવાન અને નેક માણસ ગણાય.

## પ્રકરણ પેહેલું.

# અહુરમજ્દ તરફની ફરજ.

"ખુદા તરફની ફરજો—તેમાં તેની પરસ્તેશ,
તેની શકિત, દાનાઇ અને તેનાં કામોની
સેતાયશ—તેની શુકરગુજારી—તેની
મરજીને તાબે થવું—તેને નાખુશ
નહિ કરવાનો ડર—તેની પાસેથી
પ્રાર્થના કરી મોરાદ માગવી—
તેની સોડેથી નેક હેદાયત
માગવી—તેની આગળ પશ્ચાતાપ
કરી ગુનાહની માફી
માગવી—પતેત."

**અવસ્તા**—નેમસે-ને અહુરમજદ.
નેમસે-ને અહુરમજદ.
નેમસે-ને અહુરમજદ.
થ્રીશચિત પરો અન્યાઇશ દામાંન
(ખોર્શેદ નીઆએશ).

**અર્થ**—ઓ અહુરમજદ! તુને નેમાજ
ઓ અહુરમજદ! તુને નેમાજ.
ઓ અહુરમજદ! તુને નેમાજ.
ત્રણુ ત્રણુ મરતબે તુને નેમાજ.
બીજી પેદાયશો પેહેલાં તુને નેમાજ,

**અવસ્તા—** નેમો અહુરાઇ મજ્દાઈ.
નેમો અહુરાઇ મજ્દાઈ.
નેમો અહુરાઇ મજ્દાઈ.
(ખોર્શેદ નીઆએશ).

**અર્થ**– અહુરમજ્દને નેમાજ હોજો.
અહુરમજ્દને નેમાજ હોજો.
અહુરમજ્દને નેમાજ હોજો.

**અહુરમજ્દ તરફની ફરજ તે અહુરમજ્દની પરસ્તેશ**—અહુરમજ્દ તરફની ફરજો તે શું, તે બાબે આપણે પ્રશ્નોત્તરનાં પુસ્તકમાં ટુંકમાં કેટલુંક[1] શિખી ગયાં છિએ; અહુરમજ્દ તરફની આપણી એ સર્વ ફરજો, "અહુરમજ્દની પરસ્તેશ" શબ્દોમાં સમાઇ જાએ છે. ત્યારે અહુરમજ્દ તરફની ફરજ બાબેના આ પ્રકર્ણમાં આપણે નીચલી બાબતોનો વિચાર કરીશું.

૧. અહુરમજ્દની શકિત, દાનાઇ, કામો વિગેરેની સેતાયશ યાને સ્તુતિ.

૨. અહુરમજ્દની શુક્રગુજારી.

૩. અહુરમજ્દની મરજીને તાબે થવું અને તેને નાખુશ નહિ કરવાનો ડર રાખવો.

૪. અહુરમજ્દની પ્રાર્થના કરી મોરાદો માગવી. તે મોરાદોમાં એક મોરાદ તરીકે તેની સોડેથી નેક હેદાયત માગવી.

---

૧. પ્રશ્નોત્તર, બીજી આવૃત્તિ, બાબત ૧૯, પાના ૨૯ થી ૩૦

**૫. અહુરમઝ્દની આગલ પશ્ચાતાપ કરી ગુનાહની માફી માગવી.**

## ૧. અહુરમઝ્દની શકિત, દાનાઈ, કામો વિગેરેની સેતાયશ યાને સ્તુતિ.

**અવસ્તા**—નિવએધયેમિ હંકારયેમિ દથુષો અહુરહે મઝ્દાઓ રએવતો ખરેનંઘ્હતો મજીસ્તહેચ વહિસ્તહેચ સ્રએસ્તહેચ ખ્રઓજદિશ્તહેચ ખ્રથ્વિશ્તહેચ હુકેરેપ્તેમહેચ અપાત અપનોતેમહેચ હુધાઓમતો રૉકરે-રફ્નંઘહો, યો નો દધ, યો તતપ, યો તુથ્રુયે, યો મઇન્યુશ સ્પેન્તોતેમો.

(યજશ્ને, હા ૧ ફ. ૧)

**અર્થ**—દાદાર અહુરમજ્દને હું આરાધું છું અને યાદ કરું છું, જે, નુરમંદ, ખોરેહમદ, મોટામાં મોટો, ભલામાં ભલો, સરસમાં સરસ, ઘણો હિમ્મત આપનાર, ઘણો ડહાપણવાળો, ઘણાં ભલાં કામો કરનાર, અપોઇમાં ઘણો ચહડતો, ઘણો જ્ઞાની અને ઘણો ખુશી આપનાર છે, જેણે આપણને પેદા કર્યાં, જેણે આપણને બનાવ્યાં, જેણે આપણી વૃદ્ધિ કીધી અને જે સર્વથી ચહડતો વૃદ્ધિ કરનાર મીનો છે.

**અહુરમઝ્દને સ્તુતિ પાત્ર બનાવનાર ગુણો**—યજશ્નેમાં ઉપર જણાવવા પ્રમાણે દાદાર અહુરમજ્દને યાદ કરી તેની સ્તુતિ કરી છે. એવાજ પ્રકારની સ્તુતિ ખોર્શેદ નીઆએશની શરૂઆતમાં અને "દુઆ નામ સેતાયશને" માં કરવામાં આવે છે. એ સેતાયશનો, એ સ્તુતિનો ભાવાર્થ આ છે:

(ક) અહુરમજ઼્દ સર્વ શકિતવાન સાહેબ છે.

(ખ) અહુરમજ઼્દ સર્વ જ્ઞાની છે.

(ગ) અહુરમજ઼્દ સર્વ વ્યાપક છે, એટલે હમેશાં અને હર જગ્યાએ હાજર છે.

અહુરમજ઼્દના સર્વ સદગુણો, એ ત્રણ મથાળાં તળે સમાઈ જાય છે. તેથી આપણે એ ત્રણ મથાળાં તળે તેના ગુણો તપાસિએ, કે તેથી સમજ પડે કે તે આપણી સેતાયશ અને સ્તુતિને કેટલો બધો લાયક છે.

## (ક) અહુરમજ઼્દ સર્વ શકિતવાન સાહેબ છે.

**અવસ્તા**—નિવએધયેમિ હંકારયેમી આઓંઘ્રહાંમ અસંઘ્રહાંમ્ચ, ષોઇથ્રનાંમ્ચ, ગઓયઓઇતિનાંમ્ચ, મએથનનાંમ્ચ, અવો-ખરેનનાંમ્ચ, અપાંમ્ચ, જ઼ેમાંમ્ચ ઉર્વરનાંમ્ચ, અઘ્રહાઓસ્ચ જ઼ેમો, અવંઘ્રહેચ અષ્નો, વાતહેચ અષઓનો, સ્રાંમ, માઓંઘ્રહો, હૂરો, અનઘ્રનાંમ રઓચંઘ્રહામ ખ્વાતનાંમ, વીસ્પનાંમ્ચ સ્પેન્તહે મઇન્યેઉશ દામનાંમ, અષઓનામ, અષઓનીનાંમ્ચ અષહે સ્થ્રાંમ (યજ઼સ્ને, હા ૧ ૬. ૧૬. "નેમો આઓંઘહાંમ" નામની ચાર દાંશાની નમસ્કાર).

**અર્થ**—આ જગ્યાઓ, શેહરો, ખેતરો, મકાંનો, પાણીના ભંડારો, પાણીઓ, જમીનો, ઝાડપાનો, આ પૃથ્વી, આ આસ્માન, ખાલેશ પવન, સેતારાઓ, ચંદ્ર, સૂર્ય, જાતી અસર રોશની, સ્પેનાંમીનોની તમામ પેદાયશો, અશો મરદો, અશો સ્રીઓ, (જે સર્વે) અશોઇનાં સરદારો છે, તેઓને હું આરાધું છું અને યાદ કરંછું.

યઝશ્નેમાં દાદાર અહુરમજ્દને શરૂઆતમાં યાદ કરી ઉપલા શબ્દોમાં તેની બોહોલી પેદાયશને યાદ કરી છે, કે જે પેદાયશ તે દાદારની બોહોલી શકિતનો ખ્યાલ આપે છે. આ સર્વ પેદાયશો, અહુરજ્દની જગતની પેદાયશ, જેને આપણે કુદરત કહિએ છિએ, તે કુદરતને બનાવે છે. એ સર્વ પેદાયશનો બનાવનાર અહુરમજ્દ છે. ઉશ્તવઈતિ ગાથામાં[1] સૂર્ય, ચંદ્ર વિગેરે પેદાયશોનો તેને સાહેબ ગણ્યો છે.

## ( ખ ) અહુરમજ્દ સર્વજ્ઞાની ( હર્વેસ્પ આગાહ ) છે.

**અવસ્તા**—હ્વો ખ્રથ્વા દામિશ ( અહુનવઇતિ ગાથા, હા ૩૧, ફ. ૭ )

**અર્થ**--તે ( અહુરમજ્દ પોતાનાં ) ડહાપણથી પેદાયશનો પેદા કરનાર છે.

ગાથામાં જણાવવા પ્રમાણે અહુરમજ્દે પોતાનાં ડહાપણથી આ જગત પેદા કરી છે. અહુરમજ્દ સર્વ શકિતવાંન છે, એટલુંજ નહિ, પણ તે દાનાઈ અને જ્ઞાનમાં ભરપુર છે. તેના ઉપર જણાવેલા બુલંદ પદાર્થો કેવા નિયમીત અને રીતસર કામ કરે છે, તેનો વિચાર કરો. સૂર્ય અને ચંદ્ર વખત સર ઉગે છે અને આથમે છે. ભર્તી અને ઓટ વખત સર થાય છે. તેમાં એક ઘડી યા પળનો પણ ફેર પડતો નથી. એ સર્વ દેખાડે છે કે તેઓની ગતીનો યોજનાર

---

૧. હા ૪૪, ફ. ૩ અને પછીના ફકરાઓ.

અને રચનાર સંપુર્ણ જ્ઞાન અને ડહાપણનો સાહેબ છે.[1] સુક્ષ્મીક પદાર્થો પણ એક નિયમ ઉપર કામ કરતા રહે છે. તેઓની યોજના અને રચના પણ અહુરમજ્દનું જ્ઞાન દેખાડે છે.

### (ગ) અહુરમજ્દ અનંત અને સર્વ-વ્યાપક છે.

**અવસ્તા**—થિત્યો અવિ-તન્યો (અહુરમજ્દ યશ્ત ૬. ૭.)

**અર્થ**—( મારૂં ) ત્રીજું ( નામ ) સર્વવ્યાપક.

**પાજ઼ંદ**—અહુરમજ્દ હમાબુદ ઓ હમાહસ્ત ઓ હમાબેદ" (દુઆ નામ સેતાયશ્ને)

**અર્થ**—અહુરમજ્દ હમેશાં હતો, હમેશાં છે, અને હમેશાં રહેશે.

અહુરમજ્દ કેવો છે, તેના ગુણો કેવા છે, તેનો સંપુર્ણ ખ્યાલ તમો બાંધવા માંગતા હોવ, તો સદગુણો માટેના તમારા ખ્યાલ ઉપરથી તે ખ્યાલ બાંધો. જોબી સદગુણનો તમારી અકકલથી તમો વિચાર કરો, તે સદગુણનું અનંતપણું (infinity), તે ખુદાનો સદગુણ જાણો. દાખલા તરીકે, તમારામાં કાંઇ શકિત છે, કાંઇક જ્ઞાન છે. એ ગુણોને તેઓની સંપુર્ણમાં સંપુર્ણ હાલતમાં તમો કલ્પો, તો તે સંપુર્ણતા અહુરમજ્દના તે સદગુણોની સંપુર્ણતા છે. અહુરમજ્દ જેમ

---

૧ ઊશ્તવદ્દતિ ગાથા, હા ૪૪ ૬. ૭-૫.

ઉપર જણાવેલા બેઉ ગુણોમાં અનંત છે, એટલે સર્વ શક્તિવાન અને સર્વજ્ઞાની છે, તેમ જગ્યા અને વખતના સંબંધમાં પણ તે તેમજ છે. તમો આ દુનિયામાં ચોકસ જગ્યા રોકો છો. પણ તે સાહેબ જગ્યાના સંબંધમાં પણ અનંત છે, એટલે તે સાર્વવ્યાપક છે. વળી તમો ચોકસ વખત માપો છો અને ચોકસ મુદત જીવો છો, પણ તે વખતના સંબંધમાં પણ અનંત છે, એટલે તે અનંત જમાનાથી હૈયાતી ભોગવતો આવ્યો છે, હાલ હૈયાત છે અને અનંત જમાના સુધી હૈયાત રહેશે.

સર્વ સદગુણોમાં તે સંપુર્ણ યા અનંત છે. તમો આજુબાજુનાંઓ તરફ માયા મોહોબત ધરાવો છો. એ માયા મોહોબતના સદગુણમાં પણ તે અનંત અને સંપુર્ણ છે. તમારામાં દયાનો સદગુણ છે, તમો મોટા મનથી બીજાંઓએ તમારા તરફ કરેલી તકસીરો વીસરી જાઓ છો અને ઇચ્છો છો કે, તે બીજાંઓ હવે એવી તકસીર નહિ કરે અને ભલાં થાય. અહુરમઝ્દમાં એ માફી બખશવાનો સદગુણ સંપુર્ણ છે. આ મુજબ ત્યારે એક વિધ્વાન કહે છે તેમ "સઘળા આપણા સદગુણોના વિચારને તમો અનંતપણાંનો વિચાર લગાડો એટલે તમોને ખુદાનો વિચાર આવશે."

**કુદરતમાં દિસતી વ્યવસ્થા અહુરમઝ્દને સ્તુતિપાત્ર બનાવનારા ઉપલા ત્રણ સદગુણો દેખાડે છે—અહુરમ્જ્દની સર્વ શક્તિ, સર્વજ્ઞાન અને**

સર્વવ્યાપકપણાની સાબેતી આપણને કેમ મળે છે ? કુદરતમાં જ્યાં તમો જુઓ ત્યાં વ્યવસ્થા નજરે પડે છે. જ્યાંબી તમો વ્યવસ્થા (order), નિયમ, કાનુન, કાયદો જુઓ, ત્યાં તમો વાજબી રીતે ધારી શકો કે, ત્યાં કોઇ ચતુર મગજની, કોઇ ચતુર હાથની હાજરી હોવી જોઇએ. એવું ધારો કે તમો જંગલમાં ફરતાં ફરતાં કોઈ ચોકસ જગ્યાએ આવો છો, કે જ્યાં સુંદર કયારા બનાવી સરખું ઘાસ ઉગાડયું હોય, યા છોડવાઓને ઝુમખામાં સરખા ઉગાડયા હોય. ત્યાં આવતાં તમોને તુરત વિચાર આવશે કે “ અહિં કોઇ માણુસની વસ્તી હોવી જોઇએ. અહિં આ વેરાન જંગલમાં કયારા વિગેરેની આવી વ્યવસ્થા ઉત્પન્ન કરવા માટે કોઇ માણુસનો, કોઇ બાગબાનનો વસ્વાત હોવો જોઈએ.” તમો એક ઘડિયાળીને ઘડિયાળ બનાવતા જોતા નથી. પણ ઘડિયાળો જોવાના તમારા આગળા અનુભવ ઉપરથી એક ઘડિયાળ જોતાંને વાર તમો કહેશો કે, તે કોઇ ચતુર મગજે બનાવ્યું છે. એ પ્રમાણે જ્યા પણ નિયમીત વ્યવસ્થા હોય ત્યાં ચતુર મગજની હસ્તી માલમ પડે છે. હવે કુદરતનાં કામો એવી વ્યવસ્થા દેખાડે છે. તે ઉપરથી આપણને ખ્યાલ આવે છે કે તેને બનાવનાર, તેને સરજનાર, કોઇ ચતુર હાથ, કોઇ ચાલાક મગજ હોવાં જોઇએ. તે ચતુર હાથ, તે ચાલાક મગજ અહુરમજદનાં છે. કુદરતમાં, જ્યાં તમો જુઓ ત્યાં વ્યવસ્થા છે, તેની સાબેતી તમોને

કુદરતી વિદ્યાની જુદી જુદી શાખાઓ—ખગોળ વિદ્યા, વાયુચક્રશાસ્ત્ર, પૃથ્વીની પ્રાકૃત્તિક ભૂગોળ, ભૂરચનાશાસ્ત્ર, ઝાડપાનશાસ્ત્ર, પ્રાણીશાસ્ત્ર, સિધ્ધ પદાર્થ વિજ્ઞાન વગેરે—આપે છે. તેઓ આ સિધ્ધાંત, એટલે સિધ્ધ યા સાબેત થયલી બાબત, કે "કુદરતનાં કામો વ્યવસ્થા દેખાડે છે," તેની દલીલ આપે છે. આ સાબેત થયલું સિધ્ધાંત ત્યારે આપણને આ સેવટ ઉપર લાવે છે કે "કુદરતનાં કામો કોઇ ચતુર મગજની હાજરી દેખાડે છે." કુદરતમાં સઘળી વખતે આપણે એ ચતુર મગજ, એ સર્વ શક્તિવાંન હાથ જોઈએ છિએ, તેથી કુદરતના વિચારો આપણને કુદરતના ખાવીંદ ઉપર લઈ જાય છે. કવિ મીલ્ટન કહે છે તેમ "તે સાહેબની પેદા કરેલી ચીજોના વિચારમાં આપણે પગલે પગલે તે પેદા કરનાર સાહેબ તરફ જઇએ છિએ."[1] કુદરત માટેનાં આવા વિચારો ઉપરથીજ કવિ બાએરન કુદરતના બુલંદ પદાર્થોને અહુરમજ્દને યાદ કરવાનાં યજ્ઞ કુંડો ( altars ) ગણે છે. તે કહે છે કે : "પહાડો અને માહાસાગરો, પૃથ્વી, હવા, સેતારાઓ—સર્વ ચીજ, જે તે બુજોર્ગ સંપુર્ણ સાહેબ, જેણે રવાંનને પેદા કર્યું છે, અને જેના તરફ

---

૧. "In contemplation of created things,
By steps we may ascend to God."

શ્વાંનને જવાનું છે, તેનાથી પ્રગટી નીકળી છે, તે મારા યજ્ઞકુંડો છે." [૧]

## આપણાં ફ્રોહરોની ફીલસુફીને અહુરમજ્દની સર્વ-શક્તિ, જ્ઞાન વિગેરે સાથે સંબંધ.

**અવસ્તા**—યાઓ તધ એરેધ્વાઓ હિસ્તેન્તિ, યત મઇન્યૂ દામાંન દધીતેમ, યસ્ચ સ્પેન્તો મઇન્યુશ યસ્ચ અંઘ્રો." (ફ્રર્વર્દીન યશ્ત, ફ. ૭૬.)

**અર્થ**—"જ્યારે બે મીનો, જે સ્પેનામીનો અને અંઘ્રમીનો, તેઓએ પેદાયશ બનાવી, ત્યારે ફ્રોહરો ત્યાં મજબુત તૈયાર ઉભેલાં હતાં."

આપણાં ધર્મ પુસ્તકોમાં ફ્રોહરોની જે બાબત આવી છે, તે પણ દાદાર અહુરમજ્દની સર્વ શક્તિ, સર્વ ડહાપણ, અને નીરંતર જારીપણાંની સાબેતી આપે છે. ફ્રર્વર્દીન યશ્ત પ્રમાણે અહુરમજ્દે પેદા કરેલી દરેક કુદરતી પેદાયશનું ફ્રોહર છે. માણસે બનાવેલી કોઇપણ હસ્તકૃત ચીજનું ફ્રોહર નથી. એવી રીતના ફ્રોહરની પેદાયશની મતલબ આ છે કે, ખુદાતાલાએ દરેક પેદાયશની ગોઠવણ આગળથી કરી

---

૧ "My altars are the mountains and the ocean,
Earth, air, stars,—all that springs from the great whole
Who has produced and will receive the soul."

રાખી હતી. દરેક પેદાયશનું ફરોહર, એટલે દેહ વગરની રવાનીક મૂળ પ્રકૃત્તિ યા રૂપ, આગમચથી બનાવી રાખ્યું હતું. તે ફરોહર, તે મૂળ પ્રકૃત્તિ યા રૂપ ઉપરથી તેણે દરેક પેદાયશ, તેના વખત ઉપર, બનાવી છે. દાખલા તરીકે અવસ્તામાં જણાવે છે કે[1] આપણી પૃથ્વીનું ફરોહર છે. એ ઉપરથી સમજવું આ છે કે, માહા શકિતવાન અહુરમઝદે, જ્યારે આપણી પૃથ્વી પેદા કરવાની શરૂ કરી, ત્યારે તેણે સર્વથી પેહેલાં પૃથ્વીના સંપૂર્ણ, સહી અને સુધ્ધ રચના પોતાના મનમાં રચી રાખી અને તે રચી રાખેલી રચના પ્રમાણે, આગમચથી યોજી રાખેલી મૂળ પ્રકૃત્તિ પ્રમાણે, પૃથ્વીની પેદાયશો ઉત્પન્ન કરી. તેણે પૃથ્વીની પેદાયશ, વગર રચનાએ અને વગર નિયમે, કોઇ ધોરણ વગર પેદા કરી નથી, પણ કાયદાસર, એક નિયમ ઉપર, એક ધોરણ ઉપર પેદા કરી છે. આ દાખલા મુજબ ત્યારે ગુજરી ગયલા જમાનામાં જે પેદાયશ બની છે, ચાલુ દોરમા જે બને છે, આવતા દોરમાં જે બનશે, તે સઘળી કાયદાસર છે, તે સઘળી આગમચથી ઘડી રાખેલા નિયમ પ્રમાણે છે. અહુરમઝદની સર્વ શકિત, સર્વ જ્ઞાન અને સર્વ વ્યાપ્તિ, તેની ઉપર જણાવેલી રચના અને યોજનામા સમાયલાં છે. તેની બોહાળી અને બેહદ સૃષ્ટના બોહળા વિસ્તારના કોઇ ચોકસ ભાગમાં, અને તેનાં અ-કેનારે

---

૧ ફ્રર્વર્દીન યશ્ત, કરદેહ ૨૪, ફ. ૮૬.

અને બેહદ જમાના (જર્વાન અકરૈન) ના અનિયમીત કાળના કોઇ ઠેરવેલે વખતે હસ્તીમાં આવતી પેદાયશને માટે અહુરમજ્દે આગમચથી યોજના કરી રાખી છે. એવી યોજી રાખેલી યોજનામાં, એવી રચી રાખેલી રચનામાં, તેનાં પેદા કરેલાં ફરોહરો ભાગ લેછે. એક ઝાડનું ઉગવું યા એક બાળકનું જન્મવું, આપણે મનથી, એક નવો બનાવ છે, પણ કુદરતની પેદાયશના કાયદામાં તે નવો બનાવ નથી.

## અહુરમજ્દની ખરી સેતાયશ તેના તરીકા પ્રમાણે ચાલવામાં સમાયલી છે.

**અવસ્તા**—"આ વરનો અહુરો મજ્દાઓ ...તા વરેનાચા ફ્રેષાચા" (યજશ્ને, હા ૧૨, ફ ૭.)

**અર્થ**—જે તરીકાનો અહુરમજ્દ છે, તે તરીકાનો, તે રીતનો હું થાઉં.

**અવસ્તા**—"સેવિશ્તો બવાહિ યથ મજ્દાઓ."

(પેગામ્બર જરથોસ્તની આફ્રીન)

**અર્થ**—અહુરમજ્દની માફક તું ફાયદો પોંહોચાડનાર થજે!

**પાજંદ**—"કેદાર બેહ ચુન અહુરમજ્દ ખુદાએ પ દામાને ખેશ" (ખુજેગેરીની આફ્રીન; આશિર્વાદ)

**અર્થ**—જેમ દાદાર અહુરમજ્દ પોતાની પેદાયશમાં કામ કરનારો છે તેમ તમો કામ કરનારાં થજો!

ઉપર વર્ણવવા મુજબના સર્વ શકિતવાન સાહેબની સેતાયશ કરવી આપણને સજાવાર છે. તે સાહેબ આપણી સેતાયશનો, આપણી સ્તુતિનો મોહતાજ યા ગરજાઉ નથી. પણ એમ ધારવું કે, તે સાહેબ આપણથી સેતાયશની આશા રાખે છે, તે અકકલને અનુસરતું છે. તેની એ આશા આપણાં પોતાનાં ભલાં માટે જરૂરની છે. અહુરમજ્દની સેતાયશ અને સ્તુતિ આપણાં પોતાનાં ભલાં માટે જરૂરની છે. અહુરમજ્દની ખરી સેતાયશ, ખરી સ્તુતિ તેની નકલ કરવામાં, તેના તરીકા પ્રમાણે ચાલવામાં સમાયલી છે. અહુરમજ્દનાં જે કામો અને સદગુણો આપણે જોઇએ છિએ, તે કામો આપણી નાની હદે કરવાની અને તે સદગુણો અખત્યાર કરવાની આપણે કોશેશ કરવી જોઇએ. આપણાં ભણતરોના ઉપર જણાવેલા શબ્દો મુજબના, પ્લેટો નામના ફીલસુફના શિખામણના આ શબ્દો છે કે, "ધર્મ એટલે, તમારી શકિત પ્રમાણે, ખુદાને મલતા થવું"[૧]

માર્કસ ઓરેલીઅસ નામના એક રોમન શાહાનશાહના શબ્દો કે, "દેવતાઓ (ખુદા) ની નકલ કરવી, એ મારી નેમ હતી." તે આપણા ધર્મ પુસ્તકનાં ઉપલાં શિક્ષણને મલતા શબ્દો છે.

---

૧. Religion is a likeness to God, according to your ability.

**કુદરતમાં નજરે પડતો અહુરમજ્દનો તરીકો.—ઉદ્યોગ, કરકસર, અરસપરસની મદદ**—અહુરમજ્દના તરીકાનો આપણે ઘણીક રીતે વિચાર કરી શકિએ. દાખલા તરીકે, તે સાહેબનો તરીકો આપણુને તેની કુદરતમાં નજરે પડે છે. તેની કુદરત ઘણીક રીતે આપણુ માણુસ જાતને નીતિજનક બોધ દે છે. તે બાબેની સઘળી બાબતોનો વિચાર નહીં કરતાં, જો થોડીક બાબતોનો આપણે વિચાર કર્યે છિએ તો દિસે છે કે, આપણે તેની કુદરતમાં ત્રણ નિયમો જોઇએ છિએ.

૧. તેની કુદરતમાં સઘળે નિયમીત કામ અને ચપળતા નજરે પડે છે.

૨. તેની કુદરતનો કારોબાર જાણે કરકસરથી ચાલે છે; કેઠે વગર જરૂરે ચપળતા ખોહવાની નેમ રાખી નથી.

૩. કુદરતના પદાર્થોનો એકમેક ઉપર આધાર છે. સર્વ પદાર્થોને એકમેકની મદદ છે.

કુદરતમાં નજરે પડતા આ ત્રણ નિયમો—ઉદ્યોગ અથવા ચપળતા, કરકસર, અને અરસપરસની મદદ—આપણુને અહુરમજ્દનો તરીકો, જે પ્રમાણે આપણે ચાલવું જોઇએ, અને જે પ્રમાણે ચાલવામાં તેની ખરી સેતાયશ સમાયલી છે, તેનો ખ્યાલ આપે છે. કુદરતમાં નજરે પડતા આ ત્રણ નિયમો પ્રમાણે

આણી અહુરમજ઼્દનો તરીકો અખત્યાર કરવા આ સોનેરી શિખામણ આપણુ સર્વએ હમેશાં યાદ રાખવી જોઇએ કે: ૧. આપણે ઉદ્યોગ કરી બને તેટલું પેદા કરવું; ૨. જે પેદા કર્યુ હોય તેમાથી કરકસર કરી બને તેટલું બચાવવું; ૩. અને જે બચાવ્યુ હોય તેમાથી બને તેટલું આપણી આજુબાજુના ગરીબ નાચારોને આપવું.

અહુરમજ઼્દની સેતાયશ આપણા શબ્દોથી કરવી એ અલબતે જરૂરનું છે. પણ તેમ કરી બેસી રહેવું, તે ફકત જીભની, મ્હોંડેની સેતાયશ ગણાય. તે ખરાં હૈડાંની સેતાયશ ત્યારે ગણાય, કે જ્યારે આપણે તેની સેતાયશમાં યાદ કરેલા તેના સદગુણોની અને તે સદગુણો મુજબનાં તેનાં કામોની નકલ કર્યે અને તે ઉપર અમલ કર્યે. એક વિદ્વાનના આ શબ્દો છે કે, "સ્તુતિ એ નેકીનો વિચાર છે."[1] ત્યારે આપણે કોઇની સ્તુતિ કર્યે તેનો અર્થ આ કે, તેનાં જે નેક કામો માટે આપણે સ્તુતિ ગાઇએ, તે નેક કામોનો આપણે વિચાર કર્યે એવો ભલો વિચાર પોતા સાથે કાંઇ નહી તો, થોડો કે ઘણો, ફાયદો લાવે છે. ભલા નેક વિચારોની હવામાં ઉપરવું, એ ભલી જીંદગી ગુજારવા માટેનું પેહેલું કદમ છે. ખરી સ્તુતી નેક વિચારોને જન્મ આપે છે, કે જે નેક વિચારો નેક કામો કરાવે છે. ત્યારે અહુરમજ઼્દની ખરી સ્તુતિ કુદરતમાં નજરે પડતા તેના સદગુણો અખત્યાર કરીને ભલાં કામો કરવાથી થાય છે.

---

[1] "Praise is the reflection of virtue." (Lord Bacon)

**"પાદીઆબ" કરી સ્તુતિપાત્ર અહુરમજદની ખરી સ્તુતિ કરવા માટે આપણે પોતે સ્તુતિપાત્ર થવું જોઇએ**—અહુરમજદ પોતાની સેતાયશ, પોતાની સ્તુતિ ભલાં આદમીઓ, જેઓ પોતે સ્તુતિપાત્ર નિવડયા હોય, તેઓને મ્હોંડેથી સાંભળવાને ઘણો ખુશી થાય. એક વિધ્વાનના આ શબ્દો છે કે, "જેઓ પોતે સ્તુતિપાત્ર હોય, તેઓને મ્હોંડેથી સ્તુતિ સાંભળવી, તે મોટું સુખ છે." [1] એક બીજો લખનાર કહે છે કે, "તે સ્તુતિ ખરેખર મીઠી હોય છે, કે જે તે ધણીએ કરી હોય, કે જેઓની લાયકાત, તેઓ પોતે જે સ્તુતિ કરે છે, તે સ્તુતિને લાયકની હોય." [2]

કહેછે કે અસલી જમાનાના એક ટોળાનાં ધર્મ ક્રીયાનાં[3] મકાનના દરવાજા ઉપર નીચલા શબ્દો લખેલા હતાઃ—"કોઇ પણ ધણી, જેના હાથ પાક નહિ હોય, અને જેની જીભ ડહાપણ ભરી નહિ હોય, તેણે અહિં દાખલ થવું નહિ. ફકત તેજ ધણીએ અહિં દાખલ થવું, કે જે ધણી સઘળી આલુદગીથી પાક હોય, અને જેનું રવાન માનતું હોય કે, તેણે કોઇ પણ ખરાબ

---

૧ "It is a great happiness to be praised by them that are most praiseworthy" (sir Philip Sidney).

૨ "Sweet is the breath of praise when given by those
Whose own high merit claims the praise they give."

૩ Elysian Mysteries.

કામ કર્યું નથી, અને જેણે ભલી અને પ્રમાણિક જીંદગી ગુજારી હોય."[1] ત્યારે "ક્નઓથ્ર અહુરહે મઝ્દાઓ" શબ્દો ભણી હાથ મ્હોંડું ધોઇ "પાદીઆબ" કરતાં આપણે એ મુજબ અહુરમઝ્દને ખુશાલ કરવાનો વિચાર કરવો જોઇએ. અહુરમઝ્દની ખરી સેતાયશ, ખરી સ્તુતિ કરવા માટે આપણે આપણી વર્ત્તણુંકને સ્તુતિપાત્ર બનાવવી જોઇએ. આપણે ભલા થઇશું તો આપણી સ્તુતિ અહુરમઝ્દની દરબારે વધારે જલદીથી પહોંચશે અને કબુલ રહેશે.

## ૨. અહુરમઝ્દની શુક્રગુજારી.

અવસ્તા—" નેમખ્યામહી ઇષુઇધ્યામહી,
થ્વા મઝ્દા અહુરા; વીસ્પાઇશ થ્વા હુમતાઇશ,
વીસ્પાઇશ હૂખ્તાઇશ, વીસ્પાઇશ, હ્વર્શ્તાઇશ પઇરિ-
જસામઇદે (હપ્તન યશ્ત. યજશ્ને, હા. ૩૬ ક. ૫).

**અર્થ**—ઓ અહુરમઝ્દ ! અમો તુંને નમિએ છિએ; અમો તુને ઉપકાર જાહેર કર્યે છીએ; અમારા સઘળા ભલા વિચારોથી, સઘળા ભલાં શબ્દોથી, સઘળાં ભલાં કામોથી તારી નજદીક પહોંચિએ છિએ.

**પાઝંદ**—" સેપાસ ઓએ ખુજ્ઞેમેં હસ્તીઆંન. "
(દુઆ નામ સેતાયશ્ને.)

---

1. " Let no one enter here whose hands are not clear and whose tongue is not prudent. He only may enter here who is pure from all defilement and whose soul is conscious of no wrong and who has lived well and justly. "

અર્થ—હયાતી ભોગવનારાઓમાં તે બુજોર્ગ સાહેબને મારૂં એહસાન (પોહોંચજો.)

ઉપલા શબ્દોથી એક જરથોશ્તી અહુરમજ્દ તરફ એહસાન જાહેર કરે છે. તે દરરોજ કુસ્તી કરતાં "જસ મે અવંઘૂહે મજ્દ મજ્દયસ્નો અહ્વી" નો કર્દો[1] ભણતાં ભણે છે કે, "અહુરાઇ મજ્દાઇ વીસ્પા વોહુ ચીનહ્મી" એટલે "સર્વ નેઆમત અહુરમજ્દની છે, એમ હું માનું છું." નેઆમતો માટે અહુરમજ્દનું એહસાન માનવાની આપણી ફરજ છે. અહુરમજ્દ તરફની ફરજોમાં તેની સેતાયશ પછી તેની શુક્રગુજારી બીજી જગ્યા રોકે છે. એક રીતે જોતાં તેની શુક્રગુજારી, તેની સેતાયશનું બીજું રૂપ છે. તેની સર્વ શકિતના, તેનાં સર્વ જ્ઞાનના પ્રતાપથી આપણ માણસજાત સેંકડો અને હજારો નેઆમતો ભોગવિએ છિએ. માટે તેને આપણી સેંકડો અને હજારો સેવાઓ ઘટે છે. અહુરમજ્દની સેપાસગુજારી અહુરમજ્દને પિછાનવાનો માર્ગ છે.

**આભાર માનવો એ મોટો સદ્દગુણ—** કોઇનો આભાર માનવો, કોઇએ આપણાં ઉપર એહસાન કીધું હોય તો તેનું એહસાન પિછાનવૂં, એ એક મોટો સદ્દગુણ, એક ઉત્તમ નેકી છે. એક હિંદુ દાનાવના આ શબ્દો છે કે, "એક માણસ, જે સર્વ

---

૧. યજશ્ને, હા ૧૨ ફ. ૮,

નેકીઓ ભુલી ગયો હોય, તે કદાચ છુટકારો પામે, પણ એક આદમી, જે તેના ઉપર થયલું એહસાન ભુલી જાય, તે કદી છુટકારો નહી પામે." જ્યારે એમ છે, ત્યારે અહુરમજ્દ, જેણે આપણા ઉપર પોતાની સર્વ શક્તિથી અને પોતાનાં સર્વ ડહાપણથી હજારો ઉપકારો કરેલા છે, તેનું એહસાન માનવાની આપણી કેટલી બધી ફરજ છે! આપણે તે દાદારના ઘણા આભારી છિએ કે, તેણે આપણને પોતાની આ જગતની મોજો ભોગવતા પેદા કર્યાં છે. પૃથ્વી ઉપર તે સાહેબે ખુશનુમા દેખાવો ઉપરાંત સેંકડો નેઆમતો આપણા ભોગવટાને માટે પેદા કરી છે. તેણે સુંદર ફુળ ફળાડી, ભાજી તરકારી, અનાજ વીગેરે પેદાયશો આપણા ખોરાક વિગેરેના ભોગવટા માટે પેદા કરી છે.

વળી કુદરતની એ બહારની પેદાયશ ઉપરથી આપણા પોતા તરફ, આપણ માણસ જાત તરફ, નજર ફેંકતાં આપણને તે સાહેબના આભારી થવાનો કેટલો બધો સબબ છે! તેણે આપણને એકલાં અને અટુલાં નથી રાખ્યાં. નર અને નારીનાં જોડકાંઓ પેદા કરી, જન ફરજંદની સંતોષભરી, અને સુખ આપનારી સંગત આપણને બક્ષી છે, કે જે રૂડી સંગત આપણને આપણી જીંદગીનાં કામમાં ઉલટ અને યારી આપે છે. આપણને તે સાહેબે ભલા મિત્રો આપ્યા છે કે જેઓ આપણને પોતાની સંગતથી

ચારી અને મોજ દેછે. એ સર્વ માટે ત્યારે આપણે અહુરમજ્દ તરફ એહસાનમંદ થવાનું છે.

## અહુરમજ્દના એહસાન માટે સંતોષની જરૂર.

**પાજંદ**—હર ચિ રસેદ ખુશ મીનશ્નિ સેપાસદાર બેદ.

**અર્થ**—જેબી કાંઇ તુંને હાંસલ થાય તે માટે ખુશ વિચારથી આભારી થા. (બનામે યજ્દ) १

આપણે આપણા વિચાર, વચન અને કામોથી અહુરમજ્દ તરફ આપણો આભાર દેખાડવો જોઇએ. આપણી વર્ત્તણુકથી તે દાદારને આપણો આભાર જણાવવા કાજે પહેલી જરૂરની ચીજ સંતોષ છે. જે હાલતમાં, તે દાદારે આપણને મેલ્યાં હોય, તે હાલત માટે આપણાં મનથી, આપણા વિચારથી સંપૂર્ણ વિશ્વાસ સાથનો સંતોષ દેખાડવો, એ ઉપકાર જાહેર કરવાનો અગતનો માર્ગ છે. આપણી જીંદગીમાં દુઃખના કેટલાક કલાકો ગુજરે છે. પણ દરેક માણસ પોતાની જીંદગીનો હિસાબ લેશે તો જોશે કે દુઃખના કલાકો કરતાં વગર દુઃખના કલાકો ઘણા ગુજારેલા હોય છે. માટે સંતોષ એ સુખનું મોટું સાધન છે. આપણને તે દાદારથી એક સો અને એક નેઆમત મળી હોય, પણ એક

---

१. એરવદ એ. કે. આત્યાનાં પાજંદ લખાણો પા. ૨૦૭.

વસ્તુ નેઆમત કે મોરાદ, જે ઉપર આપણે દિલ લગાડયું હોય, તે બર ન આવી હોય, તો તેથી તે માટે બીસબર ન થવું જોઇએ, પણ સંતોષ પકડવો જોઇએ. એવા સંતોષ સાથે દરેક કામ માટે આપણે ઉપકાર જાહેર કરવો જોઇએ.

ઉપકારી હૈડું ઘણાં કામોનું મૂલ થઇ પડે છે. તમો કામથી ફારેગ થઇ સાંજે સ્વચ્છ હવાની નેઆમત ભોગવવા જાઓ, આખો દહાડો કામ કરી તમારાં કામોથી પરવારો, તમારૂં ભોજન લઇ રહો, ખુશ નિંદ કાઢી સહવારે ઉઠો, કોઇ અગત્યના કામ માટે કોઇ શખ્સની મુલાકાત લેઇ આવો, એવાં એવાં જીંદગીનાં ઘણાક નાનાં કામો વેળા, તે દાદારને યાદ કરી આભાર જાહેર કરતા રેહશો, તો તમારૂં ઉપકારી હૈડું તમોને ઘણાં ભલાં કામો માટે હિમ્મત દેશે. ઉપકારી હૈડું તમોને સારાં નરસાં વચ્ચે ફરક રાખવાને આડકતરી રીતે શિખવશે. એક પાપી યા ગુનેહગારને બુરાં કામ કરતાં જોઇ નહિ, પણ એક ભલા આદમીને ભલું કામ કરતો જોઇ "શાબાશ" પોકારી તમો તે દાદારને ઉપકાર જાહેર કરશો. એક ગંધીલી જગ્યાનો દેખાવ જોઇને નહિ, પણ કુદરતનો એક મનોરંજક દેખાવ જોઇ તમો આફ્રીન પોકારશો. ત્યારે એવું ઉપકારી હૈડું સારાં નરસાં વચ્ચેનો ફરક વધારે સારી રીતે જોવાને તમોને શકિતવાન કરશે.

**અહુરમજ્દનું એહસાન આપણા કામોથી-** અહુરમજદનું એહસાન વધારે વાસ્તવીક રીતે આપણે આપણાં કામોથી માની શકીએ. આ બાબતને મધાળે મેલેલા એહસાન માનનારા હમ્તન યશ્તના ફકરામાં, જેમ વિચાર અને વચનથી, તેમ કામથી અહુરમજદનું એહસાન માની તેને પોહાચવાનું જાહેર કરવામાં આવે છે. એક દુનિયાઇ દાખલો લેઓ. આપણાં માત પિતાએ આપણને પાળીપોશી મોટા કીધાં, તે માટે આપણે તેઓનો આપણાં વચનોથી મોટો ઉપકાર માનિએ. પણ તેઓનો ખરો મોટો ઉપકાર તો આપણે આપણાં કામોથી વાળવાનો છે, તેઓની જઇફ હાલતમાં તેઓનું પાળણુ પોષન કરી માનવાનો છે. તેઓનાં બીજાં બચ્ચાઓ, એટલે આપણાં બીજાં ભાઇબંધો, જો તન, મન અને ધનની નબલી હાલતમાં હોય, તો તેઓની સંભાળ લેવી, એ આપણા મા બાપને ખુશી કરવાનો, તેઓનું એહસાન માનવાનો એક માર્ગ છે. અહુરમજ્દનું એહસાન માનવાનો એક માર્ગ ત્યારે આ પણ છે કે તે સાહેબનાં બીજાં બચ્ચાંઓનું, આપણાં મનુષ્ય ભાઇબંધોનું આપણે ભલું કરવું.

**અહુરમજ્દનું એહસાન વધુ સુખ લાવે—** આ દુનિયામાં આપણે જોઇએ છિએ કે જો એક ધણીએ આપણું ભલુ કીધું હોય અને તેનો આપણે ઉપકાર માનિએ છિએ તો તે ધણી ખુશી થાય છે, અને તેનું મન આપણાં ઉપર વધારે ઉપકાર કરવાને લલચાય છે. તેથી ઉલટું

જો આપણે આપણો ઉપકાર તેને જાહેર કરતા નથી તો તેનું દિલ નારાજ થાય છે અને તે વધારે ઉપકાર કરવાથી દૂર રહે છે. એજ પ્રમાણે દાદાર અહુરમજ્દ જેણે આપણુને ઘણી નેઆમતો બક્ષી છે અને આપણી મોરાદો બર આણી છે, તેનો આભાર માનવો જોઇએ, કે તેથી તે સાહેબ ખુશી થાય અને તેની વધુ નેઆમતો મેલવવાને આપણુને શક્તિવાન કરે. પસાર થઇ ગયલા વખતમાં આપણી જે મુશકેલીઓ આસાન થઇ હોય તેને યાદ કરી આપણે ખુદાનો ઉપકાર માનવો જોઇએ. દુઃખ વેળાજ ખુદાને યાદ કરવો, એટલુંજ નહિ, પણ દુઃખ જતું રહી સુખ આવ્યું હોય ત્યારે તે સુખમાંહ પણ અહુરમજ્દને યાદ કરવો અને આભાર માનવો.

**સુખમાં અહુરમજ્દનું એહસાન આપણુને નમ્ર બનાવે છે.**—જેમ દુઃખ અને દલગીરી વખતે અહુરમજ્દની યાદ દુઃખ અને દલગીરીને કમી કરે છે, તેમ સુખ અને ખુશાની વખતે તે દાદારની એહસાનમંદ યાદ આપણુને સુખ અને ખુશીથી બેવડાં સુખી અને ખુશી કરે છે. આવી બન્ને વખતે અહુરમજ્દની યાદ એક લખનાર કહે છે તેમ "સુખને વધારે મીઠું અને દુઃખને વધારે દક્કે થતું કરે છે."[1]

વળી સુખ અને શાંતિ વખતે અહુરમજ્દની

૧. "Joy will be sweeter, woe will be fleeter."

એહસાનમંદ થાઇ આપણને નમ્ર રાખે છે, આપણને મગરૂર બનતાં અટકાવે છે. જો એક માણસ પોતાની ફત્તેહ યા આબાદી વખતે મનમાં એમ ફાંટો રાખે કે, "આ સર્વ મેં મારી હુશિઆરીથી કર્યું," તો તે કમબખ્તીની નિશાંણી. ઇરાનની તવારીખમાં પાદશાહ જમશેદનો દાખલો આ દેખાડે છે. તે એક ભલો અને નેકજાદ પાદશાહ હતો. તેણે અહુરમજ્દની મેહેરથી તેનાં ફરમાન મુજબ વર્તી ઇરાનને આબાદ અને સુખી કર્યું હતું અને પોતે પણ આબાદ અને સુખી થયો હતો. પણ કોઇ કમબખ્ત ઘડીએ તેનાં મનમાં હંકાર અને મગરૂરિનો વિચાર આવ્યો કે, "આ સર્વ હું અને હુંજ કરી શકયો છું." આ મગરૂરીએ તેની પડતી આણી. માટે "સુખે સોની અને દુઃખે રામ," એ કહેવતથી સાહુચેત રહી, સુખે પણ તે દાદારનેજ એહસાંન સાથે યાદ કરવો.

## ૩ અહુરમજ્દની મરજીને તાબે થવું અને તેને નાખુશ નહિ કરવાનો ડર રાખવો.

**અવસ્તા**—વસસ્ચ ત્ અહુરમજ્દ ઉસ્તાચ ક્ષએષ હ્વનાંમ દામનાંમ, વસો આપો, વસો ઉર્વરાઓ, વસો વીસ્પ વોહૂ અષ-ચિથ્ર. ક્ષયમ્નેમ અષવનેમ દાયત, અક્ષયમ્નેમ દ્રવન્તેમ. વસો-ક્ષથ્રો ખ્યાત અષવ, અવસો ક્ષથ્રો ખ્યાત દ્રેગ્વાઓ. ગતો હમિરનો નિજબેરેતો હચ સ્પેંન્તહે મઇન્યેઉશ દામબ્યો. વરતો અવસો ક્ષથ્રો. (યજશ્ને, હા ૮ ફ. ૫ અને ૬.)

**અર્થ**—ઓ અહુરમજ્દ ! તું તારી પોતાની પેદાયશની ઉપર, પાણી ઉપર, ઝાડપાનો ઉપર, તમામ અશોઇની તોખ્‌મની નેઆંમનો ઉપર, તારી મરજી પ્રમાણે સુખથી અમલ કર. તું અશોને રાજ્ય કરતો, દરવંદને રાજ્ય વિનાનો કર. અશો માણસ મરજી પ્રમાણે રાજ્ય કરનારો થાય. દરવંદ મરજી પ્રમાણે રાજ્ય કરનારો નહિ થાય. તે સંકટમાં ડુબેલો, સ્પેનામીનોની પેદાયશમાંથી હાંકી કહડાયલો, નામોરાદ થયલો અને મરજી પ્રમાણે નહિ રાજ્ય કરનારો થાય.

'ક્ષ્નઓથ્ર અહુરહે મજ્દાઓ' એટલે "અહુર જ્દની ખુશ્નુદી થાઓ," યાને "દાદાર અહુરમજ્દ ખુશી થાઓ," એ આપણા જરથોશ્તીઓને મ્હોંડેથી દરરોજ ઘણી વાર નિકળતા શબ્દો છે. તે આપણી પરસ્તેશની, આપણી દરેક બંદગીની શરૂઆતના શબ્દો છે. અહુરમજ્દની પરસ્તેશનો એક ઉત્તમ માર્ગ આ છે કે તે સાહેબની મરજીને તાબે થઇ, તેને ખુશી કરવો. તેને નાખુશ નહિ કરવો. તે આપણાથી ખુશી થશે તો તે આપણને ખુશી કરશે. જે પ્રમાણમાં આપણે અહુરમજ્દને ખુશી કરીશું તે પ્રમાણમાં આપણે ખુશી થઇશું. જે પ્રમાણમાં આપણે કોશેશ કરીશું, મેહેનત લઇશું, રંજ ખેંચીશું, અને તેમ કરીને દાદારને ખુશી કરીશું, તે પ્રમાણમાં આપણે ખુશી થઇશું. ખુદાતાલાની ખુશીમાં આપણી ખુશી સમાયલી છે. તમો જો કોઇનાં ઘરમાં મેહમાન તરીકે જાઓ, અને ત્યાં સુલેહ અને સુખ, ખુશી અને શાંતિથી રહેવા માગતાં હોવો, તો તમોને જે પેહલી ચીજ ઉપર ધ્યાન આપવું

જોઇએ, તે આ કે, તમોએ તે ઘરના ઘરધણીને, તમારા મેજબાનને ખુશી રાખવો. આ પૃથ્વી, તે અહુરમજ્દનું ઘર છે. આ દુનિયામાં તમો એક મેહેમાન તરીકે છેઓ. માટે જો તમો આ દુનિયાનાં ઘરમાં સુલેહ અને સુખ, ખુશી અને શાંતિથી રહેવા માંગતા હોવો, તો તમોએ તે ઘરનો માલેક, તમારો હમેશનો મેજબાન, જે દાદાર અહુરમજ્દ, તેને ખુશી રાખવો. આ જીંદગીની સફરમાં, જે પ્રમાણમાં તમો તમારા મેજબાન—અહુરમજ્દ—ને ખુશી કરશો, તે પ્રમાણમાં તમો ખુશી થશો, તમો સુખી થશો.

**અહુરમજ્દની મરજીને શરણ થવાની ફરજ**—અહુરમજ્દની મરજીને શરણ થવાની આપણી ફરજ છે. જો તેમ નહિ બન્યું હોય તો તે માટે પનેતમા દરગુજર ચાહવામાં આવે છે. ત્યાં ભણવામાં આવે છે કે, " કુ કામે દાદાર અહુરમજ્દ ખુદ ઓએમ આવાયસ્ત મનીદન ઓએમ ન મનીદ... ... " એટલે " જેમ કાંઇ દાદાર અહુરમજ્દની મરજી હતી તે પ્રમાણે મારે વિચાર કરવો જોઇતો હતો, તેમ જો મેં નહિ કર્યો હોય, તે પ્રમાણે મારે બોલવું જોઇતું હતું તેમ જો હું નહિ બોલ્યો હોઉં, તે પ્રમાણે મારે કરવું જોઇતું હતું તેમ જો મેં નહિ કર્યું હોય, તો તેની મરજીને શરણ નહિ થવાના ગુનાહથી હું પશેમાન થાવું છું." ગમે તેવું સખ્ત દુ:ખ, "**ખુદાની મરજી,**" એવા અહુરમજ્દ ઉપરના ઇતબારથી પોતાનો દુખ

ખોહે છે. એથી કેટલુંક દુઃખ સુખ સમાન થાય છે. એક ધર્મી માણસ, જ્યારે પોતાની ધારણાઓ સફળ થતી જોતો નથી, ત્યારે બીસબર થવાને બદલે સંતોષ પકડે છે કે, "ખુદાની મરજી." ખુદા ઉપરનો એવો વિશ્વાસ તેને તેનાં કામ તરફ શરૂઆતમાં ઉલટમંદ કરે છે, અને સેવટે, જો તે કામ પાર પડતું નથી તો, તેને નાઉમેદ કરવાને બલે સંતોષી કરે છે.

અહુરમજ્દની મરજી ઉપરનો એવો ઇતબાર કેટલીક વાર નામોરાદીને પણ હિંમ્મતમાં બદલી નાખે છે. અહુરમજ્દને ખુશાલ કરી તેની મરજી અને શકિત ઉપર ઇતબાર રાખનાર ધણી પોતાનાં સંકતોને જલદીથી ટાળી શકે છે અને દુઃખમાં પણ દિલાસો લઈ તે દુઃખને સુખમાં ફેરવી નાખે છે. તેની મેહેર આપણા તરફ હમેશાં વહે છે, જેમ સુખમાં તેમ દુઃખમાં. માટે દુઃખ વેળા તે ઉપર બીવિશ્વાસ થવું નહિ જોઇએ.

**અહુરમજ્દની મરજી. તે પાર પાડવામાં માણસનું કામ**—અહુરમજ્દ ઇનસાફનો ખાવંદ છે, માટે ઈનસાફને કાયદે તેની મેહેરબાનીને લાયક થવાને આપણે કોશેશ કરવી જોઇએ. તે સાહેબ આપણ સર્વને સુખ આપવા માટે તૈયાર છે, પણ તે સુખ મેળવવા માટે આપણે તૈયાર થવું જોઇએ. એક લખનાર કહે છે તેમ, "માણુસ માટે સુખને તૈયાર કરવું અને લાયક કરવું જોઇએ, એટલુંજ નહિ, પણ માણુસે પોતાનાં સુખને ખાતર પોતાને તૈયાર કરવું જોઇએ."

અહુરમજ્દની મરજી મુજબ આ જગતનો કારોબાર ચાલે છે. પણ તે મરજીને માણસનાં કામો અમલમાં મેલે છે. અહુરમજ્દની મરજી પ્રમાણે સઘળું થાય છે. પણ એક માણસના સંબંધમાં તેની મરજી પ્રમાણે સર્વ થાય, તે કાજે તે માણસે પોતે કામ કરવું જરૂરનું છે. માણસનાં પોતાનાં કામ વિના તેના સંબંધની અહુરમજ્દની મરજી થાય નહિ. એક વિદ્વાન કહે છે તેમ "ખુદા-તાલને આપણે ખુશી કર્યે તે માટેનો એકજ માગ છે, અને તે આપણે પોતે બેહેતર થવાનો છે."[1] આપણી મોરાદોની ફતેહ ચોકસ નથી. પણ ખરી ફતેહ, જેમ આપણે ચાહિએ તેવુંજ પરીણામ લાવવામાં સમજવી નહિ. ખરી ફતેહ તો આપણી કોશેશમાંજ સમજવી. એક લખનાર કહે છે તેમ, આપણે જે કામ માટે દુઆ ગુજારતા હોઇએ, તે કામ માટે "મેહનત કરવી એજ ખરી ફતેહ છે."[2] આપણે માગેલી બધી ભલી મોરાદો પાર પડે કે નહિ, પણ તે મોરાદો માટે આપણે આજે કમર કશિએ, તેજ એક ફતેહ છે. અહુરમજ્દની બંદગી આપણને યાદ આપે છે, કે આપણે જે મોરાદો માંગિએ છિએ, તે માટે આપણે પોતે કોશેશ કરવી જોઇએ. એક ખરી બંદગી એક

---

૧ "*The only way in which we may please God is by our becoming better men*" ( Kant )

૨ The true success is labour.

જાતની પોતે પોતાનેજ સંભળાવેલી વાએજ સમાન છે. અહુરમજ્દ સાથે શાંત મનથી બે ઘડી વાત કર્યે,—એટલે દયતના ગુનાહ માટે પસ્તાવો કર્યે, ફરીથી ગુનાહ નહિ કરવા માટે કબુલાત આપિએ, ભોગવેલી નેઆમતો માટે ઉપકાર માનિએ, હવે પછી નેઆમતો મળે તે માટે દુઆ ગુજારિએ, અને જે મોરાદો માંગતા હોઇએ તે મોરાદો પાર પાડવા માટે કોશેશ કરવાને વિચાર કર્યે,—એ સર્વ એક રીતે, આપણે પોતે પોતાને વાએજ સંભળાવતા હોઇએ, તેમ કહેવાય

"આપણી બંદગીમાં આપણે આપણી ફરજ વાંચિએ છિએ."[1] ખરાં જીગર અને આકીનથી અહુરમજ્દ સન્મુખ આપણા વિચાર જાહેર કરી આપણે દુનિયાઇ કામકાજમાં પડિએ તો માંગેલી દુઆઓ અમલમાં મેળવાને કાજે શ્રમ ખેંચવાને અને મેહેનત કરવાને આપણને હિમ્મત અને ઉલટ આવે છે. દરેક જને પોતાનું સહવારનું કામ શરૂ કરતાં અહુરમજ્દને યાદ કરવો જોઇએ અને સાંજે કામ ખલાસ કરતાં તેને યાદ કરવો જોઇએ. એમ યાદ કરી હિમ્મત પકડી, દુઃખ આવી પડે ત્યારે દુઃખને પણ સુખમાં બદલવાની કોશેશ કરવી જોઇએ. જો એક હાથ ઉપર આપણે તે સાહેબ ઉપર સંપુર્ણ વિશ્વાસ રાખી, બીજા હાથ ઉપર કોશેશ કર્યે, તો તેથી તે સાહેબ ખુશી થાય અને આપણું કામ સફળ થાય. અહુરમજ્દ ઉપરનો પાક

1. We read duty in our prayers.

ઇતબાર—અને તે અક્કલને અનુસરતો ઇતબાર—માણસ તરફથી એવી કોશેશની આશા રાખે છે. એવી કોશેશ સાથનો અહુરમજ્દ ઉપરનો વિશ્વાસ વધારે પાક, સ્વચ્છ અને ઉમદા હોય છે. એવી કોશેશ છતાં, અહુરમજ્દ ઉપરના સંપુર્ણ વિશ્વાસ સાથની કોશેશ છતાં, જો કોઇ વખત મોરાદ બર આવતી નથી, તો તે મોરાદ ધરાવનાર માણસ પોતાની નામોરાદી, હિમ્મતથી અને શાંત મનથી ખમી શકે છે. તે ધારે છે કે જે મોરાદ ઉપર તેણે ઘણો આધાર રાખેલો, તે મોરાદ તેનાં ભલા માટે ન હશે, તેથીજ અહુરમજ્દે તે સફળ કીધી નહિ.

**અહુરમજ્દના વિશ્વાસથી દુ:ખમાં દિલાસો. આપઘાતનો ગુનાહ**—આપણી ઉપર આવી પડેલાં દુ:ખ વેળા, પેલી કહેવત, કે "આશા જીંદગીને ટેકવે છે," તે પ્રમાણે, ભવિષ્યનાં ભલાંની આશા રાખવી જોઇએ. આશા પાર પડવાનો સંભવ હોય છે. "ખુદા કરશે તો થોડા દહાડામાં બૂરો દહાડો વહિ જશે," "ભોંયનાં પડયાં કાંઇ ભોંયે રહેવાના નથી," એવા વિચારોએ આપણને દુ:ખમાં દિલાસો દેવો જોઇએ. જ્યાં સુધી તે દુ:ખો ચાલુ રહે છે, ત્યાં સુધી તેઓ હેરાન કરે છે. પણ જયારે તેઓ પસાર થઇ જાય છે, ત્યારે આપણને ઘણું ખુશનુમા લાગે છે. જેમ શિયાળા સાથે ઉનાળો છે, જેમ સખ્ત શિયાળા પાછળ સુંદર

બહારની મોસમ છે, તેમ આ દુનિયામાં દુઃખ સાથે સુખ ભેળાયલું છે. જો સખ્ત શિયાળાની સખ્તીનો તમોને અનુભવ નહિ હોય તો તમો બાહારની મોસમની કદર નહિ બુજો. જો દુઃખ નહિ હોય તો તમો સુખની કદર બરાબર નહિ પિછાનો. રાતનો અંધકાર વચમાં મળતો નહિ હોત તો સુર્યને કોઇ પણ આવકાર દેવાને તૈયાર થાય નહિ. સુર્ય, જે ચંદ્ર કરતાં વધારે ઉપ્યોગી છે, તેને લોકો આવકાર દિએ છે, તેના કરતાં ચંદ્રને વધારે દિએ છે, સબબ આજ કે, તે ઘણી અંધારી રાતો પછી આવે છે. ચાલુ વર્ષાદ પછી જયારે સુર્ય દેખાય છે ત્યારે તે એજ કારણે વધારે આવકાર પામે છે. એજ પ્રમાણે દુઃખ સાથે સુખ ભેળાયલું હોવાથી સુખની કિમત વધે છે. સુખથી દુઃખને છુટું પાડવાનું કામ આપણું છે.

જેઓ એકાએક આવી પડેલાં દુઃખથી પોતાની જીંદગીનો છેડો લાવે છે તેઓ શું ખાતરીથી માને છે કે તેઓ દુઃખથી છુટે છે? તેમ નથી. મરણ બાદ તેઓ માટે બીજી કાંઇ જીંદગી સરજેલી છે. તે દુઃખથી તદન નિરાળી છે, એમ આપણ જાણુતા નથી. દુઃખથી કંટાળી જીંદગીનો છેડો લાવનારને કોઇ પ્રકારની ખાત્રી નથી કે તેનાં દુઃખનો છેડો આવ્યો. અલબતે, જે માણસો પોતાના વાંકોથી—જેવા કે અણઘટતા ખરચોથી, ફીશીઆરીથી, દેખાદેખીથી, સત્તાથી, જુગારથી, વ્યભીચારથી—પોતા

ઉપર દુઃખો લાવી મેળે છે, તેઓને ભવિષ્યની ભલી આશાથી પુરતી શાંતિ મલતી નથી. પણ તેમાં તેઓનો પોતાનો વાંક છે. પણ એકબાર્ગી એવા વાંકો થયા, તો તે કાજે જીંદગીનો છેડો લાવી આપઘાત કરવાથી એવા વાંકનો બોજો એમનો એમ રહી જાય છે. પણ જો માણુસ તેવા વાંકો માટે ખરાં જીગરથી પસ્તાવો કરી ભલાં કામો કરવાને કોશેશ કરે, તો બની શકે એવું છે, કે તેવા વાંકોનો ભાર થોડોક ઓછો કરી શકે. ગુનાહના બોજા તળે કચડાઈ એકદમ અહુરમજ્દ સનમુખ જઈ ઇનસાફ માટે ઉભું રહેવું, અને થોડો વખત રહીને ગુનાહનો બોજો પસ્તાવાથી અથવા બીજાં ભલાં કામોથી ઓછો કરી ઉભું રહેવું, એમાં કેટલો ફેર? અલબતે, કેટલાંક દુઃખો આપણી ઉપર વગર વાંકે આવી પડે છે. ઘણીક વાર આ પળવારની દુનિયામાં નેક આદમીઓ હેરાન થાય છે અને બુરાઓ માન પામે છે. એવી બાબતોમાં આપણુને ભવિષ્યની જીંદગી પર આશા રાખવાની છે,[1] કે જો આ દુનિયામાં ભલાં કામોનો બદલો નહિ મલશે તો ભવિષ્યમાં

---

1. પ પેતીઆર અનાઘ્ર અજ ઘનામીનો અત્રર મદ ઉમેદે રસ્તાખીજરા પદશ ખોરૂસન્દ હમદારસ્તાંન હોમ.

( પતેત, કરદો ૧ ).

**અર્થ**—આહરેમનથી જે નુકસાન અને હલાકી પોંહચે, તે બાબે રસ્તાખેજની ઉમેદથી હું સંતોષી થાઉં અને રાજી થાઉં. (એ બાબે જુઓ દાદેરતાને.દીની બાબ ૫.)

તેનો ખંગ વળી જશે. આ બાબતના સંબંધમાં કુદરતની મોસમોના વિચારો ઉપરથી સુજ પડતા કવિ થોમ્સનના આ શબ્દો જાણવાજોગ છે કે:—

"ઓ દુઃખી થયલા નેક આદમીઓ! ઓ ઉમદા ખવાસનાં થોડા આદમીઓ! જેઓ આ દુનિયામાં જીંદગીના બોજા તળે વગર કચડાવે ( હિમ્મતથી ) ઉભા છો, તેઓ જરા સબુરી પકડો. તમારી હદવાળી નજર, જે ફકત થોડુંકજ જોઇ શકતી હતી, તેને જે કાંઇ બુરૂં દેખાયું હતું, તે હવે વધારે વખત હૈયાતી ભોગવતું નથી. શિયાળાનાં તોફાનો હવે જલદીથી પસાર થઇ જશે, અને હદ વગરની લાબી વસંત રૂતુ સઘળે ફરી વળશે."[૧]

**દુઃખ વેળા હુરમજ્દ સાથે વેહવારઃ—** જીંદગીમાં સુખ અને દુઃખ ભેળાયલાં છે. આપણે સુખ મેળવવાને કોશેશ કરવી પણ તેમાં નિષ્ફળ નિવડીએ તો તે સાહેબ ઉપર વિશ્વાસ રાખવો કે સેવટે સર્વ સારૂં થશે. એક વખતની નિષ્ફળતા બીજી વખતે ફતેહ લાવશે. આપણા પેગામ્બરની જીંદગીની હકીકત આપણને શિખાડે છે કે આપણે અહુરમજદની

---

૧ Ye good distrest !
Ye noble few ! who here unbending stand
Beneath life's pressure, bear up a while
And what your bounded view, which only saw
A little part, deemed evil, is no more.
The storms of wintry time will quickly pass
And one unbounded spring will encircle all.

મરજીને તાબે રહેવું. પેગામ્બર જરથોશ્ત જેવા અહુર-મજ્દના પસંદ કીધેલા પહેલી પંક્તિના માણસ માટે પણ આ દુનિયાની જીંદગી કાંઈ ગુલાબનું બીછાનું ન હતું. પેગામ્બર જરથોશ્તની જીંદગી ઉપરથી ધડો લઈ રથોશ્તીઓ તરીકે આપણે આ દુનિયા માટે, આ જીંદગી માટે, હમેશા ઉમેદભર્યો વિચાર બાધવાનો છે. અડચણો અને ગુંચવણોને વખતે અહુરમજ્દ તરફ તે ગુંચવણોના ખુલાસા માટે જોવું જોઈએ છે. માણસ જાત એવી વખતે જાણે અહુર-મજ્દ સાથે વ્યવહાર ચલાવે છે અને અહુરમજ્દ તેનો ખુલાસો કરે છે. માણસ અને ખુદા વચ્ચેનો એ સંબંધ, એ વિચાર-વેહ્વાર અને જવાબ[1] વિદ્વાન પ્રોફેસર મેક્ષમુલર કહે છે તેમ, ધર્મનું મુળ છે. આપણી "કેમ ના મજ્દા" ની બંદગીમાં ભણનાર એવ.જ વિચારથી જાણે અહુરમજ્દ સાથે વિચાર-વ્યવહાર ચલાવી સવાલ કરે છે. તે કહે છે કે[2]:—

ઓ અહુરમજ્દ! જ્યારે કોઈ બુરો આદમી કીનાને માટે મારી તરફ નેગાહ કરે ત્યારે મને તથા મારા લાગતા વળગતાઓને, અમારા ઘરના આતશનાં રક્ષણ માટે અને અમારા મનની શાંતિ માટે, તું સિવાય કયો મદદ આશરો આપશે!

---

૧. Correspondence and responsiveness.

૨. કેમ ના મજ્દા મવઇતે પાયુમ દદાત,
હ્યત મા દ્રેગ્વાઓ દીદરેશતા અએનંઘે,
અન્યેમ થ્વહ્માત આથ્રસ્ચા મનંઘસ્ચા.

એ સવાલમાંજ તેનો જવાબ સમાઇ રહ્યો છે કે "અહુરમજ્દ સિવાય મુશ્કેલી વેળા કોઇ આશરો આપનાર નથી." એવા મજબુત આકીનથીજ ભણનાર આગળ ચાલતાં કહે છે કે[1]—

"ઓ મજદ ! જેને તું ચાહે છે તેને (મદદ કરવા) માટે ભલાં મન સાથે સરોશ યજદ પહોચે છે." એટલે "જેને દાદાર અહુરમજદ ચાહે છે તેને તે પોતાના સરોશ મારફતે મદદ પહોંચાડે છે."

**અહુરમજ્દ ઉપરનો વિશ્વાસ મુશ્કેલીઓના અટકાવનું સાધન**--યજદાનની યાદ જેમ આવી પડેલી મુશ્કેલીઓને કમી કરવા માટે અગત્યની છે, તેમ મુશ્કેલીઓને આવી પડતી અટકાવવા માટે પણ અગત્યની છે. તે યાદ મુશ્કેલીઓ સામે એક ઢાળ જેવી, એક બચાવ જેવી થઇ પડે છે. અહુરમજ્દ યશ્તમાં કહે છે કે " જેમ હજારો માણસો એક માણસને બચાવે તેમ આ (અહુરમજ્દનાં) નામો, અણદીઠ દરૂજ, (નજરે પડતા) ગીલાનના દરવંદ, તથા નુકસાન કરનારા બુરાઓ, તથા પુર મોહોત-વાળો દરવંદ, જે આહરેમન, તેની સામે શિખામણ તરીકે તથા પછવાડેથી ટેકો તથા આગળથી બચાવ મીસાલે થઇ પડે છે." એટલે ત્યારે અહુરમજ્દની યાદ તરેહવાર મુશ્કેલી સામે, ઢાળ સમાન, બચાવ થઇ પડે છે. તે

---

૧ " અત હોઇ વોહૂ સ્રઓષો જન્તૂ મનંઘ્હા, મજદા અહ્માઇ યહ્માઇ વષી કહ્માઇ ચીત."

યાદ, એક વાએજ સમાન, તમોને બુરા માર્ગથી દૂર રાખી મુશ્કેલીઓથી બચાવશે. અહુરમજ્દ યશ્તમાં દાદાર જરથોશ્તને કહે છે કે—

"ઓ સ્પીતમાન જરથોશ્ત! આ દુનિયા, જે હાડ-મંદ છે, તેમાં જે મારાં આ નામોને દિવસે અને રાત્રે યાદ કરીને ભણે, ઉઠતાં અને બેસતાં, બેસતાં અને ઉઠતાં, કુસ્તી બાંધતાં અને કુસ્તી છોડતાં, પોતાની રહે-વાની જગ્યાથી બહાર નિકળતાં, પોતાના દેશમાંથી બહાર નિકળતાં, બીજા દેશ તરફ જતાં, મારાં નામેને યાદ કરે, તે આદમીને, તે દિવસે અને તે રાત્રે, ઘાતકી મનનો એષમ દેવ હેરાન કરે નહિ; નહિ ભોકવાનાં હથિયાર કે નહિ ફેંકવાના હથિયાર, નહિ ભાલા કે નહિ તલવાર, નહિ ગુરૂજ કે નહિ પથ્થર તેને લાગી નુકસાન કરે."

એક લખનાર કહે છે તેમ, "ખુદા ઉપર સંપુર્ણ વિશ્વાસ રાખવો તેજ સર્વથી સરસ સેતાયશ છે." "ખુદાની પરહેજગારીથી સેતાયશ તે ઘણી કરે છે, કે જે તેને સઘળી પેદાયશોથી ઉપર ગણી માન આપે છે, જે સઘળા બનાવોમાં તે સાહેબને જોએ છે અને કબુલ રાખે છે, જે સઘળી ચીજોમાં તેની મરજી ઉપર વિશ્વાસ રાખી તેને તાબેદાર રહે છે, અને જે તેની ઉપર જે દુઃખો આવી પડે તે સબુરીથી ખમે છે, એવા વિચારથી, કે જે ખુદા કરે છે તે વાજબીજ હોવું જોઇએ. ટુંકમાં

જે જ્યાં પણ ખુદાની મરજી તેને લઇ જાએ છે,— પછી તે દુઃખમાં કે મોતમાં પણ હોય,— ત્યાં ખુશી સાથે જાય છે." દુઃખમાં પણ ખુશ રહેવું અને સબુરી રાખવી, એ એક પ્રકારે અહુરમજ્દનો આભાર છે અહુરમજ્દ ઉપરના વિશ્વાસથી દુઃખમાં મનને શાંતિ રહે છે અને એવી શાંતિથી માણસ જાણે ચુપચુપ રીતે તે અહુરમજ્દની સેતાયશ કરે છે, કે તે સાહેબે જેબી કાંઇ ફરમાવ્યું છે તે તેનાં ભલાં માટે હશે.

અહુરમજ્દ ઉપરનો વિશ્વાસ આપણને સઘળાં દુઃખોમાં ટેકવી રાખે છે. દુનિયાની બીજી ચીજોનો ભરૂસો નથી. એક વિદ્વાન કહે છે તેમ ખુદા સિવાય કોઇ પણ ચીજ કાયમ નથી. સઘળું નાપાયદાર છે. તે સાહેબજ પાયદાર છે. સઘળું ફેરફાર થશે. સઘળું ફના થશે. તેજ એકલો કાયમ રહેશે. "ખુદા એકજ હમેશ કાયમ છે; તે એકજ આપણુ તરફ સાચો છે; તે એકજ સાચો રહી શકે; તે એકજ આપણે મનથી બધી ચીજો છે; તે એકજ આપણી સઘળી હાજતો પુરી પડી શકે; તે એકજ આપણને આપણી સંપુર્ણતા પર લાવી શકે; તે એકજ આપણી ગુંચવણ ભરી પ્રકૃત્તિને કાંઇ અર્થ આપી શકે; તે એકજ આપણને નખત અને યોગ્ય રચના આપી શકે; તે એકજ આપણને રૂપ આપી શકે, આપણને સમાવી શકે."[1]

---

૧. કાર્ડીનલ ન્યુમેન.

યુનાની વિદ્વાન પ્લેટો પ્રમાણે એક ભલા માણસ ઉપર ગરીબાઇ, બિમારી વિગેરેનાં, દુઃખ તરીકે ગણાતાં, જે સંકટો પડે છે, તે સઘળાં, તેની આ દુનિયાની પાછળી જીંદગીનાં, યા તો ભવિષ્યની જીંદ-ગીના સુખ અર્થે સર્જેલા છે. એક ડાહ્યા પુરૂષ[1]ના આ સખુનો છે કે, "એક માણસ જેણે કદી દુઃખ જોયું નહિ હોય તેના કરતાં વધારે દુ:ખી કોઇ ચીજ હોય નહિ." તે કહે છે કે, "આબાદી એક વહાલી માતાનાં પોતાનાં વહાલાં બચ્ચાં માટેના અત્યંત લાડ સમાન છે કે જે ઘણીક વાર બચ્ચાને બગાડે છે. પણ ખુદાતા-લાની મેહેર એક ડાહ્યા બાપના જેવી છે, જે ઘણીક વાર પોતાના વહાલા બેટાઓ ઉપર મહેનત, નાઉમેદી અને રંજ નાખે છે, તે એવા વિચારથી કે તેઓ ઘડાય અને મજબુત અને હિમ્મતવાન થાય." તેના કહેવા પ્રમાણે "ખુદાતાલાનાં મનથી વધારે વહાલો એવો કોઇ શખ્સ નથી, કે જેવો તે શખ્સ છે, કે જે દુઃખમાં અને સંકટની વખતે વધારે શ્રેષ્ટ નિવડે છે. આ દુનિયા એક તપાસની હાલત છે અને દુઃખ જાણે તે હાલતમાં એક માનવંત ઓધ્ધો છે, કે જે ઘણા સરસ માણસોને સોંપેલો છે."

આપણે આપણી સઘળી સરજત એકદમ જોઇ શકતા નથી. આપણે થોડુંકજ જોઇએ છિએ અને તે

---

૧. દીમીટ્રીઅસ.

કાચમાંથી દેખાય તેમ ઝાંખું છે. અહુરમજદ ભૂત, વર્તમાન અને ભવિષ્ય કાળનું સર્વ એકદમ જોઈ શકે છે. તેથી, આપણું સારૂં માઠું તે વધારે સારી રીતે જોઇ શકે છે. આપણી નજર ટુંકી છે, આપણું જ્ઞાન ટુંકું છે, માટે આપણે આપણી જીંદગીમાં બનતા બનાવો બરાબર રીતે સમજી શકતા નથી અને તેથી જે રંજ યા સંકત કદાચ આપણાં ભલાં માટે હોય, તેને દુઃખ સમજીએ છીએ. એક ખરો ધર્મી આદમી પોતાનું ભલું થાય છે ત્યારેજ ખુદા ઉપર વિશ્વાસ રાખે છે, એટલુંજ નહિ, પણ પોતાનું કાંઇ માઠું થાય છે, ત્યારે પણ ખુદા ઉપર વિશ્વાસ રાખે છે.

## ૪. અહુરમજ્દની પ્રાર્થના કરી મોરાદો માગવી. તે મોરાદોમાં એક મુખ્ય મોરાદ તરીકે તેની સોડેથી નેક હેદાયત માગવી.

અવસ્તા—વીસ્પ હુમત, વીસ્પ હુખ્ત, વીસ્પ હ્વર્શ્ત બઓઘો વર્શ્ત.

અર્થ—સર્વ ભલા વિચારો, સર્વ ભલાં વચનો, સર્વ ભલાં કામો, બુદ્ધિથી ઉત્પન્ન થાયછે.

અહુરમજદ પાસે આપણે પ્રાર્થના કરી જે મોરાદો માગવી છે, તેમાં મુખ્ય નેક હેદાયત છે. આપણે ભલા વિચારો વિચારવાને, ભલાં વચનો

બોલવાને, ભલાં કામો કરવાને શક્તિમાન થઇયે, એ માગવું, એ મોટામાં મોટી મોરાદ છે. ધન, દોલત, માન, મરતબો, જન, ફરજંદ, એ સર્વ માટેની મોરાદો ઉપલી ભલી હેદાયત માટેની દુઆ આગળ બિશાદ વિનાની છે. નેક હેદાયત માગવાની આપણી દુઆ બર આવશે, અને આપણે વિચાર, વચન અને કામમાં ભલાં થઇશું, તો ધન, દોલત, માન, મરતબો, પોતાની મેલે, ઘટતાં હશે તો, સાથે આવશે. તેઓ નહિ આવશે તો આપણને દિલાસો રહેશે કે, તે દાદારે તે સર્વ, યા તેમાંનું કાંઇ, આપણાં ભલાં માટે જરૂરનું ધાર્યું નહિ હર્દે.

આપણું પોતાનું ભલું શામાં સમાયલું છે તે આપણુ બરાબર સમજતા નથી. એ ઉપરથીજ, યુનાની દાનાવ સોક્રેટીસ માટે કહે છે કે તે પોતાના અહુરમજ્દ પાસે દુઆ ગુજારતો ત્યારે અહુરમજ્દ ઉપરજ પોતાને માટે શું ભલું છે તે માટે વિશ્વાસ રાખતો અને કંહેતો કે, "ઓ ખુદા! મારે માટે તું જે ભલું ધારતો હોય તે મને આપ." ઘણીક વાર માણુસ એક ચીજ પોતાનાં ભલાં માટે અગત્યની ધારે છે કે જે અહુરમજ્દની નજરમાં ઉલટીજ હોયછે. એક ધર્મી અને પરહેજગાર યુનાની જમીનદાર માટે કહે છે કે, તેના ખુદાએ તેની પરહેજગારી અને ભલી વર્ત્તણુંકથી ખુશી થઈ તેને કહયું કે, "તુંને ગમે તે મારી પાસેથી બક્ષેસ માગ." જમીનદારે કહયું કે "મને



રૂતુ ઉપર કાબુ આપ, કે તેથી હું, મને દરૂસ્ત લાગે તેમ, મારાં ખેતર ઉપર વર્ષાદ, દવ, કરાં વિગેરે વર્ષાવી મારો પાક હમેશાં સફળ અને ફતેહમંદ કરૂં." કહેછે કે ખુદાએ તેને તે બક્ષેસ આપી. પેલા જમીનદારે પોતાના વિચાર માફક એક ખેતર માટે ધાર્યું કે, "અહિં વષાદની અગત્ય છે." બીજાં માટે ધાર્યું કે, "અહિં બરફની અગત્ય છે." ત્રીજાં માટે ધાર્યું કે, "અહિં તડકું જોઇએ." એમ ધારી તે ઉપર વર્ષાદ, બરફ, તડકો વિગેરે પાડવા લાગ્યો. પણ વર્ષની સેવટે જુએછે તો તેનો પાક સામો તે વર્ષે ઓછો ઉતર્યો. ત્યારે તેણે પોતાના ખુદાને રૂતુ ઉપરનો કાબુ પાછો સોંપ્યો, એવું કહીને કે, "આપણ માણસ માટે ભલું ભુંડું શું છે તે, તે સાહેબજ પીછાની શકેછે." માટે આપણને તે દાદાર પાસે મોરાદ તરીકે નેક હેદાયત માગવામાંજ ઘણો લાભ છે. આપણે કોઇ ચોકસ ચીજ માટે મોરાદ માગી હોય, અને તે માટેની કોશેશ પણ કરી હોય, અને તે આપણને નહિ મલે, તો આપણે મોટાં મનથી સમજવાનું છે કે આપણાં ભલાં કાજે યા આપણી આજુબાજુનાંઓનાં ભલાં કાજે, તે ચીજની બખ્શેસ, તે વખતે, ફાયદાકારક નહિ હશે તેથી અહુરમજ્દે તે આપી નથી.

## ૫. અહુરમજ્દ આગળ પશ્ચાતાપ કરી ગુનાહની માફી માંગવી

યેજી થ્વા દિદ્વએષ, યેજી મનંહ્હ, યેજી વચંહ્હ, યેજી શ્કયઓથ્ન, યેજી જઓષ, યેજી અજઓષ આ તે અંહ્હે ફ્રચ સ્તુયે નીતે વએધયેમિ યેજી તે અંહ્હે અવા ઉરૂરઓધ યત યસ્નહેચ વહ્મહેચ.

(યજશ્ને, હા ૧ ફ. ૨૧)

**અર્થ**—( ઓ અહુરમજ્દ ! ) જો ( મારા ) વિચારથી, જો મારાં વચનથી, જો મારાં કામથી, શું જાણુ કે અજાણ, મેં તુને નારાજ કર્યો હોય, તો તે માટે, અથવા તારી આરાધના સ્તુતિમાં કાંઇ ખાંમી કીધી હોય, તો તે માટે, ( દરગુજર ચાહી ) તારી સ્તુતિ કરૂં છું અને તુંને આરાધું છું.

આપણુ માણુસ જાતની આપણા અહુરમજ્દ તરફ શું ફરજો છે, તે બાબે આ પ્રકરણમાં આપણે વિચાર કર્યો છે. આપણી આજુબાજુનાંઓની તરફ, અને આપણુ પોતા તરફ આપણી શું ફરજો છે તે બાબે હવે પછીનાં પ્રકરણોમાં આપણે વિચાર કરીશું. હવે એ ફરજો બજા લાવવાનું કામ, જે, સામતી રીતે, ખુદ અહુરમજ્દ તરફની ફરજ ગણાય, તે કામના સંબંધમાં આપણાથી કાંઇ ભુલો થઇ હોય, કાંઇ ખોટું થયું હોય, કાંઇ ગફલતી થઇ હોય, તો તે બાબે માફી ચાહવાની બાબત માટે આપણે વિચાર કર્યે.

**ફરજો બજા લાવવી, એ, સુખનું એક સાધન**

છે, એક સુખનો માર્ગ છે. માટે કાંઈ નહિ તો એ સુખ પ્રાપ્ત કરવા માટે, આવી ભુલોનો, આવી ગફ્લતીનો વિચાર કરી પસ્તાવો કરવો જરૂરનો છે, સબબ કે તેમ કરવાથી આપણુને ફરજ બજાલાવવાનો ખ્યાલ આવવાનો સંભવ રહે છે. આપણુ માણુસ જાતે હમેશાં પ્રશ્ચાતાપની હાલતમાં રહેવું. રખેને આપણાથી કાંઇ ખોટું થાય અને તેથી અહુરમજ્દ દલગીર થાય, એમ તેનાથી ડરતા રેહેવું, એ ઘણું વાજબી છે. એક ચીનાઇ કહેવત છે કે "પસ્તાવો એ નેકીના માર્ગ પર ચાલવાનો શુભ રસ્તો છે." એક યુનાની વિદ્વાનના આ શબ્દો છે કે "ગુનાહનું જ્ઞાન એ મુક્તિની શરૂઆત છે.[૧] આપણી બંદગીઓમાં એ સબબે પસ્તાવાને ઘણી અગત આપી છે. આપણી દરેક બંદગીની શરૂઆતમાં નાની જેવી પસ્તાવાની બંદગી છે. આપણે દિવસમાં કેટલીક જરૂરી વેળા, આપણા નેઆગાંનોનાં ફર્માન પ્રમાણે, હાથ મ્હોંડું ધોઈ કુસ્તી છોડીને ફરીથી બાંધતાં "અહુરમજ્દ ખુદાએ" નું જે ભણુતર ભણિએ છિએ, તેમાં પણુ એ પસ્તાવાની બંદગીનો ભાગ છે. ગુનાહ માટે પસ્તાવો કરવાનાં કામને આપણામાં પતેત કહે છે.

**બંદગીથી પસ્તાવો**—ગુનાહનો પસ્તાવો બે રીતે થઈ શકે છે. ૧ મનશ્ની ગવશ્નીથી, યાને વિચાર

---

૧. The knowledge of sin is the beginning of salvation.

વચનથી; (૨); અને બીજો કુનરનીથી યાને કામોથી. બીજા શબ્દોમાં બોલિએ તો, (૧) બંદગીથી અને (૨) ભલાં કામોથી. પેહેલી રીતનો, એટલે બંદગી મારફતે થતા પસ્તાવાનો આપણે વિચાર કર્યે.

પેહેલાં તો આપણે બંદગી કર્યે છિએ તે શા કાજે? તે આ કાજે કે, તે દાદારની મેહેર માટે ઉપકાર માનિએ, તે દાદારની આપણાં ઉપર વધુ મેહેર માગિએ, તેની યારી માગિએ, આપણી મોરાદો બર આવે એવી દુઆ ચાહિએ. પણ એ બંદગી, એ દુઆ કદી બર ન આવે, સિવાય કે તેમાં પસ્તાવો સમાયલો હોય. તમો એક મિત્ર યા વડા પાસે, કે કોઇ બીજા પાસે મેહેરબાની માગવા જાઓ, ત્યારે જો તમોએ તેની સામે કાંઇ વાંક કર્યો હોય, તો અલબતે તમો તેની આગળ જઇ શકો નહિ, અને જાઓ તો પેહેલે તમારી ભુલની માફી માગો. તે જ્યારે તમારાથી નારાજ થયો હોય ત્યારે જો તેનાથી દરગુજર ચાહવા વિના તમો તેના પાસે બીજી મેહેરબાનીઓ માગો, તો તે મલે નહિ. એજ નિયમ ત્યારે બંદગીમાં પણ સમાયલો હોવો જોઇએ, અને આપણી જરથોશ્તી બંદગીઓમાં તો ખરેખર તેમજ છે. કોઇ પણ નીઆએશ કે યશ્ત તમો ભણો, તેમાં શરૂઆતમાં "પ નામે યજદાન" થી શરૂ થતા ભાગમાં એક નાની જેવી પતેત છે. પસ્તાવાના શબ્દો પછી, નીઆએશ યા યશ્તનું ખાસ ભણતર શરૂ થાય છે.

**પસ્તાવાની પ્રાર્થનાના પ્રકારો**—અહુરમજદ પાસે આપણે જે પ્રાર્થના કરી માફી માગવી જોઇએ તે પ્રાર્થના ચાર પ્રકારની હોવી જોઇએ.

૧. પેહલું તો આપણે ખુલ્લે દીલથી અહુરમજદ આગળ આપણી તકસીરો કબુલ કરી દેવી જોઇએ.

૨. તકસીર માટે દરગુજર ચાહવાની પ્રાર્થના માટેનો બીજો પ્રકાર દલગીરી છે. તે, ખુદ જેને આપણે પસ્તાવો કહીએ, તે છે, એટલે તકસીર કબુલ કરી અહુરમજદ હજુર તે માટે દલગીરી દેખાડી, તે માટે માફી ચાહવી. આપણી પતેતના "અઓવાદ વેરેજ્યા... આવાયસ્તે ગર્જદન ઓએમ ન ગર્જદ" એટલે "તાબેદારીની વર્ત્તણુકથી (જે તકસીરો) ગમગીનીથી જાહેર કરવી જોઇતી હતી તે નહિ જાહેર કીધી," એ શબ્દોમાં એ દલગીરીનો અંશ સમાયલો છે.

૩. ગુનાહના પસ્તાવા માટેની બંદગીનો ત્રીજો પ્રકાર ભવિષ્ય માટે કબુલાત છે. અહુરમજદ હજુર ગુનાહો કબુલવા, એટલુંજ નહિ, તે માટે દલગીરી જાહેર કરવી, એટલુંજ નહિ, પણ તે માટે કબુલાત આપવી જોઇએ, કે "હવેથી હું તે ગુનાહ ફરીથી કરીશ નહિં." એવી કબુલાત વિનાની પતેત, એવી કબુલાત વિનાનો પસ્તાવો ફોકટ છે. તે બહારનો પસ્તાવો, શબ્દનો પસ્તાવો ગણાય, જરાં જીગરનો ન ગણાય. માટે પસ્તાવામાં એ મુખ્ય તત્વ—ફરીથી તે ગુનાહ નહિ કરવાની કબુલાતનું તત્ત્વ—જરૂરનું છે.

૪. પસ્તાવાની પ્રાર્થનાનો ચોથો પ્રકાર તે સાહેબ પાસે દુઆ માગવાનો છે, તે સાહેબ પાસે બખ્શેશ માગવાનો છે—બખ્શેશ નહિ દોલત કે દરજ્જાની, નહિ જન કે ફરજંદની, પણ બખ્શેશ ભલી તોફીએતની. ભલી તોફીએત માટેની એ બખ્શેશ કાજેની દુઆ નીચલા પ્રકારની હોવી જોઇએ:

"ઓ અહુરમજ્દ! તું મને નેક તોફીએત બખ્શ, કે જે ગુનાહો મારાથી થયા છે, તે ગુનાહોથી હવે દૂર રહેવાને હું શક્તિવાન થાઉં. તે ગુનાહના ડાઘો ફીટાડી નાખવાને હું શક્તિવાન થાઉં. તે ગુનાહના ડાઘો ભુસાડી નાખવાને હું શક્તિવાન થાઉં, તે કાજે હું ભલાં કામો કરવાને શક્તિવાન થાઉં."



## પ્રકરણ બીજું.

# આજુબાજુનાંઓ તરફની ફરજો.



"આસપાસની દુનિયા તરફની ફરજો યાને
પોતીકાં તરફની ફરજો (જેવાં કે ઉસ્તાદ,
ધર્મગુરૂ, માબાપ, ફરજંદ, સગાંવાહલાં)
અને બીજાંઓ તરફની ફરજો;
પરમાર્થ, હમદીન, પડોશી, હમ-
શેહરી, સ્વદેશી, પરદેશી વિગેરે;
ઉદ્યોગી પેદાયશો તરફ, જેવાં કે
ગોસપંદો, વનસ્પતિ, જમીન,
પાણી, આતશ, હવા
વિગેરે તરફની ફરજો

અને

નુકસાનકારક પેદાયશોને તોડવી અને તેઓનો
નાશ કરવો, દાખલા તરીકે ચોર, લુટારા,
હરામખોરો; જીઆનગાર જાનવરો,
વિગેરેનો નાશ."

**અવસ્તા**—નિવએધયેમિ હંકારયેમિ. આઓંઘ્રહાંમ અ-સંઘ્રહાંમચ, ષોઇથ્રનાંમચ. ગઓયઓઇતિનાંમચ, મએથન-નાંમચ, અવો-ખરેનનાંમચ, અપાંમચ, જેમાંમચ ઉર્વરનાંમચ,

અંઘુહાઓસ્ચ જેમો, અવંઘુહચ અપ્નો, વાતહેચ અપઓનો, સ્ત્રાંમ, માઓંઘુહો, હ્રૂરો, અનગ્રનાંમ રઓચંઘુહાંમ ખધાત-નાંમ, વીરપનાંમ્ચ સ્પેન્તહે મઇન્યેઉશ દામનાંમ, અષઓનાંમ, અષઓનિનાંમ્ચ અષહે રથ્વાંમ. (હા ૧. ફ. ૧૬.)

**અર્થ**—હું (અહુરમજદની નીચલી પેદાયશોને) આરાધું છું અને યાદ કરૂં છું: આ જગ્યાઓ, શેહરો, ખેતરો, મકાનો, પાણીના ભંડારો, પાણીઓ, જમીનો, ઝાડપાનો, આ પૃથ્વિ, તે આસ્માન, ખાલેસ પવન, સેતારા, ચંદ્ર, ખોર્શેદ, કુદરતી અસર રોશની, સ્પેનામીનોની તમામ પેદાયશ, અશો મરદો અને અશો સ્ત્રીઓ, જેઓ અશોઇના સરદારો ( હોય ).

યજશ્નેમાં શરૂઆતમાં અહુરમજ્દને યાદ કરી તેની પછી ઉપલા ફકરામાં અહુરમજ્દની કુલ કુદરતને આરાધી છે અને યાદ કરી છે. આપણે જ્યારે આજુબાજુનાંઓ તરફની ફરજ માટે બોલ્યે છિએ ત્યારે "આજુબાજુનાં" શબ્દમાં કુલ કુદરત—શું જીવવાળી કે નિર્જીવ, અને જીવવાળીમાં શું માણસ કે ઝાડપાન—સમાઇ જાય છે. "ચાર દિશાનો નમસ્કાર" નામની "નેમો આઓંઘ્હાંમ"વાળી આપણી બંદગીમાં પણ ઉપર મુજબ કુલ કુદરતને યાદ કરી તેના તરફ નેમાજ જાહેર કરી છે. આપણે આગળ જોયું[1] કે આપણાં "નેમો" એટલે નેમાજ શબ્દમાં ફરજનો ખ્યાલ સમાયલો છે. ત્યારે અહુરમજ્દની કુલ કુદરત તરફ આપણુ સર્વ,

---

૧. પ્રકરણ પેહેલું પાનું ૧.

કોઇ ફરજથી બંધાયલાં છિએ. એટલા માટે યજશ્નેના એક હામાં કુદરતની સર્વ પેદાયશો તરફ નેમાજ જાહેર કરી આગલ ચાલતાં, તેજ હા[1]માં, તેઓ તરફની ફરજ બજા લાવવામાં કાંઇ કસૂર થઇ હોય તો તેની તકસીર માટે દરગુજર ચાહવામાં આવે છે.

## આપણી આજુબાજુનાંઓ તરફની આપણી ફરજો.

આપણી આજુબાજુનાંઓ તરફની આપણી ફરજો બાબે પશ્નોત્તરવાળી ચોપડીમાં આપણે થોડુંઘણું શિખ્યા છિએ. ત્યાં આપણે એ ફરજોનો નીચલા ભાગોમાં વિચાર કર્યો હતો.

I. આપણાં માણસ ભાઇબંધો તરફની ફરજો.

II. બીજાં જાનદાર પ્રાણીઓ તરફની ફરજો.

III બીજી કુલે પેદાયશ તરફની ફરજો.

આપણે આજુબાજુનાંઓ તરફની આપણી ફરજોનો એ ત્રણ ભાગમાં વિચાર કરીશું.

I.

## માણસ ભાઇબંધો તરફની ફરજો.

**પાજંદ**—અંદર પેદ, માદ, ખોહ, બેરાદ, જન, ફરજંદ, શોએ, સાલાર, ખેશ નજદીક, હમ ગેહાનીઆંન, હમખાસ્તગાંન,

1. યજશ્ને હા ૧ ફે. ૧૨

હમસાએગાંન, હમશેહરીઆંન, ૫ ધર્માંનીઆં, જરત ૫ હરે અદાદીઅ ચુન મન અંદર ગુનાહગાર બુદ એસ્તેદ હોમ, અજ આન ગુનાહ........ઓખે અવાખ્શ...(પતેત કર્દો ૪).

**અર્થ**—મારા પિતા, માતા, બેહેન, ભાઇ, ધણીઆણી, ફરજંદ, (અથવા સ્ત્રી ભણુતી હોય તો) મારા ખાવીંદ સરદાર, સગાંવાહલાં, નજદીકનાંઓ, એકજ જગ્યાએ રેહેનારાંઓ, (યાને ભરભાડુતો) ભાગ્યાઓ, પડોશીઓ, હમશેહેરીઓ, હાથ નીચેનાઓ સાથે કોઇ પણ ગેરમુનાસેબ (અદાદીઅ) રિતે વર્તવાથી હું ગુનાહગાર થયો હોઉ તો........તે માટે હું પરતાવો કરૂં છું.

**જરથોશ્તી દીનનું ફર્માન, કે મનુષ્ય ભાઈબંધોનું ભલું કરવું.**—હાલના સુધારાના અને વધારાના જમાનામાં ધર્મની નેમ ખુલ્લી રીતે અને વાજબી રીતે આ ગણવામાં આવે છે કે "આપણે આપણાં મનુષ્ય ભાઇબંધોનાં સુખનો વધારો કરવો."[1] જુદા જુદા ફિલસુફો અને મહાન પુરૂષો દીન યા ધર્મની મતલબ તરેહવાર આપે છે, અને તે તરેહવાર રિતે સમજાવે છે. આપણા માહાન પેગામ્બરે એવા બુલંદ અને બોહોળા પાયા ઉપર તે મતલબ સમજાવી છે અને તેનાં સિધ્ધાંતો રચ્યાં છે, કે તેવી તરેહુવાર મતલબો અને તરેહવાર રિતો તેની દીન પોતાનાં પેટાંમાં સમાવે છે. તે મહાપ્રતાપી નરે દીર્ઘદ્રષ્ટિથી પોતાનાં

---

૧. આ નેમ 'હયુમેનીટેરીએનીજમ' (Humanitarianism) ને નામે ઓળખાય છે.

ફરમાનો એવા છુટા વિચારથી અને મનુષ્ય જાતના સુધારા, વધારા અને ફાયદાની નેમથી રચ્યાં છે, કે તે ફર્માનો તરેહવાર મતલબો પોતામાં સમાવે છે.

જરથોશતી ધર્મ ખાસ ફર્માન આપે છે કે, જો તમારે ધર્મી થવું હોય, તો તેનો એક માર્ગ, અને તે મુખ્ય માર્ગ, આ છે કે, તમારા મનુષ્ય ભાઇબંધોનું, તમારી શકિત પ્રમાણે, ભલું કરો. અહુરમજ્દની સેવા કરવાનો એક મુખ્ય માર્ગ આ છે, કે તેનાં માણુસ જાતને સાહ્ય થવું. આપણી પતેતમાં "અજ હમોઇન હર-આઇન ગુનાહ" નામનો જે કર્દો છે, તેમાં આપણે સર્વોપરી અમેશાસ્પંદ, અહુરમજ્દના સંબંધમાં ભણ્યે છિએ કે :—

"ઓએમ અંદર અહુરમજ્દ મર્દુમ મર્દુમ સર્દગાન જસ્ત પ પતેત હોમ." એટલે "અહુરમજ્દ, તેનાં માણુસો, અને તેનાં સઘળી કીસમનાં માણુસો સાથે (જે ગુનાહ થયા હોય), તેથી પતેત કરી હું પશેમાન થાઉં છું"

એ ફકરા ઉપરથી ત્યારે આપણે જોઇએ છિએ, કે જો આપણે અહુરમજ્દને ખુશી કરી દીનદાર થવું હોય, તો તેણે પેદા કરેલાં આપણાં મનુષ્ય ભાઇ-બંધોનાં ભલાંમાં ભાગ લેવો. આપણે જો અહુરમજ્દ તરફ ગુનાહ કરી તેને નાખુશ નહિ કરવો હોય, તો તેનાં પેદા કરેલાં આપણ માણુસ ભાઇબંધો તરફ કંઇ ગુનાહ

ન કરવો, એટલે તેઓ તરફ બેદરકારી નહિ બતાવવી, અને તેઓ તરફની આપણી ફરજ નહિ ભુલવી. એ તે ખરી દીનદારી.

## માણુસ ભાઇબંધો તરફની ફરજોના વિભાગો.

આપણી આજુબાજુનાંઓ તરફની આપણી ફરજોના ઉપલા ત્રણ ભાગોમાંથી પેહેલા ભાગનો, યાને આપણાં માણુસ ભાઇબંધો તરફની આપણી ફરજોનો વિચાર આપણે નીચલા વિભાગો પ્રમાણે કરીશું.

૧. ઘર માહેલાંઓ તરફની, યાને આપણાં પોતીકાંઓ તરફની, આપણી ફરજો.

૨. ઘર બાહેરનાંઓ તરફની, યાને પોતીકાં સિવાય બીજાંઓ તરફની ફરજો. એ ફરજો "મંડળી તરફની ફરજો" નાં સામાન્ય નામ હેઠળ આવી શકે.

પેહેલે ઘર માહેલાંઓ તરફની ફરજોનો આપણે નીચલે અનુક્રમે વિચાર કરીશું:—

(૧.) માબાપો. તેઓ તરફ ફરજંદોની અને ફરજંદો તરફ તેઓની ફરજ.

(૨.) ભાઇ બેહનો. તેઓ તરફની ફરજ.

(૩.) ધણી અને ધણીઆણી. તેઓની એકમેક તરફની ફરજ.

(૪.) નજદીકનાં ખેશીઓ તરફની ફરજ.

## ૧ ઘર માહેલાંઓ તરફની યાને આપણાં પોતીકાંઓ તરફની ફરજ.

### (૧.) માબાપ અને ફરજંદોની એકમેક તરફની ફરજ.

"અવ્વલ ખીશ બઅદ દર્વીશ," એટલે "પેહલે પોતાનાં, પછી ગરીબો," એ કેહેવત મુજબ, આપણાં માણસ ભાઇબંધોમાં અલબતે આપણાં પોતાનાં ખેશીઓ, આપણું પેહેલું ધ્યાન ખેંચે છે. વળી ખેશીઓમાં પેહેલું ધ્યાન માબાપ ખેંચે છે, માટે માબાપ તરફની ફરજનો આપણે પેહલે વિચાર કર્યે. (ક) આપણે માબાપ તરફની ફરજંદોની ફરજોનો વિચાર કરીશું, એટલુંજ નહિ પણ (ખ) માબાપોની ફરજંદો તરફની ફરજોનો પણ વિચાર કરીશું.

### (ક) માબાપ તરફ ફરજંદોની ફરજ.

પ્રશ્નોત્તરની ચોપડીમાં આપણે શિખી ગયાં છિએ તેમ, માબાપ તરફની ફરજોમાં મુખ્ય નીચલી છે:—

૧. તેઓએ આપણને પ્યાર અને મોહોબતથી ઉછેર્યાં, માટે આપણે તેઓ તરફ હમેશાં નમ્રતાથી વર્ત્તવું.

૨. આપણે તેઓને માન આપવું.

૩. જ્યારે આપણે નાનાં બચ્ચાં હતાં ત્યારે તેઓએ

આપણને પાળ્યાં અને ઉધાર્યાં, તેથી આપણુ ફરજ઼ંદોએ તેઓનો આભાર માનવો, તેઓના હુકમો માનવા, તથા તેઓ બુઢાપામાં નાતવાન થાય ત્યારે તેઓને પાળવાં, તેઓની પરવર્શી કરવી, તેઓની સેવા કરવી.

## ૧. માબાપ તરફ ફરજંદોની પેહેલી ફરજ: તેઓ તરફ મમ્તા દેખાડવી, તેઓને દુ:ખ નહિ દેવું.

અવરતા—મા આઝારયોઇશ જરથુસ્ત્ર! મા પોઉરૂ-
શરપેમ મા દુધ્ધુમ મા અએથપઇતિશ.

(હાદોખ્ત નુસ્કમાંથી ઉતારો, સદ્દર બાબ ૪૦ ફ. ૪)[1]

અર્થ—ઓ જરથોશ્ત! (તારા બાપ) પોઉરૂશરપને (તારી મા) દોગધોને (અને તારા) ઉરતાદને દુ:ખ દેતો ના.

પેગામ્બર જરથોશ્તની મારફતે અહુરમજ઼્દ આપણુ સર્વ માણુસ જાતને શિખામણ દે છે કે, આપણે આપણાં માતપિતાને હરગેજ઼ દુ:ખી કરવાં નહિ. સદ્દર કેતાબમાં કહે છે કે, એકબાર્ગી તમોને તમારાં માતપિતાથી દુ:ખી યા રંજીદા થવાનો સબબ પણ મળ્યો હોય, તોપણ તમોએ તેઓ તરફ બીઅદમ થવું નહિ અને તેઓનું દિલ દુખાય એવા સામા જવાબ કરવા નહિ. આશીર્વાદમાં પરણુતાં જોડાંને આજ મતલબે, ખાસ કરી માતાના સંબંધમાં, શિખામણ

---

૧. એરવદ બમનજી ન. ધાભરની ફારસી સદ્દર પા. ૩૧.
S. B. E. Vol. XXIV p. 302.

હેવામાં આવે છે કે "કોઇબી રીતે માયને દુખ દેતા ના." [1]

**માબાપ નારાજ તો અહુરમઝ્દ નારાજ**—વળી સદ્દર કેતાબમાં કહે છે કે, આપણાં માબાપ આપણાથી રાજી રહે તો આપણો અહુરમઝ્દ પણ તેથી રાજી રહે. જ્યારે પણ આપણાંથી આપણાં માતપિતા નારાજ થાય છે ત્યારે ખુદ અહુરમઝ્દ પોતે આપણાંથી નારાજ થાય છે. જો એક ધણી પોતાનાં માતપિતાને સંતોષ નહિ આપે, અને તેઓને પોતાના વિચાર, વચન અને કામથી ખુશી નહિ રાખે, તો તે અહુરમઝ્દને પણ ખુશી રાખી શકે નહિ. માબાપને રાજી રાખવા વિનાની તેની બંદગી યા ધર્મક્રિયા અહુરમઝ્દને અને તેની મીનોઇ શકિતઓને કબુલ રહે નહિ.

વળી ઉપલો સદ્દર કેતાબનો લખનાર વધુ કહે છે કે, એક વફાદાર ફરજંદની ફરજ છે કે, તેણે દર રોજ ત્રણ વખત માબાપ આગળ અદબ વાળી ઉભું રહેવું અને તેઓને પુછવું કે "તમારી શી મોરાદો છે ? (તે કહો, કે) હું તે પ્રમાણે વિચારૂં, બોલું અને કરૂં." એટલે કે એક વફાદાર ફરજંદે માબાપને વારે ઘડીએ પુછવું કે, તેઓની કાંઇ હાજતો હોય તો, તે, તે બર લાવે.

---

૧. બ હૂર આઇન મામ મ આઝાર.

"સદ્દરે બેહેરે તવીલ"નો લખનાર આ શિખામણ ઉપર શરેહરૂપી વધારો કરી શિખામણ દે છે કે, "ઓ અજીજ મરદ! એ ત્રણ ( મા, બાપ અને ઉસ્તાદ ) જનાઓને નાખોશ તથા આજોરદે રાખવાથી બંધે જેહાનમાં તમામ બુંડો લાભ હાંસલ થાય છે. વળી જેવી બુરાઇ તથા બેઅદબી તું પોતાનાં માબાપ તથા ઉસ્તાદો સંગાથે કરવી રાખે છે અને તે સર્વ કીધેલું તારાં ફરજંદો જોયા કરે છે, તેવુંજ વળી તારી સાથે તે તારાં ફરજંદો પણ ચાલવું રાખશે. તેથી બેઉ જેહાનમાં એ વાતથી તુંને મોટી નુકસાની છે." [1]

## ૨. બચ્ચાંની માબાપ તરફની બીજી ફરજઃ તેઓની ફર્માનબરદારી, તેઓને માન આપવું.

પાજંદઃ—ફર્માન બર્દાર બેદ અંદર પેદ વ માદ, ચે કે પેદ વ માદ ન ખુશનુદ બેદ હરગેજ બેહેસ્ત ન વીનીદ ( "બનામે યજદ" નામની બંદગી.[2] )

અર્થ—બાપ અને મા તરફ ફર્માનબરદાર થા, સબબ કે તારાં બાપ અને મા તારાથી ખુશાલ થશે નહિ તો તું હરગેજ બેહેસ્ત જોશે નહિ.

પોતાનાં માબાપને અથવા કુટુંબના વડાને માન

---

૧. દસ્તુર જમાસ્પજી મીનોચેહેરજીનો તરજુમો, પા. ૨૩૨.

૨. એ. બેહરામજી કે. આટીઆંની "પાજંદ તેક્ષ્ટસ" પા. ૨૧૦, લીટી ૫-૭.

આપવું, એ એક ઉત્તમ ઇરાની સદગુણ ગણાતો. યજશ્નેમાં જે તાબેદારી માટે બોલવામાં આવે છે, કે "આ ઘરમાં તાબેદારી નાફર્માનીને મારે,[1]" તે તાબેદારી એક કુટુંબના વડા તરફ તે કુટુંબના બચ્ચાંઓની તાબેદારીથી શરૂ થાય છે. એ શબ્દોથી ભણનાર દુઆ ગુજારે છે કે, તે મકાનમાં સર્વ નાનાં મોટાં, કુટુંબના વડા તરફ તાબેદારીથી વર્ત્તે, કે જેથી સુલેહસંપજ અને સુખચેન જળવાઇ રહે.

એક ઇરાની બચ્ચાં અને તેનાં માતપિતાં વચ્ચે અરસપરસની ફરજ આ હતી કે, માતપિતાએ બચ્ચાંને પાળી પોષી એવી રીતની ઘટતી કેળવણી આપવી કે તે બચ્ચું મંડળિનું એક ભલું સભાસદ નિવડે; અને બચ્ચાંઓએ પોતાનાં માતપિતાના ઘટતા હુકમો એવી રીતે માથે ચહડાવવા, કે તેથી માતપિતા ખુશી થાય. માબાપ તરફની તાબેદારી એ એક ઉત્તમ ઇરાની સદગુણ હતો. દીનકર્દમાં કહે છે કે "ફરજંદની ફરજ પોતાના બાપની તરફ તાબેદારી અને નમનતાઇથી રહીને, બાપનો પ્યાર મેળવવાની તથા તેને ખુશ રાખવાની છે."[1] આદર્બાદ મારેસ્પંદ પોતાનાં ફરજંદને શિખામણ દે છે કે "તારા બાપ અને માનો ડર રાખનાર, તેઓનો હુકમ સાંભળનાર, અને તેઓનો ફર્માનબરદાર થજે, કારણ કે એક શખ્સ માબાપની જીંદગી સુધી એક સિંહનાં જેવો છે કે જે જંગલમાં કશાંથી બીહતો નથી."[2] એટલુંજ નહિ, પણ વળી

૧. દસ્તુર પેશોતનની દીનકર્દ, વા. ૪, પા. ૨૫૦, બાબત ૧૭૦.

૨. પંદનામું, ફ ૯૦.

આદર્બાદ પોતાનાં ફરજંદને વધુ એ કહે છે કે, "જે માણસથી તેનાં માબાપ આજુર્દે અને નાખુશ થયલાં હોય, તેની સાથે તું કોઇ કામમાં શરીક (હમકાર) ના થતો."[1] જે બચ્ચાંઓ પોતાનાં માબાપને કાંઇ દુઃખ દેતાં અને તેઓ પાસે પોતાની નઠારી ચાલ માટે પસ્તાવો નહિ કરતાં અને માફ નહિ માગતાં, તેઓ અત્યંત ગુનેહગાર ગણાતાં.[2]

## ૩. માબાપ તરફ ત્રીજી ફરજ : તેઓની બરદાશ્ત કરવી.

**અવસ્તા**—જઇધ્યામિ........ ફ્રજન્તીમ્ચ ખાપરાંમ યેંધૂહાઓ: પઓઉરૂસ્ચ એરેજ્યાન (અર્દ્વીસૂર નીઆએશ, 'હાતાંમ્ચ' ના હા સાથે. યજશ્ને હા ૬૫ ફ. ૧૧.)

**અર્થ**—હું બર્દાસ્ત કરનારૂં ફરજંદ માગું છું કે જેને ઘણાઓ આશીર્વાદ દિએ.

**અવસ્તા**—દાયાઓ મે.........ઘુશ્રુષાંમ આરનાંમ ફ્રજન્તીમ......આંજો બૂજિમ, હ્વારૂમ, યા મે ક્રાધયાત ન્માનેમ્ચ (આતશ નીઆએશ. યજશ્ને, હા ૬૨, ફ. ૪—૫.)

**અર્થ**—મને બર્દાસ્ત કરનારૂં જાતિ અક્કલવાળું, તંગીમાંથી છોડવનારૂં, બાહાદુર ફરજંદ આપ, કે જે મારાં ઘરને આબાદ કરે.

એક જરથોશ્તી માતપિતા, આ શબ્દોમાં આવાં અર્દ્વીસૂર અને આતશ સનમુખ ઉભાં રહી, અહુરમજ્દ પાસે એવાં ફરજંદો માંગે છે, કે જેઓ તેઓની બર્દાશ્ત

---

૧. પંદનામું, ફ ૯૪.

૨. અર્દાએવીરાફ નામું, બાબ ૬૫.

કરે, તેઓને તંગીમાંથી મોકળાં રાખે, અને કુટુંબને સુખી રાખે. ત્યારે ફરજંદોની ફરજ છે કે, જે માબાપોએ આ મુજબ દુઆ ગુજારી કષ્ટી ખેંચી તેઓને ઉધાર્યાં, તેઓની ઘડપણમાં બર્દાશ્ત કરવી, તેઓને પાળવાં, તેઓની પર્વરશ કરવી.

**માબાપ તરફ ઉપકાર**—આપણે ઉમ્મરે પુગેલાં હોઇએ છિએ ત્યારે જો કોઇ આપણુને યારી દેછે, મદદ કરેછે, યા આપણુને પોતાને ત્યાં નોકરી યા ધંધો રોજગાર સોપી ગુજરાનનું સાધન મેલવી આપેછે, તો આપણે તેના તરફ બે જાતની ફરજથી બંધાઇએ છિએઃ (૧) તાબેદારી અને (૨) ઉપકાર. ત્યારે આપણાં માબાપ, જેઓએ આપણા બચપણમાં આપણુને યારી દીધેલી, આપણુને મદદ કરેલી, આપણું ગુજરાન કરેલું, અને આપણુને કેળવણી આપી આપણી રોટી પેદા કરતાં કરેલાં, તેઓ તરફ આપણુ તાબેદારી અને ઉપકારની ફરજોથી કેટલાં વધુ બંધાએલાં છિએ? ઉપકારનો સદગુણ સર્વથી ઉત્તમ છે. તે સદગુણ આપણે આ દુન્યામાં કોઇ તરફ વધુ દેખાડવો હોય, તો તે આપણા માબાપ તરફ છે.

**જવાનીમાં માબાપની તાબેદારી તે જઇફીમાં ભાગ્યશાલી થવાની નિશાની**—દરેક બચ્ચાંએ યાદ રાખવું જોઇએ, કે એક દહાડો આવશે કે જ્યારે તે મા યા બાપ થશે. માટે, જો તે બચ્ચાં તરીકે, યા જવાનીમાં, પોતાનાં માબાપ તરફ બીદરકાર

થશે, તેઓના બુઢાપામાં તેઓને મદદ નહિ કરશે, તો તેનાં મોટપણમાં, તેના બુઢાપામાં, તેના બુરા હાલ થશે. તમારાં માબાપ તરફનું એહેસાંન તમો ભુલશો તો તમો મોટાં થશો ત્યારે તમારાં બચ્ચાંઓથી એહેસાંનની કેમ આશા રાખી શકશો? તમારી જવાનીમાં તમો તમારાં જઈફ માબાપને માન આપશો, તેઓના હોકમો બજા લાવશો, તેઓની બરદાશ્ત કરશો, તેઓને પાળશો, તો તમારાં નાનાં બચ્ચાં તમોને તેમ કરતાં જોઇ પોતે તેવું કરવાને શિખશે અને મોટાં થતાં તમારી જઇફીમાં તમારા તરફ તેવીજ રીતે વર્ત્તશે. આપણી પતેતમાં આજુબાજુનાંઓ તરફની ફરજો નહિ બજા લવાઇ હોય તો તે માટે "અંદર પેદ માદ" ના કરદામાં પસ્તાવો જાહેર કરવામાં આવેછે. તેમાં પેહેલો પસ્તાવો માબાપ તરફની ફરજો નહિ બજા લાવવા માટે છે.

**માબાપની દુઆ**—તમો માબાપને માન આપશો, તેઓની જીંદગીના છેડા સુધી તેઓને ચાહશો, તો તેઓ તમારા તરફની ભલી લાગણી સાથે, તમારી તરફના ચાહ અને મોહબત સાથે, પોતાની આ જેહાનની સફર તમામ કરીને બીજી જેહાનમાં કુચ કરશે. ત્યાંથી પણ તેઓ અહુરમજદની હજુર તમો ફરજંદોના હકમાં મોહબત અને દુઆના પેગામો પોંહોચાડશે. આપણામાં ધાર્મીક રેવાજ છે કે, માબાપનાં મરણને દિવસે બાજની ક્રિયાથી તેઓની યાદ કરવી.

જે ફરજંદો પોતાનાં માતપિતાની જીંદગીમાં, તેઓની હૈયાતીમાં, નગુણાં નિવડે, તેઓને હારમાર કરે, તેઓના બુઢાપાને શાંત અને સુખી બનાવવામાં પોતાનો હિસ્સો નહિ આપે, પોતાની શકિત છતાં તેઓને પારકે આધારે નાખે, તેઓ તે માતપિતાનાં મરણ બાદ, એક મુકીને એકસો વખત તેઓની બાજ કરે, તોપણ પોતાની આગલી વર્ત્તણુકનો બદલો પુરતો વાળી શકે નહિ, અને પોતાનાં માતપિતાના આશીર્વાદ પુરતા મેલવી શકે નહિ.

## (ખ) માબાપની ફરજંદો તરફ ફરજ.

**પેહેલવી**—"મેમન આત બેન્મની હુમનાત પવન અપુર્નાકીઅ વલ દપીનસ્તાન યેહબુન મેમન ચશ્મે રૂશન દપીનીઅ અએત" (આદરબાદનું પંદનામું, ફ. ૫૭).

**અર્થ**—જો તમારે ત્યાં ફરજંદ હોય તો બાળ વયથીજ તેને નિશાળે મોકલજો, કારણ કે કેળવણી રોશન આંખ મિસાલ છે.

માબાપની ફરજંદો તરફ મુખ્ય ફરજ તેઓને કેળવણી આપવાની છે. વંદીદાદ[1] પ્રમાણે, જો કોઇ ગરીબોની મક્સર નહિ હોય અને તેથી તેઓ કેળવણી માટે મદદ માગે, તો તે મદદ આપવી, એ એક જરથોશ્તી માટે પુન્યનું કામ ગણાય છે. જ્યારે બીજાંઓમાં કેળવણીનો પ્રસાર કરવો એ પુન્યનું કામ છે, ત્યારે પોતાનાંજ બચ્ચાંઓને કેળવણી આપવી, એ કેટલું વધારે પુન્યનું કામ ગણાવું જોઇએ ?

---

૧. ફર્ગર્દ ૪, ફ. ૪૪.

**બચ્ચાંઓને કેળવવાની ફરજ, ત્રણ કીસમના લાભ અર્થે**—આપણાં પુસ્તકો પ્રમાણે માબાપે પોતાનાં બચ્ચાંઓની કેળવણીની જરૂરીઆત તરફ ત્રણ નજરે જોવાનું છે.

૧. ટોલા યા દેશના સામાન્ય લાભ અર્થે.

૨. બચ્ચાંઓના પોતાના લાભ અર્થે.

૩. માબાપે પોતાના લાભ અર્થે.

## ૧. બચ્ચાંઓને ટોલા યા દેશના લાભ અર્થે કેળવણી.

**અવસ્તા**—દાવાઓ મે આતર્શ પુથ્ર અહુરહે મજદાઓ... આસ્નાંમ ફ્રજન્તીમ ફ્રર્ષો-રાજાંમ વ્યાખનાંમ ........ યા મે ફ્રાધયાત ન્માનેમ્ચ વીસેમ્ચ, જન્તુમ્ચ દખ્યૂમ્ચ દંધહુ-સસ્તીમ્ચ" (આતશ નીઆએશ, હા ૬૨, ફ. ૪–૫.)

**અર્થ**—અહુરમજદના પુત્ર આતશ! તું મને જાતિ અકકલનું ફરજંદ બખ્શ, કે જે સત્તા ભોગવનારૂં અને અન્જુમનમાં બેસનાર (યાને, તેનાં કામમાં ભાગ લેનાર) હોય, અને જે મારાં ઘર, મોહલ્લા, ગામ, દેશ અને દેશનાં રાજ્યની વૃદ્ધિ કરે.

આ ફકરા મુજબ એક જરથોશ્તી માબાપની એક ઉમેદ આ હોવી જોઇએ કે તેઓનું ફરજંદ કુટુંબ કબીલા, ગામ, શેહેર અને દેશનાં ભલાંમાં ભાગ લે. ત્યારે પોતાનું ફરજંદ ભલું નિવડી પોતાની અન્જુમનની અને પોતાના દેશની સેવા બજાવે તે કાજે માબાપની ફરજ છે કે પોતાનાં ફરજંદને તેવા બુલંદ અને ઉમદા ખ્યાલથી કેળવણી આપે.

ફ્રવંર્દીન યશ્ત[1] પ્રમાણે પણ જરથોશ્તી માબાપ અન્જુમનનાં કામમાં ભાગ લેનાર (વ્યાખનયાઓ) ફરજંદ માગે છે. મીનોખેરદ પ્રમાણે, જે ફરજંદ પોતાના દેશ યા કુટુંબની કીર્તિ વધારે નહિ, તે એક ભલું ફરજંદ ગણાય નહિ. આશીર્વાદમાં એજ મતલબે દુઆ ગુજારવામાં આવે છે કે, તમો "તમારા પિતા કરતાં વધારે કીર્તિવંત થજો." ત્યારે જરથોશ્તી માબાપોની ફરજ છે કે પોતાનાં ફરજંદોને તેઓ ભલાં ઉપયોગી શેહરી નિવડે એવી કેળવણી આપે.

**૨. બચ્ચાંના પોતાના લાભ અર્થે કેળવણી**—દેશનાં અને કોમનાં સામાન્ય ભલાંમાં ભાગ લઇ શકે એવી કેળવણી આપવાના બુલંદ અને ઉમદા મનના ખ્યાલ સાથે બીજો ખ્યાલ બચ્ચાંનાં પોતાનાં ભલાંનો સમાયલો છે. પોતાનું બચ્ચું તને દરૂસ્ત અને મને મજબુત, ચાલાક અને નીતિવાન નિવડે, તેવી કેળવણી માબાપોએ તેને આપવી જોઇએ. આ મુજબ બચ્ચાંના લાભની નજરે જોઇ બચ્ચાંને બચપણથી કેળવવા બાબે આદર્બાદ મારેસ્પંદ શિખામણ દે છે, કે બાળપણથીજ ફરજંદને નિશાળે મોકલવું, કારણ કે "કેળવણી રોશન આંખ મિસાલ છે."[2] ઉધરતી ઓલાદને ઉધરતી વયમાંજ કેળવણી આપવી, એ જેમ રાજ્યબંધન માટે તેમ સંસારબંધન

---

૧. ફ. ૧૩૪.
૨. અર્દાએવીરાફ્ નામું, બાબ ૬૫.

માટે, જેમ ધર્મબંધન માટે તેમ નીતિબંધન માટે અગત્યનું છે. બચપણથી ફરજંદોને કેળવણી આપવાની ફરજ બાબે દીનકર્દમાં[1] શિખામણ દેવામાં આવે છે. તે શિખામણની મતલબ આ છે કે, એક બચ્ચાંનાં મનમાં બુરા વિચારો દાખલ ન થાય તે માટે જરૂરનું છે, કે તેની બચગીથી તપાસ રાખવી અને તે ભલું નિવડે તે કાજે તેને માજદયસ્ની દીનની સમજ આપવી.

૩. **માબાપના લાભ અર્થે કેળવણી**— આપણાં ધર્મપુસ્તક પ્રમાણે, જો કોઇ માબાપો પોતાની ફરજ ભુલે, અને બચ્ચાંઓને ઘટતી કેળવણી નહિ આપે, અને તેનાં પરિણામમાં બચ્ચાંઓ કોઇ ગુનાહ ભર્યાં કામો કરે તો તેથી તે માબાપ પણ કેટલેક દરજ્જે ગુનાહગાર થાય છે. એથી ઉલટું, જો માબાપ પોતાની ફરજ બરાબર સમજી પોતાનાં ફરજંદોને ઘટતી કેળવણી આપે અને તેનાં પરિણામમાં તે ફરજંદો કોઇ ભલાં સવાબભર્યાં કામો કરે તો તે સવાબમાં તે માતપિતાનો પણ હિસ્સો છે.[2] શાયસ્ત લા શાયસ્તમાં[3] સ્પેન્દ, દામદાદ અને નીહાદુમ નસ્કને આધારે કહે છે કે, "દસ્તુરોએ ફરમાવ્યું છે કે, જે ફરજ અને ભલાં કામો એક ફરજંદ બજા લાવે છે

---

૧. દસ્તુર પેશોતનના દીનકર્દ, વા. ૪, પા. ૨૪૯-૫૦.

૨. ગંજે શાયગાન, બુજોર્ગમેહેરનું પંદનામું, ફ. ૧૪૩-૪૪.

૩. બાબ ૧૦, ફ. ૨૨; બાબ ૧૨, ફ. ૧૫.

તે તેના બાપનાં પોતાનાં પણ ગણાય છે, જાણે કે તેણે પોતાને હાથે કર્યાં હોય. ”

**બચ્ચાંને પોતે ધવરાવવાની એક માતાની ફરજ**—એક ઇરાની માતા પોતાનાં બચ્ચાંને પોતાનીજ ભલી સંગતમાં રાખી પોતાનુંજ સ્વચ્છ દુધ પાઇ ઉધારતી. ઇરાની માતાઓ મને અને તને ભલાં અને કદાવર ફરજંદ માટે ખાહેશમંદ રેહેતી હતી. તેણી મર્દાનગીવાળા અને તનદરૂસ્ત ખાવીંદ માટે દુઆ ગુજારતી કે જેનેથી તેણીને તનદરૂસ્ત ફરજંદની વૃદ્ધિ થાય. યશ્તો [1] પ્રમાણે તેણીઓ પોતાને ત્યાં ફરજંદની વૃદ્ધિ ચાહતી હતી, અને ફરજંદની વૃદ્ધિની આશા મળતાંજ આસાનીથી બચ્ચાંને જન્મ આપવાની શકિત માંગતી હતી. એવી ઉલટ અને ચાહથી માંગેલાં ફરજંદોને ઇરાની બાનુઓ પોતાનું દુધ પાવા માટે ઘણી કાળજી અને હોંશ રાખતી હતી. તેણીઓ આર્જુમંદ રહેતી, કે તેણીઓને પોતાનાં બચ્ચાંને માટે વખતસર દુધ આવે. પોતાનાં બચ્ચાંને પુરતું દુધ નહિ આપનારી ઇરાની બાનું ભુંડી ગણાતી. વીરાફનામા [2] પ્રમાણે, જે ઘાટકી ઓરત પોતાનાં બચ્ચાંને ભુખું ને ટવળતું રડવા દે છે, તે ઓરત પોતે બીજી જેહાનમાં દુખી અને રડતી રહે છે. વળી જે ઓરત પૈસાને ખાતર, પોતાનાં બચ્ચાંને ધવાડવાનું મેલી દઇ પારકાં બચ્ચાંને

---

૧. રામ યશ્ત, ફ. ૪૦; આવાં યશ્ત, ફ. ૮૭.
૨. બાબ ૫૯.

ધવાડે છે તે ઓરત દોજખી થાય છે અને દોજખમાં ઘણો આજાબ પાંમે છે.[1]

જેમ બે મિત્રો, જેઓ એકમેકની સાથે રહીને પોતાનું ભોજન પણ સાથે લે છે, તેઓ વચ્ચેની મિત્રાચારી અને ચાહ, એકમેક સાથે ખાનપાન કરવાથી, વધે છે અને મજબુત થાય છે, તેમ પોતાની માતાની છાતીએ પોતાનું ભોજન લીધાથી બચ્ચાંનો પોતાની માતા તરફ પ્યાર અને ચાહ વધે છે અને તેણીની તરફ તે વધારે તાબેદાર અને માન ધરાવનાર નિવડે છે. પોતાની માતાની મોહોબતભરી છાતીએ વળગતાં, તે બાળકમાં નર્મીશ, મીઠાશ, મોહબત, પ્યાર, ઉપકાર, વીગેરે નીતિમાંન સદગુણો ખુદ શરૂઆતથીજ પ્રફુલ્લીત થાય છે અને તેની એક રિતની નીતિમાંન કેળવણી શરૂ થાય છે. એક તનૂદરૂસ્ત અને નીતિમાંન માતાને ધાવેલું બાળક પોતાનાં કુટુંબનાં ઉંચાં, નીતિમાંન અને તનૂદરૂસ્ત લોહીને પોતાની રગોમાં વેહેતું રાખે છે અને એક ભવિષ્યનાં તનૂદરૂસ્ત અને નીતિમાંન માણુસ તરીકેની પોતાની ભવિષ્યની કારકિર્દીનો પાયો નાખે છે. દીનકર્દ[2] પ્રમાંણે એક ઇરાંની માતપિતાને ફર્માન હતું, કે તેઓ પોતાનાં બચ્ચાંને બેથી ત્રણ વરસ સુધી દુધના ખોરાક ઉપર ઉધારે.

---

૧. વીરાફનામું, બાબ ૯૪ અને ૯૫.

૨. દસ્તુરજી પેશોતનજી બેરામજી સંજાણાની દીનકર્દ. વા. ૪, બાબત ૧૭૦, પા. ૨૪૯.

ભલાં માતપિતાઓનાં બચ્ચાંઓ કેટલીક વાર ભુડાં નીવડે છે તેનો, બીજા સબબો સાથે, ત્યારે આ સબબ મુખ્ય હોય છે, કે તે ભલાં માતપિતાઓએ, બચ્ચાંઓના જન્મ બાદ, તેઓને ઉધારવામાં ખાંમી કરી હોય. ઘણીક વાર ધવાડનારીઓના સ્વભાવ વિગેરેની ખાંમીઓ, બચ્ચાંઓ પોતે ધાવતાં દુધ સાથે, પોતાનાં લોહીમાં લિએ છે. નીરો રોમનો એક ઘાતકી શાહાનશાહ નિવડયો હતો. તેને માટે કહે છે, કે તે એક છાકટ આયાની છાતીએ દુધ પીને ઉધર્યો હતો, તેથી તે છાકટો અને તે સાથે ઘાતકી નિવડયો હતો.

**એક માતાની ધર્તીમાતા સાથે સરખામણી**—આપણી ધર્તીને, આપણી માતા સાથે સરખાવીને, આપણે ધર્તીમાતા કહિએ છિએ. તે વિષે જે બોધ એક લખનાર[1] આપે છે, તે ઉપર વિચાર કરો. ધર્તી, તેમાં વાવેલાં બીઓમાંથી ફકત ઝાડપાનોના રોપા ઉત્પન્ન કરે છે, એટલુંજ નહિ, પણ તે રોપાઓને પોતાનાં ભીતરનું પાણી પુરૂં પાડી ઉધારે છે, અને મોટા કરે છે. તેમ એક માતાએ, એક બચ્ચાંને જન્મ આપ્યો તો, બસ, પોતાની ફરજ તમામ થઈ એમ સમજવું નહિ. વધારે ભલી ફરજ તો તે બચ્ચાંને સારી રીતે પાળી પોષી મોટું કરવાની છે. એડીસન કહે છે તેમ, એક માતપિતા બચ્ચાંને જન્મ આપવા પછી તેને બરાબર ઉધારે તેમાં ખરી ખુબી અને પરમાર્થ સમાયલો છે.

---

૧. એડીસન, સ્પેકટેટર, વિષય ૨૪૬.

વળી ધર્તીમાતાનો બીજો સબક લેઓ. એક મુલકની ધર્તીનો રોપો, ગમે તેવી સંભાળ છતાં, બીજા મુલકની ધર્તી ઉપર બરાબર ઉધરતો નથી. જે ધર્તી એક રોપાને જન્મ આપે છે, તેજ ધર્તી તે રોપાને બરાબર ઉધારી શકે છે. માટે જે માતાએ બચ્ચાંને જન્મ આપ્યો હોય, તેજ માતા તે બચ્ચાંને બરાબર ઉધારી શકે. એક ધવાડનારી, પછી તે ગમે એવી હોય, તે, એક બચ્ચાને તેની માતા માફક, બરાબર ઉધારી શકે નહિ. માતા બચ્ચાંને પોષણ આપે છે, તેથીજ ધર્તી, જે પણ આપણને પોષણ આપે છે, તેને "ધર્તી માતા" ને નામે ઓળખવામાં આવે છે.

## પ્રમાણિકપણાં માટે માતાનો કાળજી.

બચપણ પછી પણ માતાની બાળક માટે કાળજી ચાલુ રહેવી જોઇએ. પોતાનાં બચ્ચાં ધંધે ધાપે લાગે, ત્યારે પણ એક માતાની તે બચ્ચાં માટે કાળજી હોવી જોઇએ, કે તે પ્રમાણિકપણે પોતાની રોટી પેદા કરે, નહિ કે ગમે તેવી રીતે પણ તવંગર થાએ. ઘણીક માતાઓ, પોતાના બેટાઓને તવંગર થયલા જોવાનો હેતુ મનમાં રાખીને, તે કેવી રીતે તવંગર થાય છે, તે ઉપર નજર રાખતી નથી. તેનું પરિણામ સેવટે માઠું આવે છે.

એક વાત છે, કે એક નાહાન નાનો છોકરો એક વખત કેઠેથી એક ઇંડું ચોરી લાવ્યો, અને ઘરે

આવી માતાને આપ્યું. "દીકરા ! તું લાવ્યો છે તેથી તુંનેજ એ ઇંડું પકાવી આપું," એમ કહી તે ઇંડું તેણીએ તેને પકાવી આપ્યું. ઉત્તેજનના આ એક દાખલાએ તે બાળકનાં ભવિષ્યને ઘડયું. તે, ઇંડાંની ચોરી ઉપરથી આસ્તે આસ્તે વધુ ચોરી કરવા લાગ્યો, અને ચોરી કરતાં તેણે એક દીવસ કોઇનું ખુન કર્યું. તેને ફાંસી ચઢાવવા કાઢયો, ત્યારે, કહે છે કે, તેણે છેલ્લી ઘડીએ પોતાની માતાને તેડાવી, અને પછી કહ્યું કે "મારે બદલે આ મારી માને ફાંસીએ ચઢાવો. હું નાનપણમાં જ્યારે એક ઇંડું ચોરી લાવ્યો, ત્યારે જો મારી માએ અખાડા કરી ઉત્તેજન આપવાને બદલે મને વાર્યો હતે, તો આજે મારા આ હાલ થતે નહિ."

આપણામાં જે કહેવતો છે કે "વડવાનાં પુન બચ્ચાંને આડે આવે" અને "વડવાનાં પાપ બચ્ચાંને નડે," તે આ અર્થે છે. એક ભલી માતા યા ભલો પિતા પોતાના ભલા દાખલાથી, ભલા બાળકો ઉત્પન્ન કરે, જેઓ પોતાની વારી મુજબ, એક ભલાં માતપિતા નિવડે. બચ્ચાંને જન્મ આપવો અને ઘરનું કામકાજ કરવું યા ખાણું પકાવવું, એટલુંજ એક સ્ત્રીનું કામ છે, એ વિચાર માતાઓમાં કમી હોવો જોઇએ. તેઓએ સમજવું જોઇએ કે બચ્ચાંઓને ભલી રીતે ઉછેરવાં, એ પણ તેઓનું મુખ્ય કામ છે.

**ઉસ્તાદ આગલ કેળવણી શરૂ કરવા આગમચ માતાની સંગતમાં બાળક—**એક બાળકને પોતાની રૂડી સંગતમાં રાખી તેને સારી તર્તીબથી ઉધારવાની એક જરથોશ્તી માતાની ફરજ છે. આપણાં પુસ્તકો, એ ફરજ બાબે, એક અસલી ઇરાની માતાનું જે ચિત્ર આપે છે, તે એ ફરજનો પુરતો ખ્યાલ આપેછે. ઇરાની બચ્ચાંઓ પોતાનો વખત પોતાની માતાનીજ રૂડી સંગતમાં વધારે ગુજારી તેઓથી નીતિ અને સદ્દગુણોનો છાપ પોતાનાં કુમળાં મગજ ઉપર મેળવતાં રેહતાં. એક ઇરાની માતા બનતાં સુધી કુમળાં બાળકોને પોતાની સંગતમાં રાખી ઉદ્યોગ, નમ્રતા, મીઠાશ, તાબેદારી વિગેરે નીતિના સદ્દગુણોનો છાપ, પોતાના વિચાર અને આચારથી, પોતાના વિચાર, વચન અને કામથી, તેઓનાં કુમળાં મગજ ઉપર મારતી. પોતાની સંગતમાં રહેતાં બચ્ચાંઓ ઉપર, જો તે માતા સારી કેળવણીની અસર ન કરતી અને ખોટો લાડ દેખાડતી, તો તેથી તે બચ્ચાં સારાં નહિ નિવડતાં. તેના દાખલા ઇરાંનના હખામીનીઅન વંશના પાદશાહો ઉપરથી પ્લેટો પોતાની એક ચોપડીમાં આપે છે. તે કહે છે કે, સાઇરસ ભલો રાજા નિવડયો હતો, કારણ તેને સાદી રીતે, અને સારી રીતથી ઉધારવામાં આવ્યો હતો. તેણે તેના છોકરા કેમ્બાઇસીસને તેની માતાની સંગતમાં કુમળી વયે રાખ્યો, પણ તે માતાએ તેને અત્યંત લાડથી ઉધારી તેનાં મનમાં પાદશાહી દોર અને

મોજમજાહનો ખોટો ખ્યાલ ઉભો થવા દીધો. તેથી કેમ્બાઇસીસ ભવિષ્યમાં સારો પાદશાહ નિવડયો નહિ. તેની પછી દારાયશ પાદશાહ થયો, જે પાદશાહી ખાનદાનના છોકરા તરીકે ખોટા લાડમાં ઉછર્યો હતો નહિ, પણ સાદી રીતે સારી કેળવણી સાથ ઉછર્યો હતો. તેથી તે એક સારો, ફતેહમંદ પાદશાહ નિવડયો હતો. પણ તેનો છોકરો જર્કસીસ ખોટા લાડ અને મોજ-મજાહથી ઉછરેલો હોવાને લીધે ખરાબ પાદશાહ નિવડયો.

એક ઇરાની માતા પોતાનાં બચ્ચાં માટે, તેની તનદરૂસ્તી અને મનદરૂસ્તી માટે જે કાળજી રાખતી હતી, તે સર્વના ઉપકારમાં એક ઇરાની બાળકની ફરજ તે માતા તરફ ઉંચા પ્રકારની ગણાતી હતી. તે બચ્ચું મોટું થાય ત્યાં સુધી તેને પોતાની માતા તરફની ફરજની યાદ દેવાડવામાં આવતી. જ્યારે તે પરણી જઇ પોતાના નવા સાથીની સંગતમાં જતું, ત્યારે પણ લગ્નની ક્રીયા કરનાર ધર્મગુરૂ તે બન્નેને યાદ આપતો કે "કોઇ પણ રીતે તમારી માતાને દુઃખ દેતાં ના. [1]"

**૨. ભાઇબેહેનો તરફની ફરજ—** આપણુ દરેક ભાઇબેહેનો સાથે, આપણી બચ્ચગીથી, આપણી નાની ઉમ્મરથીજ સંબંધમાં આવીએ છિયે. એક સ્ત્રી એક ધણીની ધણીઆણી, યા એક મરદ

---

૧. અજ હર આઇન માન મ આઝાર. ( આશીર્વાદ )

એક ધણીઆણીને ધણી, યા એક સ્ત્રી યા મરદ ફરજંદોનાં માતપિતા તો મોટી ઉમ્મરમાં આવવા પછી થાય છે. પણ ભાઇબેહેનો તરીકેનું ખેશીપણું યા સંબંધ બચ્ચપણથીજ શરૂ થાય છે, માટે ભાઇબેહેનો તરફની ફરજો ધણી ધણીઆણી યા ફરજંદો તરફની ફરજોની આગમચથી શરૂ થાય છે.

મ્લુતાકે એક અસલી ઇરાની બાનુનો દાખલો આપે છે કે, તેણીએ પોતાનાં ફરજંદો કરતાં પોતાનાં માબાપ વિનાના ભાઇબેહેનોને વધારે ચાહ્યાં અને તેનો સબબ જણાવ્યો કે, "ખુદા ન કરે ને મારાં ફરજંદો ગુજરી જશે તો મારે ત્યાં બીજાં આવશે, પણ મારાં માબાપ ગુજરી ગયાં છે, તેથી જો મારાં ભાઇબેહેનોને કાંઇ થશે તો મને ભાઇબેહેનો કયાંથી મલશે?" ભાઇબેહેનોને તો જાણે ઇશ્વરેજ કુદરતી કાયદે એકમેકને મદદ કરનારાં મિત્રો નેમી આપ્યાં છે. ખુદાએ તેઓની તમારા મિત્રો તરીકે પસંદગી કીધી છે. આપણે કોઇ બીજાને આપણો મિત્ર કર્યે અને તે જો આડો નિવડે તો તે આપણી પોતાની પસંદગીનો હોવાથી, આપણે તે માટે આપણ પોતાને ઠપકો દઇએ. એક મિત્ર આપણી સાથે આડો નિવડે તેનો વધારે સંભવ હોય છે. પણ આપણાં પોતાનાં ભાઇબેહેનો, જેઓને ખુદા-તાલાએજ આપણાં મિત્ર સર્જી આપ્યાં છે, તેઓ એક લોહી અને દુધનાં હોવાથી આપણી સાથે આડા નિવડવાનો ઓછો સંભવ રહે છે.

**એક ભાઈની કુમારી બેહેન તરફ ખાસ ફરજ**—બાપની ગેરહાજરીમાં એક ભાઇની ફરજ છે કે બેહેનની કેળવણી ઉપર નેગાહ રાખી તેણીને મદદ કરે અને તેણીને માટે એક લાયક ખાવીંદ મેળવી તેણીને પરણાવી આપે. આપણા પુસ્તકો ઉપરથી એક ભાઇની એવી ફરજનું નીચલું ચિત્ર આપણુને મલે છે:

એક ઇરાની બાનુ કુમારીકા તરીકે પોતાના બાપને ત્યાં રહેતી અને બાપનાં મરણ બાદ તેણી પોતાના ભાઇને ત્યાં રહેતી, જે પ્રસંગે એક ભાઇની ફરજ તે બેહેન તરફ એક પિતા સમાન હતી. તેણીની કેળવણી વિગેરે ઉપર ધ્યાંન આપવાની તેની ફરજ હતી. ઘટતી ભેટ સાથે પોતાની બેહેનને એક લાયક ધણી સાથ પરણાવી આપવાનું કામ બાપની ગેર-હાજરીમાં ભાઇનું હતું.[1] એક લાજવંતી, ભલી અને સદગુણી કુમારી કન્યાનો બાપ યા ભાઇ નહિ હોય તો, અન્જુમનના કોઇ પણ ગ્રહસ્થે, એક લાયક ખાવિંદ શોધી કહાડી તેની સાથે તેણીને પરણાવવી એ ભલું કામ ગણાતું હતું.[2] આગલી કોઇક પ્રજાઓમાં ગરીબ યા માબાપ વિનાની સ્રીઓને પરણાવી આપવાનું કામ રાજ્યનું ગણાતું. ત્યારે, આ મુજબ, જ્યારે રાજ્યની યા કોઇ પણ સદ ગ્રહસ્થની એક ગરીબ સ્રીને પરણાવી આપવાની ફરજ ગણાતી, ત્યારે તો એક ભાઇની પોતાની

૧. વંદીદાદ, પર્ગર્દ, ૧૪, ફ. ૧૫.
૨. આફરેબાદનું પંદનામું, ફ. ૫૦.

બહેનને પરણાવી આપવાની તેથી પણ વધારે ફરજ ગણાવી જોઇએ. અશીશવંઘ યશ્ત[1] માં અશી, જેણી એક સ્ત્રી યજદ છે, તેણી જો કન્યાઓને પરણાવવા વગર રાખી મેલવામાં આવે છે તો ફર્યાદ ઉઠાવે છે.

**એક કન્યાની ફરજ અને કામ**—એક ભાઇની પોતાની કન્યા બહેન તરફની ફરજો બાબે બોલી અહિં આપણે એક કન્યાનાં કામ માટે થોડાક વિચાર કરીશું. એક કન્યાએ પોતાની નાની વયથીજ કેળવણી લેવાની અને જ્ઞાની થવાની ફરજ છે. તેણીએ એમ નહિ સમજવું કે, એક પરણેલી બાયડી થવા પછીજ આજુબાજુનાંઓને ઉપયોગી થવાની તેણીની ફરજ શરૂ થાય છે. તેણીએ કન્યા તરીકે પણ બની શકે તેમ આજુબાજુનાંઓને જાહેર સેવાઓ આપવી. પોતાની આજુબાજુની ગરીબ બહેનપણીઓની હાલતની પુછપરછ કરવી, તેણીઓની બિમારીમાં તેઓની અથવા તેઓનાં બચ્ચાંની માવજત કરવી, તેઓને મદદ પોંહોચાડવી. એવાં કેટલાંક કામોમાં તેઓ ભાગ લેઇ પોતાની જીંદગીને ઉપયોગી કરી શકે.

ફર્વર્દીન યશ્તમાં[2], એવી દેશ અને દીનહિત-કારી ઘણીક કન્યાઓને નામ બ નામ યાદ કરી છે. યજશ્ને[3] માં જેમ એક પરણેલી સ્ત્રીને તેમ એક

---

૧. અશીશવંઘ યશ્ત, ફ. ૫૯.
૨. ફ. ૧૪૧-૧૪૨.
૩. હા ૨૩ ફ. ૩.

કન્યાને, તેણીનાં મરણ બાદ, તેણીનાં ભલાં કામો માટે યાદ કરી છે. એ ઉપરથી દિસે છે કે, એક પરણેલી ભલી જીંદગી, જે દરેક કન્યા પોતાની જીંદગીની નેમ તરીકે પોતા સનમુખ રાખે છે, તે જીંદગી હાંસલ કરવા આગમજ પણ, અથવા તે હાંસલ કરવાનું નહિ બનતું તોપણ, એક ઇરાની કન્યા પોતાથી બનતી રીતે મંડળીનાં ભલાંમાં ભાગ લેતી હતી.

## ૩. ધણી ધણીઆણી. તેઓની એકમેક તરફ ફરજ.

### (ક) ઘર ધણીની ઘરધણીઆણી તરફ ફરજ.

**અવસ્તા**—"અવત આયપ્નેમ દજહિ-મે...યત નમાનો-પઇતીમ વિન્દામ યવાનો સ્રએશ્તો-કેહપ, યો નો હુબેરેતામ બરાત, યવત ગય જવાવ, ફ્રજઇન્તીમ્ચ હો વેરેજયાત, દંધ્રો દન્તો હિજુખ્ધો." (રામ યસ્ત, ફ. ૪૦)

**અર્થ**—અમને તું આ બક્ષેસ આપ કે, અમો જવાંન અને ખુબસુરત ધણી મેળવિએ, જે, જયા સુધી અમો જીવિએ ત્યાં સુધી, અમારૂં પોષણ કરે, જેનાથી અમને ફરજંદની વૃદ્ધિ થાય અને જે ડહાપણ ભરેલી અને મીઠી જબાન-વાળો હોય.

આ ફકરો એક ભલા ધણીના સદગુણો દેખાડે છે. અને તેની, પોતાની ધણીઆંણી તરફ, શી ફરજો છે તેનો ખ્યાલ આપે છે. આપણાં બીજાં લખાણોમાં પણ આપણે એને મલતી શિખાંમણો અને ફરજોનો

ચિતાર જોઈએ છિએ. આવાં યશ્ત[1] પ્રમાણે એક બાનુ આવાં અર્દવીસૂરની સેતાયશ કરી બાહાદુર ધણી (તખ-મેમ્ચ ન્માન પઇતિ) માગતી. હોમ યજદ[2] પાસે તેણી સાચ્ચો (હુઇથીમ) ખાવિંદ માગતી. અવસ્તાના આ અને બીજાં લખાણોના એશારાઓ ઉપરથી માલુમ પડે છે કે, એક અસલી ઇરાની બાનું નીચલી ખાસ્યતો ધરાવ-નાર ધણી ઇચ્છતી ૧. જવાંન, સારા ઘાટઘટમવાળો, જોરાવર, બહાદુર અને તન્દરૂસ્ત કે જેનાથી તન્દુરસ્ત ફરજંદની તેણીને વૃદ્ધિ થાય. ૨. પોતાનું અને ફરજં-દોનું પાળન પોષણ કરી શકે એવો ધંધાદારી અને ઉદ્યોગી. ૩. સાચ્ચો, યાને તેણીને પ્રમાણિક નિવડે એવો. ૪. ડહાપણવાળો અને કેળવણી લીધેલો.

પેહેલવી પુસ્તકોમાં એક બાપે પોતાની બેટી માટે કેવા પ્રકારનો ખાવિંદ શોધવો તે જણાવ્યું છે. આદરબાદ મારેસપંદ પોતાના પંદનામામાં[3] કહે છે કે "સારા સ્વભાવવાળા, તન્દરૂસ્ત અને પોતાનાં કામથી વાકેફ એવા શખ્સને, જોકે તે ગરીબ હોય તોપણ તેને, તારો જમાઇ કરજે." વળી એવીજ શિખા-મણ આદરબાદ ફરીથી દે છે કે "તારી પોતાની બેટીને એક ચાલાક અને ડાહ્યા દાનાવ ધણી સાથે પરણાવજે."[4]

---

૧. ફ. ૮૭.
૨. હોમ યશ્ત (વજશ્તે, હા ૯), ફ. ૨૩.
૩. પંદનામું, ફ. ૫૫.
૪. પંદનામું, ફ. ૫૦.

આ સર્વે લખાણો ઉપરથી ખ્યાલ આવે છે કે એક ભલા ધણીની પોતાની ધણીઆણી તરફ નીચલી મુખ્ય ચાર ફરજો છે :—

૧. તેણીની જીંદગીના છેડા સુધી તેણીનું પોષણ કરવું.

૨. તેણીની તરફ ડાહાપણભરી જબાંનવાળા થવું, યાને, બની શકે તેમ, તેણીને જ્ઞાન આપતા રહેવું.

૩. મીઠી જબાનવાળા થવું.

૪. તેણી તરફ સંપુર્ણ પ્યાર જાળવવો.

## ૧. પેહેલી ફરજ : તેણીનું પોષણ કરવું.

અવસ્તા—માનો પઇતીમ વિન્દામ યો નો હુબેરેતાંમ બરાત યવત ગય જવાવ. (રામ યશ્ત ફ. ૪૦.)

અર્થ—અમો (એવો) ધણી મેળવિએ, કે જે અમો જીવિએ ત્યાં સુધી અમારૂં પોપણ કરે.

એક ધણીની ફરજ છે કે, તેણે પોતાની હૈયાતીમાં પોતાની ધણીઆણી અને ફરજંદોનું પોષણ કરવું, એટલુંજ નહિ, પણ, તેણે ખબરદાર રહી, એવી ગોઠવણ કરવાની કોશેશ કરવી, કે કદાચ તેનું મરણ તેની ધણીઆંણીની આગમચ નિવડે, તો તેનાં મરણ બાદ પણ તેણીનું અને બચ્ચાંઓનું આબરૂ દરકારથી, પોતાના સંસાર પ્રમાણે, પોષણ થાય. એ માટે તેણે

પોતાની જીંદગીમાં કરકસર કરી થોડુંક બચાવવું કે જેમાંથી તેનાં કુટુંબનું પોષણ થાય. આ માટે જરૂરનું છે કે જીંદગીનો વીમો ઉતરાવવાની હાલ જે સારી યોજનાઓ છે તેનો એક ધણી લાભ લે. બનતાં સુધી દરેક ધણીએ લગ્નના ગાંઠમાં જોડાતાં પોતાની જીંદગીનો વીમો ઉતરાવવો કે જેથી જન ફરજંદો તેનાં મરણથી કાંઇ નહી તો તદન નાચારીમાં આવી પડે નહિ.

## ૨. ઘરધણીની ધણીઆણી તરફ બીજી ફરજ: તેણીને જ્ઞાન આપવું.

પેહલવી—નીશ્મન જવીત મિન ફરહંગ બરા અલ શએકુન.

(આદરબાદનું પંદનામું, ફ. ૧૪.)

અર્થ—તારી ઓરતને કેળવણી વગરની ના રાખનો.

એક જરથોશ્તી બાનુએ હમેશાં કેળવણી લેતાં રહેવું અને જ્ઞાની બનતાં રહેવું, એ તેનાં ધર્મનાં પુસ્તકોની શિખવણી છે. અસલી ઇરાનમાં પરણેલી જીંદગી શરૂ થતાં એક જરથોશ્તી સ્ત્રીની કેળવણીનો છેડો આવેલો ધારવામાં આવતો હતો નહિ. જ્યાં સુધી તેણી પોતાના બાપ, ભાઇ યા વાળીનાં ઘરમાં રહેતી ત્યાં સુધી, તેણીની કેળવણી—પછી તે દીનને લગતી કે દુનિયાદારી યા સંસારને લગતી હોય, તે—માટે તેણીના બાપ, ભાઇ યા વાળી જોખમદાર ગણાતા. પરણ્યા પછીથી તેણીને વધુ કેળવણી યા વધુ જ્ઞાન

આપવાની અને તેણીને નેક અને રાસ્ત માર્ગની સમજ આપવાની તેણીના ખાવિંદની ફરજ હતી. વીરાફનામાં[1] પ્રમાણે એક ખાવિંદ, જેણે પોતાની ધણીઆણીને જ્ઞાની બનાવવાની ફરજ નહિ બજાવેલી, તેને, જ્યારે તેનાં પોતાનાં ભલાં અને નેક કામોને લીધે, બેહેશ્તમાં લઇ જવામાં આવે છે, ત્યારે તેની બાયડી, જેણીને તેનાં બુરાં કામોને લીધે દોજખમાં જવાની સજા ફરમાવી છે, તેણી તેની દામાન પકડે છે અને તેને બેહશ્તમાં જતો અટકાવે છે અને તાંણો મારી કહે છે કે, "તું મારો પતિ અને સાહેબ હતો. મારૂં તન, જીવ અને જાન તારે સ્વાધીન હતાં. મને જે ખોરાક અને પોષાક મળતો તે તારેથી હતો. ત્યારે શાને માટે તેં મને સુધારી નહિ અને નેક માર્ગ દેખાડયો નહિં? તેં જે નેકી અને ભલાઇ અખત્યાર કરી તેના માર્ગો તેં મને દેખાડયા નહિ કે હું પણ તે ભલે માર્ગે ચાલતે અને આજે જે ફેજે હું પોંહોચી છું તે ફેજે પોંહોચતે નહિ."

## ૩. ધણીની ધણીઆણી તરફ ત્રીજી ફરજ. મીઠી જબાન વાપરવી.

**અવસ્તા**—ન્માનો પઇતીમ વિન્દામ......યો દંધૂરો હ્‌ન્તો હિજુખ્ધો. ( રામ યશ્ત, ફ. ૪૦ )

**અર્થ**—અમો ( એવો ) ધણી મેળવીએ, કે જે ડાહપણ-વાળો અને મીઠી જબાનવાળો હોય.

---

[1] બાબ ૬૮

પોતાની ઘરધણીઆણી તરફ હમેશાં મીઠી જબાંન વાપરવી, એ એક ધણીની ત્રીજી ફરજ છે. રામ-યશ્તના ઉપલા ફકરામાં ઘરધણી માટે એ એક સદગુણ જણાવ્યો છે. એ સદગુણ ઘરમાં ઘણું સુખ અને આશીશ લાવે છે. એકમેક તરફ હમેશાં મીઠા શબ્દો અને મીઠી સભ્યતા ઘણીક ભલાઇ આંણે છે.

## ૪. ધણીની ધણીઆણી તરફ ચોથી ફરજ: તેણીની ઉપર સંપુર્ણ પ્યાર.

પાજંદ—અત્રા જન હુ દુસ્તદાર બેદ (આશીર્વાદ.)

અર્થ—તારી ધણીઆંણી સાથે ભલી મિત્રાચારી રાખનાર થજે.

પાજંદ—અઝ જને કસાં પરહીઝ્તાર બાશ (આશીર્વાદ.)

અર્થ—બીજાઓની સ્ત્રીથી દૂર રહેજે.

એક ઘરધણીની ધણીઆણી તરફ ચોથી ફરજ આ છે કે, તેણે પતિવ્રતાપણું યા વફાદારી જાળવવી.

રાણી હુતોસી પોતાના પાદશાહી પતિનાં ઘરમાં દરજ્જો ભોગવવાને જે નીચે પ્રમાણે દુઆ ગુજારે છે, તે દુઆ દરેક ઇરાની બાંનુની હતી અને તે દરેક જરથોશ્તી બાનુની હોવી જોઇએ.

અવસ્તા—યત બવાનિ ફ્ય ક્રિથ પઇતિજંત ન્માને ક્વોઇશ વીશ્તાસ્પહે (રામ યશ્ત, ફ. ૩૬.)

અર્થ—હું કએ વીશ્તાસ્પનાં ઘરમાં પ્યારી, પ્યાર પામેલી અને માન પામેલી થાઉ.

આ દુઆ ત્યારેજ બર આવે, કે જ્યારે ઘરધણી પોતાની ઘરધણીઆંણી તરફ વફાદાર રહે. પતિવર્તાપણું એ જેમ સ્ત્રી જાતીનો સદગુણ છે, તેમ "પત્નિવર્તાપણું" એ દરેક મરદનો સદગુણ હોવો જોઇએ. આદરબાદ[1] પોતાના બેટાને પત્નિવર્તાપણું જાલવવા શીખામણ દે છે.

## (ખ) ઘરધણીઆણીની ધણી તરફ ફરજો. તેના ચાર પ્રકારો.

**અવસ્તા**—નાઇરિકાંમ્ચ અષઓનીમ યજમઇદે, ફ્રાયો-હુમતાંમ, ફ્રાયો-હૂખ્તાંમ, ફ્રાયો-વ્રૈસ્તામ હુશ-હામ સાસ્તાંમ રતુક્ષથ્રાંમ, અષઓનીમ, યાંમ આર્મઇતીમ સ્પેન્તામ, યાઓસ્ચ તે ઘેનાઓ અહુરમજદ. (અઇવિસ્રુથ્રેમ ગેહ, ફ. ૯; હાદોખ્ત નુસ્ક, ફ. ૧૮).

**અર્થ**—અશો નારીઓને અમો આરાધિએ છિએ, જેણીઓ વધારે નેક વિચારવાળી, વધારે નેક વચનવાળી અને વધારે નેક કરણીવાળી હોય, જેણીઓ સારી કેળવણી લીધેલી, પોતાના ધણીને તાબેદાર અને અશો હોય; જેણીઓ સ્પેન્ત આર્મઇતીના જેવી ભલી હોય અને જેણીઓ, ઓ અહુરમજદ! તારા નારી ફરેસ્તાઓના જેવી સદગુણી હોય."

અવસ્તાનો ઉપલો ફકરો એક ભલી ઘરધણીઆણીની ચાર પ્રકારની ફરજોનો ખ્યાલ આપે છે.

૧. તેણીએ હમેશાં વધુ અને વધુ જ્ઞાન મેલવતાં રહેવું. કન્યા તરીકેની હાલતમાં એક સ્ત્રીએ

---

૧. પંદનામું, ફ. ૯૨.

કેલવણી લેવી અને પછી પરણેલી જીંદગીમાં પણ તેમાં જાથુક વધારો કરતાં રહેવું.

૨. પોતાના ધણીને હમેશાં ખુશી રાખવો.

૩. પોતાના ધણીને તાબેદાર રહેવું.

૪. પોતાના ધણી તરફ પ્રમાણીક અને પતિ-વર્તા રહેવું.

હાલની એક ઘરધણીઆણીને, તેણીની અસલી ઇરાંની મા મમાઇએ, પોતાની ઘરધણીઆંણી તરીકેની ઉપલી ફરજો કેમ બજા લાવતી, તેનાં ચિત્ર ઉપરથી પોતાની ફરજોનો ખ્યાલ આવશે. માટે આપણે આપણાં અવસ્તા અને બીજાં પુસ્તકો ઉપરથી એ ફરજોનું એક ચિત્ર તપાસીએ.

## ૧. ઘરધણીઆણીએ જ્ઞાની થવું.

જ્ઞાન સંપાદન કરતાં રહેવું, એ એક જરથોસ્તી બાનુ, પછી તે વગર પરણેલી કન્યા હોય કે પરણેલી બાયડી હોય, તેણીની અગતની ફરજ છે. આદરબાદ મારે-સપંદ, [૧] ડાહી અને શિખેલી અને લાજવંતી યાને મર્યાદાવાળી, એવા બે સદગુણોવાળી આ સાથ પંરણવાને એક ઇરાંની જવાંનને ભલાંમણ કરે છે. ઉપર જણાવવા પ્રમાણે, અઇવિસ્રૂથ્રેમ ગેહમાં અને હાદોખ્ત નુસ્કમાં પણ એક કેળવાયલી ઘરધણીઆણીને માન સાથે યાદ કીધી છે.

૧. પંદનામું ફ. ૫૪.

## ૨. પોતાના પતિને ખુશી રાખવાની ફરજ.

**ફારસી**—ખુસ્તુદી એ યજદ દર ખુશ્તુદી એ શોહર પએવસ્ને અસ્ત.

**અર્થ**—ખુદાને ખુશી રાખવું, એ પોતાના ધણીને ખુશી રાખવા સાથે જોડાયલું છે. (સદ્દર નસર, બાબ ૫૯.)

પોતાના પતિને હમેશાં ખુશી રાખવો, એ એક અસલી ઇરાની બાનું ઘણું અગત્યનું સમજતી હતી. પોતાના ધણીની ધંધા રોજગાર માટેની ગેરહાજરીમાં ઘરનું કામકાજ કરી પરવારી તેણી પોતાનો સુંદર પોષાક પેહેરી, અથવા આપણા હાલના સાધારણ શબ્દોમાં બોલિએ તો સોળેશણગાર કરી, તેણી ધણીની વાટ જોતી બેસતી, કે તે કયારે ઘરે આવે કે તેણી તેનાં થાકેલાં તન મનને રાહત આપે.

પાછલી ઇરાની કેતાબો પ્રમાણે પણ એક અસલી ઇરાની બાનું પોતાના ધણીને પોતાના વિચાર, વચન અને કામથી ખુશી કરવાને કાળજી દેખાડતી. સદ્દર નસર[૧] માં કહે છે કે એક ઇરાંની બાનું પોતાના પતિને ખુશી રાખવાની કોશેશ કરે તેજ જાણે તેણીની નીઆએશ. તેણીને જુદી નીઆએશની ખાસ અગત્ય નથી. સવાર, બપોર અને સાંજે તેણીએ પોતાના પતિ આગળ ઉભું રહી તેને પુછવું કે, "તમારા વિચાર શું છે કે જે હું વિચારૂં ? તમુને કેવા વચન

---

૧. બાબ ૫૯, S. B. E. Vol. XXIV p. 320, એરવદ બમનજી નસરવાનજી ધાભરે પ્રગટ કરેલી ફારસી આવૃત્તિ, પા. ૪૧.

પસંદ છે કે જે હું બોલું ? તમને કેવાં કામો પસંદ છે કે જે હું કરૂં, કે જેથી મારી સઘળી વર્ત્તણુક તમારી મરજી પ્રમાણેની થાય ?" મતલબ આ કે, તેણીએ પોતાના ધણીની મોરાદો, ઉમેદો, અને હોંશોમાં હમશરીક થવાની કાલજી રાખવી.

એવાજ વિચારો સદ્દર બુનદેહેશ[1] અને સદ્દર નઝમમાં[2] પણ મલે છે. પોતાના ધણીને ખુશી રાખવાના અને તેની ઉપર પોતાની જાનફેશાની કરવાના દાખલા ફીરદોસી પ્રમાણે ઇરાંનની તવારીખ ઉપરથી આપણને પાદશાહ કૌસની રાણી સોદાબે અને બેજનની ધણીઆણી મનીજેહના મળે છે.

**પોતાના ધણીને તાબેદાર રહેવાની એક બાનુંની ફરજ**—પોતાના પતિનું પત જાળવવું, અને તેના ઘટતા સખુનો રાખવા, એ એક ઇરાંની બાનુની ફરજ હતી. તેણી પોતાના ધણીને પોતાના સાહેબ અથવા સરદાર તરીકે ગણતી. અઇવિસ્રૂથ્રેમ ગેહુ[3] માં ધણીના સખુનોને માન્ય કરનાર એવી (રતુક્ષથ્રાંમ) બાયડીને વખાંણી છે. વીસ્પરદ[4] માં

---

૧. બાબ ૬૯; એરવદ બમનજી નસરવાંનજી ધાભરની ફારસી આવૃત્તિ, પા. ૧૩૮.

૨. બાબ ૬૫; દસ્તુરજી જામાસપજીની સદ્દરે બેહરે તવીલ, બાબ ૬૫.

૩. ફ. ૯. ૪. વીસ્પરદ કર્દો ૩, ફ. ૪.

પણ એવી સ્ત્રીને યાદ કરી છે. એ ફકરાઓ ઉપરથી દિસે છે કે એક વિદ્વાન[1] જે કહેછે તે ખરૂં છે કે "પોતાના ખાવિંદના સખુનને માન્ય કરવો એ એક માજદયસ્નાન ઓરતની પેહેલી ફરજ છે."

અવસ્તાના જમાનામાં જાહેર કરેલાં સ્ત્રીની તાબેદારીનાં ફરમાનો, પછવાડેની પેહેલવી કેતાબોમાં પણ ખુલ્લાં દિસે છે. વીરાફનામાં[2]માં કહે છે કે પોતાના પતિનું પત ન રાખનારી અને તેના સખુનોને માન નહિ આપનારી સ્ત્રી મરણ બાદ ખરાબ હાલત પામે છે. પોતાના ધણીને બદ સખુન વાપરનારી અને સામા જવાબો કરનારી સ્ત્રી પણ એવી હાલત પામે છે. હાદોખ્ત નુસ્કમાં[3] પણ એવી સ્ત્રીને ખરાબ હાલતમાં જણાવી છે. બુજરગમેહરનાં ગંજે શાયગાંનમાં[4] એક સવાલ છે કે "માણસને વધારે ખુશી આપનારૂં કોણ છે?" તેના જવાબમાં કહે છે કે "એક લાયક ફરજંદ અને ધણીની મરજી પ્રમાણે ચાલનાર ઓરત." વીરાફનામા[5]માં પોતાના ધણીના સખુન માનનારી ભલી સ્ત્રીને જાંણે સુંદર પોષાક અને ઘરેણાંથી સજેલી હોય તેવી રીતે બેહેશ્તી હાલતમાં જતી જણાવી છે. યાદ રાખવું કે અહિં ધણીની

---

૧. મી. બ્લીક, ડા. સ્પીગલના તરજુમામાં નોટ આપતાં એમ કહે છે (વોલ્યુમ ૨, પા. ૧૨, નોટ પ. વીસ્પરદ, કર્દો ૩. નોટ). ૨. બાબ ૬૩. ૩, બાબ ૩, ફ. ૩૬. ૪. ફ. ૭૬. ૫. બાબ ૧૩.

જે તાબેદારી માટે બોલવામાં આવે છે તે ઘટતા સખુનોની તાબેદારી અને નહિ કે અણઘટતા સખુનોની.

**૪. પોતાના ધણી તરફ પતિવર્તાપણું—** ઓરત જાતનો મોટામાં મોટો શણગાર, મોટામાં મોટું આભુષણ, તેણીનું પતિવર્તાપણું છે. અવસ્તા ઉપરથી દિસે છે કે પોતાની પાક દામાનને ડાઘ લગાડનારી સ્ત્રીને સંસાર મંડળમાંથી દૂર રાખવામાં આવતી. તેણીને ધર્મ સંબંધી મંડળોથી દૂર કરવામાં આવતી અને ધર્મની ક્રિયા કરેલી ચીજોની ચાશની તેણીને કરાવવાની મનાઇ હતી. તીર યશ્ત[1] અને બેહરાંમ યશ્ત[2]માં જણાવે છે કે તીશ્તર તીરની અને બેહરાંમની યાદમાં કરેલી ક્રિયામાં એવી બદફેલ ઓરત ભાગ લે નહિ. એજ પ્રમાણે હોમની ચાશની માટે પણ તેણીને અટકાવ કર્યો છે. અશીશવંઘ યશ્ત[3] પ્રમાણે ભલી અશી, જેણી પોતે એક સ્ત્રી ફરેસ્તો છે તેણી, એવી બદકાર ઓરતોથી લજવાય છે અને તેણીઓ માટે અફસોસ કરે છે. પેહેલવી વીરાફનામાં[4]માં એવી સ્ત્રીઓને દોજખી હાલતમાં જઇ પડતી જણાવી છે. એજ કેતાબ[5] પ્રમાણે એવી સ્ત્રીઓને તે દોજખી હાલતમાં ઘણું ખમવું પડે છે.

પારકા મરદ સાથે બદફેલી કરનાર સ્ત્રી માટે જે

---

૧. તીર યશ્ત, ક. ૫૯. ૨. બેહેરામ યશ્ત, ક. ૫૧.

૩. અશીશવંઘ યશ્ત, ક. ૫૭–૫૮. ૪. વીરાફનામું, બાબ ૨૪. ૫. બાબ ૬૯.

નાપસંદગી ઉપર જણાવી છે તેવીજ પારકી ઓરત સાથે બદફેલી કરનાર મરદ માટે જણાવી છે. વીરાફ-નામાં[1] પ્રમાણે તેઓ દોજખી હાલત પામે છે.[2]

વિદ્વાન એડીસન પ્રમાણે, મરદ અને ઓરત માટે જે સરસમાં સરસ સદગુણો ગણાય—મરદ માટે બાહાદુરી અને ઓરત માટે પતિવર્તાપણું—તે સદ-ગુણો તરફ એક ઇરાંની મરદ યા ઓરત ઘણાં માનથી જોતાં. હીરોદોટસ પ્રમાણે એક ઇરાંની મરદમાં હિમ્મત એ સર્વેથી પેહેલો સદગુણ ગણાતો. અવસ્તા પ્રમાણે એક ઇરાની બાનુમાં પતિવર્તાપણું એ સર્વથી પેહેલો સદગુણ ગણાતો, એક ઇરાંની મરદ માટે હિમ્મત જેટલો સદગુણ ગણાતો તે કરતાં એક ઇરાંની ઓરત માટે પતિવર્તાપણું વધારે સદગુણ ગણાતો. એક મરદ જો એકાદ જગ્યા યા બનાવ વખતે કદાચ હિમ્મત છોડી દઇ હીચકારા-પણું દેખાડી પોતાનું નામ ખરાબ કરે, તો કદાચ કોઇ બીજા બનાવ વખતે તે અસાધારણ હિમ્મત, બહાદુરી અને સૂરાતન દેખાડી પોતાની ખોહેલી કીર્તિને પાછી મેળવી શકે. પણ એક ઓરત પોતાનાં પતિવર્તાપણાનો સદગુણ જો કદાચ ખોહે તો તેથી તેણીનાં નામની કીર્તિને લાગેલી ઝાંખ પછીની ભલી વર્તણુકથી કદાચજ દુર થઇ શકે.

---

૧. બાબ ૬૦, ૮૮.

૨. બેહેસ્ત અને દોજખની હાલત માટે, જુઓ આ શિક્ષણમાળા પુસ્તક ત્રીજું પા. ૪૭-૪૯.

## ૪. ખેશીઓ તરફનો ફરજો.

આપણી પતેત[1]માં બીજાંઓ તરફની ફરજ નહિ બજા લવાઇ હોય તો તે માટે અહુરમઝ્દ પાસે દરગુજર ચાહતાં, માબાપ, ભાઇબેહેન, અને જન ફરજ઼ંદ પછી, બીજાં 'ખેશ નજદીક' એટલે "સગાંવાહાલાંઓ" માટે બોલવામાં આવે છે. 'ખેશી' શબ્દનો અર્થ "પોતાનાં" એવો થાયછે. માટે આપણાં પોતાનાં તરીકે તેઓ તરફ આપણે કેટલીક ફરજોથી બંધાયલાં છિએ. જો અહુરમઝ્દે આપણને તને, મને યા ધને તવંગર બનાવ્યાં હોય, તો આપણે આપણાં ગરીબ ખેશીઓને તનની, મનની અને ધનની મદદ કરવી જોઇએ. આપણાં વડિલો પોતાનાં ગરીબ ખેશીઓને પાળવામાં મગરૂરી લેતાં. પોતાનાં ભાઇબેહેનો, યા બીજાં કોઇ નજદીકનાં ખેશીઓ, યા તેઓનાં ફરજંદો તંગીમાં આવી પડે, તો તેઓ તેમને પોતાના આસરા હેથળ લેતાં. પોતાનાં એવાં ખેશીઓ પારકે આધારે પડે, તે તેઓ પોતા માટે નામોશીભર્યું સમજતાં. પોતાની ગરીબ રોટીમાં પોતાનાં ગરીબ ખેશીઓને ભાગ આપવામાં તેઓ સંતોષ લેતાં.

---

૧. "અંદર પેદ માદ"વાળો ફકરો ૪.

## ૨. ઘર બાહેરનાંઓ યા પારકાંઓ તરફની ફરજો.

આપણાં ઘર માહેલાંઓ—આપણાં માબાપ, ફરજંદ, ભાઇબેહેન, ધણી યા ધણીઆંણી અને બેશીઓ—તરફની ફરજોનો વિચાર તમામ કરી હવે આપણે ઘર બાહેરનાંઓ તરફની, પારકાંઓ તરફની આપણી ફરજોનો વિચાર કર્યે. આપણી પેહેલી ફરજ, અલબત્ત, આપણાં ઘરનાંઓ તરફ છે, પણ આપણી ફરજ ત્યાંજ અટકી રહેવી ન જોઇએ. તે ઘર બાહેરનાંઓ તરફ પણ લંબાવી જોઇએ. આપણા સાધારણ શબ્દમાં બોલ્યે તો, આપણે આજુબાજુનાં બીજાં સર્વ તરફ પર્માર્થ દેખાડવો જોઇએ યા ભાઇબંધી જાલવવી જોઇએ. તેઓ તરફ ખરી ભાઇબંધી જાળવવી, એમાં તેઓ તરફની આપણી ફરજોનો સંપુર્ણ ખ્યાલ સમાય છે. એવી ભાઇબંધી તે ખરો પર્માર્થ છે. પર્માર્થ અને ભાઇબંધી જાણે એકમેકની સમજ આપનારા શબ્દો છે.

**સર્વ મનુષ્ય ભાઇબંધો તરફની ફરજ બાબે, પેગાম્બર જરથોશ્તની શીખવણીના સંબંધમાં, મેરીઅન ક્રોફર્ડના વિચારો—** મેરીઅન ક્રાફર્ડ નામનો જાણીતો વાર્તા લખનાર પોતાની જોરાસ્તર (Zoroaster) નામની વાર્તામાં,

પેગામ્બર જરથોશ્તની શિખવણીને નામે આ મુજબ બોલે છે. ૧

"આખી દુનિયા માટેનો ધર્મ જો કોઇ અમલમાં મેલી શકાય એવી યોજના ઉપર રચવામાં આવે તો.....તે યોજના એવી હોવી જોઇએ, કે જેમાં સઘળાંઓનાં ભલાંનાં ખ્યાલનો બોહલો નિયમ હરોલમાં મેલાયલો હોય, અને જેમાં કુલ માણુસ જાતનાં ભલાંમાં દરેક ધણીનાં રવાનનું ભલું ગણાયું હોય." આપણા પેગામ્બરની શિખવણી એજ મુજબની હતી.

**દસ્તુર આદરબાદની પતેતની અને પંદનામાની શિખામણ**—જરથોશ્તી ધર્મ પ્રમાણે આપણે આડોશીપાડોશીઓ તરફ, હમશેહેરીઓ તરફ, હમદેશીઓ તરફ, ભાઇબંધીના ગાંથથી બંધાયલાં છિએ. એ સબબને લીધે પતેતમાં, જયારે આપણે આપણી ભુલો માટે પસ્તાવો કર્યે છિએ ત્યારે, જેમ ખેશીઓ સાથે આપણી ભુલભરી વર્ત્તણુક માટે, તેમ આડોસીપાડોસીઓ અને હમશેહેરીઓ સાથે અને વળી હાથ હેઠળનાં માણુસો સાથે થયલી તકસીરો માટે પણ પસ્તાવો કર્યે છિએ.

---

૧. "The only possible scheme upon which a religion for the world could be based............must be one where the broad principle of common good living stood foremost and where the good of all human ity should be the good of each man's soul."

આજુબાજુનાં સર્વ સાથે કેમ વર્ત્તવું, તે બાબે આદરબાદ મારેસ્પંદની શિખામણ આપણે ઘણી પ્રજાઓની શિખામણોમાં જોઇએ છીએ. તે શિખામણ આ છે કે "જે કાંઇ તારા પોતા માટે ભલું નહિ તે તું બીજાંઓ માટે ના કરતો." [૧] આવી શિખામણ આપણે ખ્રિસ્તીઓમાં નીચલા શબ્દોમાં જોઇએ છિએ. "તું બીજાંઓ તરફ એવી રીતે વર્ત્તજે કે જેમ તું ઇચ્છે કે તેઓ તારી તરફ વર્ત્તે." [૨]

**ભાઇબંધી બાબે જરથોશ્તી દીનની શિખવણી**—જરથોશ્તી દીન ભાઇબંધી જાળવવાની ખાસ તાકીદ કરે છે. તે કહેછે કે એક જરથોશ્તીએ પોતે પોતાને માટે હમેશાં પોતાના ટોલાના એક ભાગ તરીકે, ટોલાના એક આસામી તરીકે વિચાર કરવો. તેણે પોતે પોતાનાં ભલાંનો વિચાર કરવો તે, આજુબાજુનાંઓનાં ભલાં સાથે વિચાર કરવો..ટોલાની ભલાઇમાં પોતાની ભલાઇ સમજવી. પોતાનાં ભલાં માટે જાતી પુરૂષ (individual) તરીકે વિચાર નહિ કરવો, પણ પોતાની કોમના એક તરીકે, પોતાના ટોલા યા અન્જુમનના એક તરીકે વિચાર કરવો.

આપણા અસલી ઇરાની વડવાઓ માટે

---

૧. કોલા મેમન પવન લક લા નીઓક લકચ પવન હાન અઇશ અલ વાહ્નીઆ ( પંદનામું, ફ. ૭.)

૨. Do unto others, as you would they should do unto you.

હીરોડોટસ કહી ગયો છે કે, એક ઇરાનીને પોતાને એકલાને માટે દુઆઓ ગુજારવાનું ફર્માન નહિ હતું, પણ તેને ફર્માન હતું કે તે સઘળા ઇરાનીઓ માટે અને પોતાના પાદશાહ માટે દુઆ ગુજારે, કારણ કે તે પોતે ઇરાનીઓ માંહેનો એક હતો.

હીરોડોટસે જણાવેલો એ સદગુણ જરથોસ્તી ધર્મની શિખવણી મુજબનો હતો. એવી હમદીન તરીકેની ભાઇબંધીના વિચારથીજ એક જરથોસ્તી દર રોજની પોતાની બંદગીની સેત્રટે તનદરૂસ્તીની બંદગી ભણતાં દુઆ ગુજારે છે કે " યા બારી ખુદા ! ખુદા વંદે આલમરા હમે અન્જુમનરા......દેર બેદાર શાદ બેદાર " એટલે " ઓ ખુદાતાલા ! અમારા આલમના પાદશાહને, અમારી અન્જુમનને તું લાંબો વખત સુધી કાયમ રાખ, ખુશાલ રાખ " વિગેરે. જરથોસ્તી દીન તેને માનનારાઓમાં હમેશાં ઉદાર દીલના વિચારોની રૂધી (catholic spirit) દાખલ કરે છે. તે કહે છે કે દરેક માણસે સ્વાર્થ યા એકલપેતાપણું તજી પોતાનાં હમદીનોના ભલાંમાં, પોતાની આજુબાજુનાં સર્વનાં ભલાંમાં, પોતાના હમમોહલતીઓ, હમશેહેરીઓ, હમદેશીઓનાં ભલાંમાં, પોતાનું ભલું જોવું જોઇએ.

**ઘરમાં ભાઇબંધી જાળવનારથી મંડળીમાં સારી આશા**—જે ધણી પોતાનાં ઘરમાં ભાઇ-

---

૧. પુસ્તક ૧, બાબ ૧૩૨.

બંધી વધારે સારી રીતે જાળવે, તેની ઉપર ઘર બહાર-રની ભાઇબંધી માટે સારો વિશ્વાસ રખાય. માટે ભાઇ-બંધીનો સદ્‌ગુણ પેહેલાં ઘરમાં ખીળવવો જોઇએ. ઘરમાં ભાઇબેહેનો સાથે સંપજથી, મોહોબતથી રહો. તેઓની મુશ્કેલીઓમાં "ભાઇ" શબ્દના ધાતુ[૧] પ્રમાણેના અર્થને, અને નામને સાચ્ચા નીવડો. એમ કરશો તો તમો પછી ઘર બહાર બીજાઓ સાથે વધારે સારી રીતે ભાઇબંધી જાળવશો, અને બહાર સંસારમાં તે સદ્‌ગુણને વધારે ખીળવશો અને તેનો સદઉપયોગ કરશો. જે ધણી પોતાનાં ઘરમાં, પોતાનાં એક લોહીનાં ભાઇબેહેનો સાથે ભાઈબંધી બરાબર જાળવે નહિ, તે ધણી માટે ઘર બહાર ભાઇબંધીની ઘણી સારી આશા રાખી શકાય નહિ. માટે પેહેલાં ઘરમાં ભાઇબંધી જાળવો. પ્લુતાર્ક કહે છે તેમ, આપણા એક પગમાં જરાક દરદ થતું હોય તો, તે માટે આપણે પગને કાપી નાખિએ અને તેને બદલે લાકડાનો બીજો મુકિએ, તે ખોટું. તેમ ઘરમાં એક ભાઇ યા બેહેન સાથે જરાક મતફેર ઉઠયો તો તે ખાતર તેઓથી છુટાં પડવું અને કજીઓ કરવો, અને તેઓને બદલે બીજાંની મદદ શોધવી અને બીજાંને મદદ કરવી, એ ખોટું ગણાય.

૧. ભાઇ (અવસ્તા બ્રાતર, સંસ્કૃત ભ્રાતર, પેહલવી બરાત, ફારસી બેરાદર, જર્મન Bruder, ઇંગ્રેજી brother, ફ્રેંચ frere) શબ્દનો ધાતુ, 'બર' સં. 'ભર' લાટીન ferre, અંગ્રેજી bear, ફારસી બોર્દન, એટલે "ટેકવવું" છે. ત્યારે "ભાઇ" એટલે "બીજાંઓને મદદ કરનાર."

**ભાઇબંધી માટે જરૂરનો સદ્દગુણ સહન-શીળતા**—હવે ભાઇબંધી જાળવવા માટે પેહેલી જરૂરની ચીજ સહનશીળતા છે. આપણ સર્વે એકજ પ્રકુત્તીનાં માણુસો નથી. આપણા ઘણાકોના વિચાર-આચારોમાં ફેર હોય છે. માટે તે બાબત ધ્યાનમાં રાખી એકમેક માટે સહનશીળતા જાળવવી, એ જરૂરનું છે. ભાઇબંધીથી ઘણુંક સર્વહીતકારી કામો, જેવાં કે સંસારી, રાજદ્વારી અને ધર્મ સંબંધી, આપણુ સર્વેને કરવાનાં હોય છે. કેટલાકો સંસારી બાબતમાં એકમત હોયછે, તો રાજદ્વારી બાબતમાં નહિ. કેટલાકો ધર્મ સંબંધી બાબતમાં એકમત હોય છે તો સંસારીમાં નહિ. કેટ-લાકો રાજદ્વારી બાબતમાં એકમત હોય છે તો સંસારી યા ધર્મ સંબંધીમાં નહિ. ત્યારે એક ટોળાં યા પ્રજાના થોડાક ચંચળ આદમીઓ, બીજા એવા થોડાક આદ-મીઓ સાથે, રાજદ્વારી બાબતોના વિચારમાં એક-મળતા હોય, પણ ધર્મ સંબંધી યા સંસારી વિચારોની બાબતોમાં નહિ હોય. માટે પોતાની ચપળતાની એક શાખાની બાબતમાં મતફેર ધરાવા કાજે, જો કોઇ પોતાનાં ભાઇબંધ માટેનું માન ખોહી દિએ, અને તેના જુદા પડતા વિચારો સાંખી નહિ જાય, તો તેની ભાઇબંધીની મદદ અથવા સહકારીપણું, દેશનાં ભલાં માટેની ચપળતાની બીજી શાખામાં—દાખલા તરીકે સંસારી બાબતામાં—પણ તે ખોહે છે. જો તમારો મિત્ર તમારી સાથે ધર્મ સંબંધી બાબત યા સંસારી બાબતના

વિચારોમાં એકમળતો હોય અને તેમાં આગળ વધારો અને સુધારો કરવામાં હમશરીક હોય, પણ તમારા રાજદ્વારી વિચારો સાથે એક મળતો થતો નહિ હોય, તો, જો પાછળાંને ખાતર તમો તેને માટેનું માન ખોહી દેઓ અને તેની સાથે તેના વિચારો માટે ગેરસલુકાઇ કરો, તો તેનું પરિણામ આ આવે, કે ઉપલી બીજી બે બાબતો, જેમાં તમો એકમળતા હો, તેમાં પણ તેનું સહકારીપણું, તેની મદદ ખોહી દેઓ. તમારી સહનશીળતાની ગેરહાજરીને લીધે ત્યારે જાહેર ભલાં કામને નુકસાંન થાય. ત્યારે સહનશીળતા, યાને બીજાઓથી જુદા પડતા વિચારો સાંખી જવા, એ ભાઇબંધી માટે પેહલો જરૂરનો સદગુણ છે.

આપણે જાણવું જોઇએ કે, ઘણા સબબોને લીધે આપણે એકબીજાથી વિચારમાં છુટા પડિએ છિએ. એક સવાલ તરફ તમો તમારી જવાંન આંખે એક રીતે જુઓ, તો બીજાઓ પોતાની ઘર્ડી યા અનુભવી આંખે જુદી રીતે જોતા હોય. કોણ જાણે તમો પણ કાલે યા બે ચાર વર્ષે, વધુ અનુભવથી તેજ સવાલ તરફ જુદી રીતે જોશો. ત્યારે ઉછાછળા થઇ તે જુદી રીતે જોનાર તરફ આપણુ અણુગમો બતલાવિએ અથવા ગેરસલુકાઇ કર્યે, તો આપણે ખોટું કીધેલું કહેવાય. માટે હમેશાં આપણાથી મતમાં જુદા પડનારાઓ તરફ સલુકાઇ જાળવવાની કોશેશ કરવી જોઇએ. ભાઇબંધી—પછી જાહેર કે ખાનગી—જાળવવા માટે

એકમેકના વિચારો તરફ સહનશીળતાથી જોવું જોઇએ. તમારા મિત્રોના વિચારઆચારોની વચ્ચે અનઘટતી રીતે આવવાને કોશેશ ના કરશો. તેઓનાં કોઇ ચોકસ પ્રકારનાં મતો હોય યા વિચારો હોય, તો તે માટે તેમનાં ઠઠા મશ્કરી ના કરશો. આપણુ જરથોશ્તીઓ આગળ, આપણા પેગામ્બર જરથોશ્તનોજ દાખલો મોજુદ છે, કે તેવણે થંડે પેટે, શાંત મનથી, ઉશ્કેરાઇ જવા વગર, પોતાની દીન લોકોને સમજાવી. તેવણે પોતાના વિચારો, લોકો આગળ ધરી, તેઓને કહ્યું કે "હું જે કહુંછું, તે તમો શાંત મનથી સાંભળો અને તે ઉપર વિચાર કરો અને તમોને પસંદ પડે તો તે ઉપર અમલ કરો."

## બીજાંઓ તરફ ભાઈબંધી.

ભાઇબંધી બાબે, આટલો સામાન્ય વિચાર કરી, હવે આપણે તે ભાઈબંધી દેખાડવાની ફરજ બજા લાવવાના કોઇક માર્ગો બાબે થોડોક વિચાર કર્યે. આપણને ભાઇબંધી યા પર્માર્થ અવારનવાર નીચલાંઓ તરફ દેખાડવાની ફરજ બજા લાવવાની છે.

૧. મિત્રો.

૨. હાથ નીચેનાંઓ.

૩. હમદીન.

૪. પાડોશી.

૫. હમશેહેરી.
૬. સ્વદેશી યા હમદેશી.
૭. પરદેશી.

## ૧. મિત્રો તરફની ફરજ.

**અવસ્તા**—વીસઇતિનાઓ અરિત મિથ્રો અન્તરે હપ સુમિધરેંગ. ( મેહર યશ્ત ફ. ૧૧૬. ).

**અર્થ**—એકમેકને ટેકો આપનારા મિત્રો વચ્ચે વીસ. ઘણી દોસ્તી હોય છે.

આપણા મિત્રો તરફ હમેશાં માયા, મમ્તા અને અહેસાંનશનાસી સાથે જોવાની આપણી ફરજ છે. આપણાં પેહેલવી લખાંણોમાં આપણે આદરબાદને એ બાબે ઘણો ખંતી જોઇએ છિએ, કારણ તે પોતાના બેટાને એ બાબે ઘણી શિખામણ દે છે. તે કહે છે કે "દોસ્તો સાથે એક દિલ રહેજે"[1] "સ્વતંત્ર દેખાવવાળા, અનુભવી અને ચાલાક શખ્સ સાથે દોસ્ત થજે"[2] "ઘણા દોસ્તવાળો થજે કે તેથી તું નેકનામ થાય."[3] "જુના દોસ્તને નવો દોસ્ત કરજે કારણ કે જુનો દોસ્ત જુના શરાબની મીસાલે છે કે, જે શરાબ, જેમ જેમ વધારે જુનો થતો જાય છે તેમ તેમ, પાદશાહોને પીવા માટે વધારે સારો અને વધારે લાયક થાય છે."[4] આશીર્વાદમાં પણ શિખામણ દેવામાં આવે છે કે "દોસ્તો સાથે સારી પ્રીતિથી રહેજે."

---

૧. પંદનામું, ફ. ૮. ૨. ફ. ૩૨. ૩. ફ. ૭૭. ૪. ફ. ૧૦૧.

## ૨. હાથ નીચેનાંઓ તરફની ફરજ.

**અવસ્તા**—યે અષાઉને વહિસ્તો ખએતુ વા અત વા વેરેજેન્યો.

અહર્યમ્ના વા અહુરા વીદાંસ વા થ્વક્ષંધૂહા ગવોઇ
અત હવો અષહ્ના અંધૂહત વંધૂહેઉસ્યા વાસ્ત્રે મનંધૂહા.
(અહુનવદ ગાથા, હા ૩૩, ક. ૩).

**અર્થ**—જે ધણી બીજા અશો ધણી—પછી તે ધણી ખેશી યા હમકાર યા હાથ નીચેનો હોય યા તેના ગાયઢોરને સારી રીતે તપાસનાર ગોવાળીઓ હોય તે—તરફ ભલો બને, તે ધણી પોતે અશોઇનાં અને ભલાં મનનાં કામમાં મશ્ગુળ ગણાય.

**પાજંદ**—પ ઇર્માનીઆં જરત પ હર અદાદીઅ ચુન મન અંદર ગુનેહગાર બુદ એસ્તેદ હોમ............પ પતેત હોમ અજ ગુનાહ. (પતેત પશેમાંની, કર્દો ૪.)

**અર્થ**—મારાં હાથ નીચેનાંઓ સાથે કોઇ પણ ગેરઇન્સાફ થયો હોય અને તેથી જો હું ગુનાહગાર બન્યો હોઉ તો તે ગુનાહથી હું પશેમાંન થાઉંછું.

આપણાં હાથ નીચેનાંઓ, આપણા મદદનીશો, આપણા નોકર નફરો, સર્વ સાથ આપણે સારી રીતે વર્ત્તવાની ફરજ છે. આપણે આ બાબતના સંબંધમાં એક બીના યાદ રાખવાની છે, કે જેમ તેઓને પોતાનાં ગુજરાંન અર્થે યા બીજે સબબે આપણી મદદની યા આપણી નોકરીની જરૂર છે, તેમ આપણને પણ આપણી રાહત અર્થે તેઓની સેવાની જરૂર છે. વળી તેઓ અને આપણુ એક પિતા ( અહુરમજ્દ )નાં

બચ્ચાં છિએ. માટે તેઓ તરફ સભ્યતાથી વર્ત્તવું જોઇએ; તેઓની સેવાનું ઘટતું દામ આપવું જોઇએ. ઠપકો આપવો પડે તો આપવો, પણ તે નર્માશ અને મીઠાશથી આપવાથી બેવડો અસરકારક નિવડે છે. દોલત, ઓહ્દા, દરજ્જાની તકોબરી જરા પણ મનમાં આવતાં આપણે આદરબાદ મારેસપંદની શિખામણના આ શબ્દો યાદ કરવા કે, "આપણ સર્વ શું મોટાં કે નાનાં, શેઠ કે વાણોતર યા ગરીબ, ચહડતી પંક્તિનાં મોહટાં માણસો યા ઉતરતી પંક્તિનાંઓ, સર્વ, મરણ બાદ ઇનસાફ માટે એક જગ્યાએ જવાનાં છીએ."[1]

## ૩. હમદીન ભાઇબંધો તરફની ફરજો.

**અવસ્તા**—યત્ વ્ઇધ નરો હામો-દએન જસાંન બ્રાથ્ર વા હખય વા પએતો-ચીનંઘ્રહો વા નાઇરિ-ચિનંઘ્રહો વા ખ્રતુ-ચિનંઘ્રહો વા, યેજ્ઇ પએતો-ચિનંઘ્રહો જસાંન હામ ઇધ પએતેમ હામ-બારયેન, યેજ્ઇ નાઇરિ-ચિનંઘ્રહો જસાંન ઉપ વા નાઇરિકાંમ વાધયએત, યેજ્ઇ ખ્રતુ-ચિનંઘ્રહો જસાંન ઉપ વા માથ્રેમ સ્પેન્તેમ મરએત (વંદીદાદ, પર્ગર્દ ૪, ફ. ૪૪).

**અર્થ**—અગર જો અહિં (એટલે તારી આગળ) માણસો હમદીન તરીકે યા ભાઈ તરીકે યા મિત્ર તરીકે પૈસાની હાજત દેખાડતા, અથવા સ્ત્રી (પરણવા) ની ખાહેશ રાખતા, અથવા અક્કલ શિખવાની ખાહેશ રાખતા આવે તો, જો પૈસાની હાજત દેખાડતા આવે તો અહિં તેઓને પૈસા

---

૧. પંદનામું, ફ. ૧૪૭.

પોહોંચાડવા ; અથવા સ્ત્રી પરણુવાની ખાહેશ રાખતા આવે તો સ્ત્રી પરણાવી આપવી; અથવા અકકલની ખાહેશ રાખતા આવે તો તેઓને વૃદ્ધિ કરનાર માથ્ર શિખાડવા.

આ ફકરામાં આપણાં હમદીનો તરફની ફરજનો આપણને બોધ મલે છે. ત્યાં કહેછે કે કોઇ હમદીન લગનની યા કેળવણીની યા બીજી મદદની ખાહેશ કરતો આવે તો તેને મદદ કરવાની આપણી ફરજ છે. અહિં ખાસ કરી ત્રણ પ્રકારની મદદ માટે બોલવામાં આવે છે. પણ તેનો ભાવાર્થ બોહોલો છે. એ ત્રણ મુખ્ય પ્રકારની મદદ છે, પણ તેની મતલબ આ છે કે, આપણાં હમદીનોનો આપણી મદદ ઉપર મોટો અને પેહેલો હક છે.

એક જરથોસ્તી પોતાનાં એકરારનામામાં પોતાનાં માઝ્દયસ્નાન હમદીનોના મોહલ્લાઓને નુકસાનથી બચાવવાને અને તેઓને આબાદ રાખવાને કબુલ થાયછે. પોતાના જાનને જોખમે પણ તેમ કરવાને તે કબુલ થાય છે. [1] મેહેર યશતમાં [2] જે ચહડઉતર મિત્રાચારીઓ જણાવી છે તેમાં એક મિત્રાચારી જે માઝ્દયસ્ની દીન સાથેની જણાવી છે તે એક પ્રકારે માઝ્દયસ્નાન હમદીનો સાથેની છે.

**હમદીન બસ્તે કુસ્તીઆંનોની હમશરીકી**—આપણી દીનની નિશાની કુસ્તી છે. તે ઉપરથી

---

૧. યજશ્ને, હા ૧૨, ફ. ૭.

૨. ફ. ૧૧૭.

આપણે હમદીનોને "બસ્તે કુસ્તીઆંન" એટલે "જેઓએ કુસ્તી બાંધી હોય તેઓ" કહિએ છિએ. એવા હમદીનો યા બસ્તે કુસ્તીઆંનો એકમેકનાં ભલાં કામોનાં પણ શરીક ગણાય છે.

સદ્દરમાં [1] કહે છે કે, જેમ એક ક્રિયા કરનાર સાથે ભલાં દિલથી હમાજોર કરનાર તે ક્રિયા કરનારના ભલા વિચારો, ભલાં વચનો, ભલાં કામોમાં જાણે શરીક થાય છે, અથવા, વધારે બરાબર રીતે બોલિએ તો, શરીક થવા માટે કબુલ થાય છે, તેમ એક કુસ્તી બાંધનાર પોતાનાં હમદીન બસ્તે કુસ્તીઆંનોની ફરજોમાં, તેઓનાં ભલાં કામોમાં શરીક થાય છે, અથવા, વધારે બરાબર રીતે બોલ્યે તો, તેઓ સાથે શરીક થવાને કબુલ થાય છે. એમ કરીને જો મજકુર કબુલાતો તે પાળે તો ભલાં કામો કરવાથી પ્રાપ્ત થતા સવાબો તેને પોંહોચે છે. શું કાશ્મીર, ઇરાનવેજ કે કંગદેજમાં હમદીન બસ્તે કુસ્તીઆંનો ભલાં કામો કરે, તેઓની સાથે પણ એક બસ્તે કુસ્તીઆંન કુસ્તી બાંધી તેઓની ફરજોમાં અને બદલામાં હમશરીક થાય છે.

પેહેલી નજરે કદાચ આ વિચિત્ર દિસે, કે એક જન કુસ્તી બાંધે, તો તેથી તે બીજા બસ્તે કુસ્તીઆનોએ કીધેલાં સવાબનાં ભલાં કામોમાં કેમ હમશરીક થાય ! પણ યાદ રાખવું, કે અહીં હમશરીકીમાં ફરજનો પણ ખ્યાલ જોડાયો છે. તે બસ્તે કુસ્તીઆંન તરીકેની ફર-

---

1. બાબ ૧૩.

જોમાં પણ હમશરીક થાય છે. જો એક કુસ્તી બાંધનાર પોતાનાં હમદીન બસ્તે કુસ્તીઆંનોને ભલાં કામો કરતા જોઇ પોતે પણ તેની માફક પોતાની ફરજનો ઉમદા ખ્યાલ બાંધે, અને તે ફરજના ખ્યાલથી હર વખત કુસ્તી બાંધતો રહે, તો તે પણ પોતાની ફરજો ઉમદા રીતે બજાવતો રહે; અને જો તે ફરજો બજાવતો રહે તો અલબત્તે તેનાં કામોનો ભલો બદલો યા સવાબ તેને મળતો રહે. દાખલા તરીકે, સદ્દરમાં કહેછે તેમ, કાશમીરમાં એક જરથોશ્તીએ ભલું સવાબનું કામ કર્યું, એવું તમે અહિં સાંભળો, તો તમે તેને માટે વિચાર કરો કે, "પેલા હમારા બસ્તે કુસ્તીઆંન હમદીને પોતાની ફરજો બજાવી. તેણે રાત દહાડો કુસ્તીનો બંધ બાંધતાં ફરજ બજાવવાનો ગાંઠ વાળ્યો અને તેમ કરી તે ભલું સવાબનું કામ કરવાને શક્તિવાન થયો. હું પણ તેનો હમદીન છું, તેનો બસ્તે કુસ્તીઆંન છું. હું પણ મારી કુસ્તી ભલા વિચારો સાથે બરાબર બાંધી મારી ફરજ બજાવીશ તો હું પણ ભલાં સવાબનાં કામો કરીશ."

આ વિચાર ઉપરથી અલંકારીક રીતે કહે છે કે જ્યાં સુધી તમારી કમર ઉપર કુસ્તી હશે ત્યાં સુધી તમારા હમદીન બસ્તે કુસ્તીઆંનો જે પણ સવાબનાં કામો કરશે, તેનો થોડોક હમબેહરો તમુને પણ મલશે. પણ જો તમો હમેશ કુસ્તી નહિ રાખશો તો જે વખતે કુસ્તી શરીરપરથી દૂર કીધી હશે, તે વખતે

તમારા બસ્તે કુસ્તીઆંનોએ દુનિયાના કોઇ પણ ભાગમાં બજાવેલાં ભલાં કામોનો થોડાક હુમબેહશે તમોને મલશે નહિ. માટે કુસ્તી હમેશાં કમર ઉપર રાખવી.

આપણાં બસ્તે કુસ્તીઆંનોએ કરેલાં ભલાં કામોનો બદલો આપણુ તેનાં હુમદીનોને કેમ મળે, તેનો એક વાસ્તવીક દાખલો લેઓ. એક મરહુમ સર જમશેદજી જીજીભાઇએ, કે એક મરહુમ સર દીનશાહ પીટીટે ભલાં સાહાસીક કામો કરી પોતાના ટોળાની કીર્તિમાં, બસ્તે કુસ્તીઆંનોની કીર્તિમાં વધારો કીધો છે. હવે એવું ધારો, કે કોઇ બીજી દીનવાળાઓને કોઇક નોકરી યા ઓધ્ધા માટે થોડાક ઉમેદવારો જોઇએ છે. હવે જો નોકરી આપનારે ઉપલા મરહુમ જરથોસ્તીઓનાં ભલાં કામોથી પારસી ટોળા માટે સારો ખ્યાલ બાંધ્યો હશે, અથવા કોઇ હૈયાત બસ્તે કુસ્તીઆંનો ઉપરથી પણ સારો ખ્યાલ બાંધ્યો હશે, તો બીજી દીનવાળા કોઇ ઉમેદવાર કરતાં કોઇ પારસીને, કોઇ બસ્તે કુસ્તીઆંન ઉમેદવારને, તે વધારે પસંદ કરશે. ત્યારે આ દાખલામાં એક બસ્તે કુસ્તી-આંન પોતાનાં કોઇ બીજા બસ્તે કુસ્તીઆંનોનાં ભલાં કામોનો પણ થોડાક બદલો આઇતો મેલવે છે. અલ-બતે, તે બદલો કેટલો વખત ચાલુ રહેશે, તેનો, બસ્તે કુસ્તીઆંન તરીકે, તે પોતે કેવી રીતે પોતાની ફરજ બજાવે છે, તે ઉપર આધાર રહેશે. જ્યારે લાયક

હમદીનો એકમેકનાં ભલાં કામમાં અને તેના બદલામાં હમશરીક થાય છે ત્યારે આપણુ સર્વની ફરજ છે કે આપણે તેઓને આપણી શારીરિક નેઆમતોમાં પણ બનતી મદદ આપી હમશરીક કરવાં.

## પાડોસીઓ તરફની ફરજ.

પાજંદ—"અંદર......હમસાએગાંન............૫ હર અદાદીઅ ચુન મન અંદર ગુનેહગાર બુદ એસ્તેહ હોમ...... ૫ પતેત હોમ" (પતેત, કર્દો ૪)

અર્થ—પાડોસીઓ તરફ કોઇ પ્રકારની ગેરવર્તણુક (અ-દાદીઅ) થી વર્તી હું ગુનેહગાર થયો હોઉં તો તે માટે પસ્તાવો કરૂંછું.

પાડોસી માટેના આપણા પાજંદ અને ફારસી શબ્દ "હમસાયે" નો અર્થ "એક છાયામાં રેહનાર" થાયછે. એ અર્થજ આપણુને ધડો આપે છે કે, આપણે આપણાં પાડોસીઓને એક પ્રકારે આપણા છાયામાં ઉધારવા જોઇએ. તેઓને બનતી સઘળી મદદ અને યારી દેવી જોઇએ દરેક જન પોતપોતાનાં પાડોસીને એમ મદદ આપતું રહે તો એવી અરસપરસની મદદ બોહોલે વિસ્તારે ફેલાય. પાડોસીઓ તરફ આપણે ઇનસાફ અને માયા મમતાથી વર્તતા રહેવું. તેઓને જરૂર વખતે સહાય આપતા રહેવું. તેઓની હાજતો હોય તે ટાળવી. તેઓ ઉપર સંકટ આવી પડે તો તે મટાડવું. ટુંકમાં, તમો તમારી મુશ્કેલી યા જરૂર વખતે, જેવી મદદ યા દિલસોજીની પાડોશીઓ તરફથી ખાહેશ રાખો, તેવી મદદ યા દિલસોજી તમોએ તમારા પાડોસીઓ તરફ દેખાડવી.

પાડોસીઓ સાથની વર્ત્તણુક બાબે ખ્રિસ્તી ધર્મનું આ જાણીતું ફર્માન છે કે "તમારા પાડોસીને તમારા જેટલાજ ચાહવો."[૧] જોકે એ શબ્દોમાં નહિ, તોપણ એને મલતા શબ્દોમાં, આપણાં પેહેલવી પુસ્તકોમાં પણ ફર્માન છે. દાખલા તરીકે આદરબાદ જે કહે છે કે, "જો તું ઇચ્છે કે કોઇ શખસ તુંને બુરૂં બોલે નહિ તો તું પણ તેને બુરૂં બોલતો ના,"[૨] તે એજ મતલબે છે.

## ૫. હમશેહેરીઓ તરફની ફરજ.

પાજંદ—"અંદર.........હમશેહેરીઆંન......પ હર અદાદીઅ ......ચુન મન અંદર ગુનેહગાર બુદ એસ્તેદ હોમ... પ પતેત હોમ." (પતેત, કર્દો ૪.)

અર્થ—"હમશેહરીઓ તરફ કોઇ પ્રકારની ગેરવર્ત્તણુકથી વર્ત્તી જો હું ગુનેહગાર થયો હોઉ તો તે માટે પરતાવો કરૂંછું.

એક શેહેરી તરીકે આપણી આપણાં હમ-શેહેરીઓ તરફ ઘણાક પ્રકારની ફરજો છે. દાખલા તરીકે, એક શેહેરની તનદરૂસ્તી ખાતર શેહેરનાં શેહેર-સુધરાઇ ખાતાંએ કાયદા કાનુનો ઘડયા હોય તો તેને માન આપવું, અને શેહેરમાં તનદરૂસ્તી ફેલાય તે માટે પુરતી કાળજી રાખવી. આપણાં ઘરમાં કાંઇ ગલીચી,

---

૧. "Love your neighbour as yourself." "Do unto others as you would they should do unto you."

૨. "આત બવીહૂનીઅ આઇગ મિન અઇશ દુસ્નાંમ લા અસ્તુઇઅ વલ અઇશ દુસ્નામ અલ ચેહબૂન" (પંદનામું ફ. ૯૨).

કચરો યા મેલું હોય તો તે રસ્તામાં એવી રીતે નહિ ફેંકી દેવું કે જેથી આપણાં પાડોસીઓને યા હમ-શેહરીઓને નુકસાન થાય. આપણી તનદરૂસ્તી સાથે આજુબાજુનાંઓની તનદરૂસ્તી પણ તપાસવી જોઇએ. બીજું યાદ રાખવું જોઇએ કે, આપણે આપણાં પોતા માટેજ કાલજી રાખીશું અને આપણી પોતાનીજ તનદરૂસ્તી માટે ખબરદાર રહીશું અને આપણાં હમ-શેહરીઓ માટે દરકાર નહિ રાખીશું, તો તે શેહરીઓમાં કદાચ બીમારી યા મંદવાડ ફેલાશે અને પછી તે મંદવાડ આપણી ઉપર પણ હુમલો કરશે. માટે બીજાંઓનાં ભલાંમાંજ આપણું ભલું શોધવું, એ ખુદ આપણાં ભલાં અથ પણ સારૂં છે.

બીજું, હમ-શેહેરી તરીકે શેહેરનાં ભલાંમાં ભાગ લેતાં રેહવું. આપણે ગમે તેવા ગરીબ હોઇએ તો પણ શેહરનાં ભલામા આપણો બનતો હિસ્સો આપવો. જેઓ શેહરનાં ભલાં માટેના શેહરની મંડળીઓ યા મિજલસોમાં આગેવાન ભાગ લેતા હોય, કે જેવો ભાગ આપણે આપણી કમ-ફુરસદ યા કમ-તાકાતને લીધે લેઇ શકતા નહિ હોઇએ, તેઓને આપણે આપણા વિચાર, વચન યા કામનો શાંત (passive) પણ દિલસોજ ટેકો આપતા રહેવું. શેહેરનાં ભલાં માટેની અન્જુમનો યા મંડળીઓ યા સભાઓ હોય, તેમાં જેઓ શેહેરનાં પ્રતિનિધીઓ તરીકે કામ કરવા

માગતા હોય, તેઓને તેઓની લાયકાત મુજબ મત યા ટેકો આપતા રેહવું. શેહેરનાં ગરીબોના ફાયદા માટે કોઇ હીલચાલ થતી હોય તેમાં આપણાં ગજવાં મુજબ, આપણાં ગરીબ ગજવાં મુજબ, હિસ્સો આપતા રહેવું. ટુંકમાં, શેહેરનાં શારીરિક અને માનસિક ભલાનાં સર્વ કામમાં ચપળ ભાગ લેવાનું નહિ બને તો શાંત દિલસોજ ભાગ લેતા રહેવું.

**૬. હમ-દેશી યા સ્વદેશીઓ તરફની ફરજો.**

**અવસ્તા**—"દાયાઓ મે આતર્શ પુથ્ર અહુરહે મજ્દાઓ ........ ફ્રજન્તીમ......યા મે ક્ષયાત ન્માનેભ્ય, વીસેભ્ય, જન્તુભ્ય, દખ્યુભ્ય, દંઘહુ-સરતીભ્ય" (આતશ નીઆએશ, ફ. ૪-૫.)

**અર્થ**—ઓ અહુરમજદનાં પુત્ર આતશ! મને એવું ફરજંદ બખશ, કે જે મારાં ઘરને, મારા મોહલ્લાને, મારાં ગામ (યા શેહેર) ને, મારા દેશને, મારા દેશની હકુમતને આબાદ કરે.

આતશની નીઆએશના આ સુંદર અને ભાવાર્થથી ભરપુર શબ્દો આપણને આપણાં પોતાનાં કુટુંબ તરફની, આપણાં આડોસી પાડોસીઓ તરફની, આપણાં ગામ યા શેહેર તરફની, અને આપણાં દેશ તરફની ફરજોનું ભાન આપે છે. એક જરથોસ્તી માબાપની આ દુઆ છે. ત્યારે આપણાં માતપિતાની આ રાત દહાડાની દુઆને સાચ્ચા નિવડવાની આપણે હમેશાં કોશેશ કરવી જોઇએ. આપણું સ્વદેશ આબાદ

થાય, તેની વૃદ્ધિ થાય, તેનાં રહીશોની સુખશાંતીમાં વધારો થાય, તે માટે, આપણ સર્વએ, આપણી ગમે તેવી નાની કમીની શક્તિ પ્રમાણે, કોશેશ કરવી જોઇએ. આપણે જાતે તેવું પરિણામ લાવવા માટે, એક ચપળ યા મોટું કામ, કોઇક સંજોગોને લીધે, નહિ કરી શકિએ, તો બીજા વધુ શક્તિવાનો, જેઓ તે કરતા હોય, તેઓને આપણા વિચાર, વચન અને કામથી ટેકો આપવો જોઇએ. તેઓ તરફ આપણે દિલસોજી દેખાડવી જોઇએ. કાંઈ નહિ તો આપણા વિચાર, વચન યા કામથી આપણા દેશની આબાદીમાં કાંઇ ખલલ ન પડે, આપણા દેશની કીર્તિને કાંઇ ઝાંખ નહિ લાગે, તે માટે આપણે કાળજી રાખવી જોઇએ.

વળી આપણા દેશના કોઇ પણ ભાગમાં કોઇ સંકટ ફેલાયું હોય તો તે સંકટ ટાલવામાં, આપણી કમીની શક્તિ પ્રમાણે, આપણો હિસ્સો આપવો જોઇએ. આપણા આગળી સદીના કેટલાક પારસી ભાઇઓ આપણાં શેહેર ઉપરાંત દેશના બીજા ભાગોનાં આવાં સંકટ ટાલવા માટે મશહુર થયા છે. દાખલા તરીકે, ૧૮૩૭ માં કલકતામાં મોટી આગ લાગી હતી ત્યારે, અને સને ૧૮૩૭ અને ૧૮૫૯ માં સુરત ખાતે મોટી આગો લાગી હતી ત્યારે, ત્યાંનાં લોકો ઉપર સંકટ આવી પડયું હતું. તે વખતે આપણા પારસી ભાઇઓએ તે સંકટ ટાળવામાં પોતાનો સારો હિસ્સો આપ્યો હતો. કેટલાક દુકાળો વેળા આપણા કોઈક હાતમ દીલના પારસીએ,

સેંકડો અને હજારો સ્વદેશીઓને, દિવસો સુધી અનાજ પુરો પાડયો છે. એવા દાખલાઓની જરૂર વેળા આપણે નકલ કરવી જોઇએ.

## ૭. પરદેશીઓ તરફની ફરજો.

જરથોશતી ધર્મની શિખવણી પ્રમાણેં અને પેલી કેહેવત, કે "સખાવત ઘરથી શરૂ થાય છે," તે મુજબ, આપણી પેહેલી ફરજ આપણાં પોતાનાં ગરીબ બેશીઓને મદદ કરવાની છે. પણ આપણી ફરજ તેટલામાં અટકી રહેવી ન જોઇએ. તે વધુ આગળ, આજુબાજુનાઓ, આડોસી પાડોસીઓ, મોહલતીઓ, શેહેરીઓ, સ્વદેશીઓ તરફ વેહવી જોઇએ અને ત્યાર પછી તે પરદેશીઓ તરફ પણ વેહવી જોઇએ. શું આપણાં દેશનાં કે શું પરદેશનાં સર્વ માણુસજાત એક પિતાનાં ફરજંદો છે. માટે સર્વ માણુસ ભાઇબંધો તરફ આપણે ચોક્કસ ફરજોથી બંધાયલા છિએ, પછી તે પરદેશીઓ હમદીન હોય કે જુદદીન હોય. જેમ ગુજરેલાંઓના સંબંધમાં, આપણી ફ્રવર્દીન યશ્ત મુજબ, સર્વ અશોનાં ફરોહરો—પછી તે આપણાં સ્વવતન ઇરાનનાં હોય, કે પરવતન તુરાન, ચીન, રૂમ વિગેરે મુલકોનાં હોય, તેઓ—ને આપણે યાદ કરવાનાં છે, તેમ જીવતાંઓના સંબંધમાં પણ આપણે સર્વ તરફ—પછી તેઓ આપણાં પોતાનાં વતનનાં હોય કે પરવતનનાં હોય તેઓ તરફ—આપણી ફરજ લંબાવવી જોઇએ. એવી ફરજના વિચારથી આપણે આમણ

પોતાને, જાણે આખી દુનિયાના આપણું શેહેરી હોઇએ તેમ સમજવું જોઇએ. વળી જો પરદેશ ઉપર કોઇ મોટી આફત—દાખલા તરીકે દુકાળ, રેલ યા આગ—આવી પડી હોય અને તેવી વખતે તે આફતમાં ફસી પડેલાં લોકોનું સંકટ ટાલવાની હિલચાલ થતી હોય, તો તે હિલચાલમાં આપણી શક્તિ પ્રમાણે સામેલ થવું જોઇએ. ગઇ સદીના આપણા કેટલાક પારસી આગેવાનોએ દેશ બહારની આવી આફતો વેળાએ પોતાનો સખાવતી હાથ લંબાવ્યો હતો, તેથી તેઓનાં નામો મશહુર થઇ ગયાં છે. દાખલા તરીકે, આપણા પેહેલા સર જમશેદજીએ, સને ૧૮૪૨ નાં સાલમાં, જર્મનીનાં હેમબર્ગ શેહેર ખાતે લાગેલી મોટી આગ વેળાએ, ત્યાંનાં લોકોનું સંકટ ટાલવા રૂ. ૬૦૦૦) ની રકમ મોકલી હતી. પારકા દેશની મુશ્કેલી વેળાએ કોઇ દેશ તરફ દેખાડેલી આવી દિલસોજી આપણા દેશની મુશ્કેલી વખતે કોઇ બીજા દેશની આપણા તરફ દિલસોજી ખેંચે છે. ગયા દાયકામાં આપણા દેશમાં જ્યારે મોટો દુકાળ પડયો હતો, ત્યારે આપણા દેશે, અમેરિકા જેવા દૂરના ખંડના લોકોની, ફરજના આવા ઉમદા ખ્યાલને લીધે, દિલસોજી ખેંચી હતી અને તે લોકોએ વહાણો ભરી અનાજ આપણા દેશનાં ગરીબો માટે મુફત મોકલ્યો હતો. પારકી કોમો, પારકાં શેહેરો અને પારકા દેશો તરફ તેઓની મુશ્કેલી વેળાએ આપણા ગઇ સદીના પારસી વડીલોએ

દેખાડેલી દિલસોજીના ઉપર જણાવેલા દાખલા ઉપરાંત બીજા વધુ કેટલાક દાખલા જણાયલા છે.[1] હમદીનો, હમશેહેરીઓ અને હમદેશીઓને મદદ આપવા ઉપરાંત જુદદીનો, પરશેહેરીઓ અને પરદેશીઓને જરૂર વખતે મદદ કરવાના આવા દાખલાઓએ આપણી કોમની કીર્તિમાં કેટલોક વધારો કીધો છે. તે કીર્તિ જાળવી રાખવાની બલકે વધારવાની આપણી ફરજ છે.[2]

## વડાઓ તરફ માન અને ફર્માનબરદારીની ફરજ.

**અવસ્તા**—પંચનાંમ અહ્મિ, પંચનાંમ નોઇત અહ્મિ...... સ્રઓષડે અહ્મિ, અસ્રુસ્તોઇશ નોઇત અહ્મિ ( હોમ યસ્ત, હા ૧૦, ફ. ૧૬).

**અર્થ**—હું પાંચમાનો છું ( એટલે પાંચ ફર્માનો પ્રમાણે ચાલનાર છું ), અને હું પાંચમાંનો નથી......હું તાબેદાર છું, નાફર્માન નથી.

એક ઇરાની બાળકનાં મનમાં બચપણથીજ સચ્ચાઈ પછી જે બીજો ઉત્તમ સદગુણ ઠસાવવામાં આવતો હતો, તે વડાઓ તરફ માન ધરાવવાનો અને તેઓના

---

૧ જુઓ મરહુમ ખાનબહાદુર બમનજી બેરામજી પટેલનું " પારસી પ્રકાશ."

૨. હાલમાં આપણા એક મરહુમ હમદીનનો દાખલો આપણી સનમુખ છે. મરહુમ શેઠ નવરોજી માણેકજી વાડીઆએ પોતાની નજદીક એક કરોડની દોલત હમકોમ તેમજ પરકોમ, હમદેશીઓ તેમ પરદેશીઓનાં ભલાં માટે ધર્મખાતે વાપરવા ફર્માવ્યું છે.

ઘટતા હુકમોને માન આપવાનો છે. સચ્ચાઇ પછી બીજો ઇરાની સદગુણ તાબેહારી છે, તે યજશ્નેના ઉપર ટાંકેલા ફકરા ઉપરથી માલમ પડે છે, જ્યાં ભણનાર, પાંચ સદગુણી બાબતો માટે બોલતાં, પોતાના વિચાર, વચન અને સચ્ચાઇ પછી પોતે તાબેદાર થવાની ઇચ્છા બતાવે છે. યજશનેમાં એક જગ્યાએ ભણનાર દુઆ ગુજારતાં એવાજ પ્રકારની દુઆ ગુજારે છે કે "વઇ-નીત અહ્મિ ન્માંને સ્રઓષો અસુરતીમ" એટલે "આ ઘરમાં તાબેદારી નાફર્માનીને મારે." [1]

આ તાબેદારી સર્વ વડાઓ તરફની તાબેહારી છે. આદરબાદ મારેસ્પંદ પોતાનાં બચ્ચાંને શિખામણ દે છે કે "હુફર્માન યાહૂનીઅ આઈગ હુબેહર યાહૂનીઅ" એટલે "ભલાં ફર્માનો બજા લાવનાર થજે કે તેથી સારો ફાયદો મેલવનાર થાય." [2]

આપણા વડાઓમાં નીચલા મુખ્ય છે:—

૧. રાજ્યઅધિકારીઓ યાને રાજા અને તેના હાકેમો, એટલે કે સરકાર.

૨. દીનઅધિકારી યાને ધર્મગુરૂઓ.

૩. કેળવણી અધિકારીઓ યાને ઉસ્તાદો.

એ ત્રણે તરફની ફરજો તે એક દેશનાં અગતનાં ગણાતાં ત્રણ ખાતાંઓ તરફની ફરજ છે.

---

૧. હા. ૬૦ ફ. ૫. "તાઓ અહ્મિ-માને" નો ક્ક્ષો.

૨. પંદનામું ફ. ૭૧.

**એક માણસ યા પ્રજાની જીંદગી ઉપર અસર કરનારાં ત્રણ ખાતાંઓ. તેઓ તરફની ફરજો**—જેમ એક પ્રજા અથવા એક ટોલાની ઉપર, તેમ એક માણુસની જીંદગી ઉપર મુખ્ય કરી ત્રણ ખાતાંઓ અસર કરે છે: ૧. તેનાં દેશનું રાજ્ય ( State ). ૨. તેનો ધર્મ ( Church ). ૩. તેનાં કેળવણી ખાતાંઓ ( school ). એનો સબબ આ કે એક માણુસ યા પ્રજાના સુખનો મુખ્ય કરી ત્રણ હાજતો ઉપર આધાર રહે છે.

૧. કાયદા, કાનુન, વ્યવસ્થા ( Order ) ઉપર.
૨. વર્ત્તણુક ( Conduct ) ઉપર.
૩. ગ્નાંન ( knowledge ) ઉપર.

એ ત્રણમાંથી પેહેલી હાજત યાને વ્યવસ્થા ઉપર એક દેશનું રાજ્ય યા સરકાર દેખરેખ રાખે છે. બીજી હાજત યાને દેશનાં લોકોની વર્ત્તણુક ઉપર, કેટલીક હદે, તે દેશમાં ફેલાયલો ધર્મ યા દીન અસર કરે છે. તે દેશનાં લોકોનાં ગ્નાન ઉપર તે દેશની મકતબો ( School ) યાને કેળવણી ખાતુ નજર રાખે છે, અને લોકોને ગ્નાંની બનાવે છે. એ ત્રણેનો અને એ ત્રણે તરફની આપણી ફરજોનો આપણે વિચાર કર્યે, કારણ કે એ ત્રણ તરફની ફરજોમાં આપણા મુખ્ય વડાઓ તરફની આપણી ફરજોનો કેટલોક ખ્યાલ સમાયલો છે.

## એક પ્રજા યા માણુસ ઉપર અસર કરનાર પેહલું ખાતું, રાજ્ય. રાજ્ય તરફની ફરજો.

**અવસ્તા**—હુક્ષથ્રા ક્ષેન્તામ ........વંઘ્હુયાઓ ચિસ્તો-ઇશ ષ્યઓથનાઇશ આમંઇતે. ( હા ૪૮, ફ. ૫. )

**અર્થ**—ઓ આરમઇતિ! ભલા પાદશાહો, ભલાં ડહાપણનાં કામો મારફતે રાજ્ય કરે!

ઉપર જણાવેલાં ત્રણ ખાતાંમાંથી પેહેલું ખાતું અગત્યનું છે. અસલી માણુસ જાતનાં, જંગલી કહેવાતી હાલતમાંથી સુધરેલી હાલતમાં આવવાનાં પ્રગટિકરણમાં પણ એ પેહેલું ખાતું છે. હાલમાં પણ જંગલીમાં જંગલી ગણાતા ટોલાઓમાં એ ખાતું કેટલીક હદે હસ્તી ભોગવે છે. એક જંગલીમાં જંગલી તાયફો, જેમાં સર્વ સરખા ગણાતા હોય, તેઓમાં પણ એક વડો યા વડીળ હોય છે. કોઇક જાનવરોનાં ટોલાંઓમાં પણ એક વડો ગણાય છે, જેની રેહબરી બીજાં જાનવરો કબુલ રાખે છે.

પેહલવી મીનોખેરદ[1] પ્રમાણે, એક પ્રજા યા દેશનું રાજ્ય અથવા તે ઉપર હકુમત કરતી સરકાર, દેશમાં, પોતાના કાયદા કાનુનોથી, પોતાના ભલા કારોબારથી, જો અંધેર અને ગેરકારોબાર ટાલી વ્યવસ્થા અને ભલો કારોબાર સ્થાપે છે, તો લોકો તનમનની રાહત ભોગવી નીરાંતે જીંદગી ગુજારે છે, અને ધંધોધાપો કરી

---

૧. બાબ ૧૫ ફ. ૧૬–૨૬.

દેશમાં આબાદી પાંથરે છે. દીનકર્દ[1] પ્રમાણે દેશમાં ધર્મ સારી રીતે ફેલાવાનો આધાર પણ એક ભલાં રાજ્યના ભલા કારોબાર ઉપર છે.

## રાજ્ય કારોબાર

**અવસ્તા**—નમાનહે નમાનો-પઇતીમ અષવનેમ અષહે રતુમ યજમઇદે. વીસો વીસ્પતીમ અષવનેમ અષહે રતૂમ યજમઇદે. જન્તેઉશ જન્તુ પઇતીમ અષવનેમ અષહે રતૂમ યજમઇદે. દંઘ્હેઉશ દંઘહુપઇતીમ અષવનેમ અષહે રતૂમ યજમઇદે. ( અઇવિસ્રૂથ્રેમ ગેહ, ક. ૭ ).

**અર્થ**—અશોઇના સરદાર અશો ઘરધણીને અમો માન સાથ યાદ કર્યે છિએ. અશોઇના સરદાર અશો મોહલ્લાના વડાને અમો માન સાથ યાદ કર્યે છિએ. અશોઇના સરદાર અશો ગામના પટેલને અમો માન સાથ યાદ કર્યે છિએ. અશોઇના સરદાર અશો દેશના રાજાને અમો માન સાથ યાદ કર્યે છિએ.

અવસ્તાના ઉપલા ફકરામાં જણાવવા પ્રમાણે, આપણા ઇરાન દેશમાં અસલમાં દેશના કારોબાર માટે નીચે પ્રમાણે ચહડઉતર વડીલો ગણાતા હતાઃ ઘરધણી, મોહલ્લાનો વડો, ગામ-પતી યા પટેલ, દેશ-પતી યા પાદશાહ. આ યોજના રાજ્યઅમલના કારોબારની રચનાનો, નાના પાયા ઉપર, આપણને ખ્યાલ આપે છે. હાલમાં પણ, જોકે બરાબર તેજ પ્રમાણે નહિ, તોપણ લગભગ તેજ પ્રમાણે, રાજ્યકારોબારનો અમલ આપણા દેશમાં

---

૧. દસ્તુર પેશોતનનું વાલ્યુમ ૧, બાબત ૧૫૮.

છે. નાના અમલદારો એક મોટા અમલદારને અને તેવા કેટલાક મોટા અમલદારો બીજા મોટા અમલદારને અને વળી તેવા કેટલાક વડા અમલદારો આપણા ઈલાકાના યા દેશના હાકેમને જવાબદાર છે. તેવા હાકેમો આપણા પાદશાહ અને તેની રાજ્યકારોબારી પાર્લામેંટને જવાબદાર છે.

ત્યારે સર્વનો વડો દેશનો પાદશાહ છે. તેની ઉપર દેશની, શહેરોની, ગામોની અને કુટુંબોની આબાદીનો અને સુખનો કેટલોક આધાર છે. જો દેશ ઉપર એક ભલો પાદશાહ મજબુતી અને ઈનસાફ સાથે બરાબર રાજ્ય કરે, તોજ શેહેરના હાકેમો, ગામના પટેલો અને ઘરના ઘરધણીઓ, પોતપોતાનાં શેહેર, ગામ, અને ઘરો ઉપર બરાબર સુખથી અમલ કરે. આપણે આપણો પોતાનો, આપણમાંથી જેઓ માનપઈતિ અથવા ઘરના ઘરધણી છિએ, બચ્ચાં છોકરાં-ઓનાં કુટુંબના વડાઓ છિએ, તેઓનોજ દાખલો લઈએ. જો આપણા દેશ ઉપર એક મજબુત ઈન-સાફી રાજ્ય હોય, તોજ આપણે આપણાં ઘરનો કારોબાર બરાબર ચલાવીને આપણાં કુટુંબ કબીલાને સુખ દેખાડી શકિએ. જો દેશનો પાદશાહ ભલો ન હોય, જો દેશમાં ગેરવ્યવસ્થા, જુલમ અને જાસ્તી જેવું હોય, તો સઘળો અંધેર વ્યાપી રહે, અને ચોરી, લુટફાટ અને જુલમ પંથરાય. તેથી આપણે આપણાં ઘર ઉપર પણ બરાબર હકુમત ચલાવી કુટુંબને સુખમાં રાખી શકિએ નહિ.

## પાદશાહ માટે દુઆ.

**અવસ્તા**—આફ્રીનામિ ક્ષથયાંન દઇધ્યુ-પઇતિ.

**અર્થ**—દેશના પાદશાહ માટે હું દુઆ ગુજારૂં છું.

આપણી ઇરાની પ્રજા પોતાના પાદશાહ તરફની વફાદારી માટે તવારીખમાં મશહુર થઇ છે. એક ઇરાનીને તેનાં બચપણથી, તેની રાત દીનની બંદગીમાં, પોતાના પાદશાહને માન અને મોહોબત સાથ યાદ કરવાને શિખાડવામાં આવતું. તે પોતાની દરરોજની બંદગીમાં ફક્ત પોતા માટેજ દુઆ ગુજારતો હતો, એમ નહિ, પણ તે સાથે પોતાના પાદશાહ માટે અને પોતાની આખી અન્જુમન માટે દુઆ ગુજારતો હતો. હીરોદોટસ કહે છે કે "બળીદાન આપનારને એટલે કે ક્રિયામાં ઇજવા માટે જરૂરની ધારવામાં આવતી ચીજો ભેટ આપનારને ફક્ત પોતાનેજ માટે દુઆ માગવા દેવામાં આવતી નથી. તે પોતાના પાદશાહ અને આખી ઇરાની પ્રજા, જેમાં તે પોતે પણ ગણાવોજ જોઇએ, તેઓનાં ભલાંને માટે દુઆ માગે છે."[1] હીરોદોટસે કહેલી રીત બરાબર આપણને આપણી તનદરૂસ્તીની દુઆ-બંદગી ઉપરથી માલુમ પડે છે, કે જે બાબે આપણુ આગળ બોલ્યા છિએ. એક જરથોશ્તી પેહેલાં પોતાના પાદશાહને માટે, પછી પોતાની આખી સમસ્ત અન્જુમન

૧. હીરોદોટસ બુક ૧ બા. ૧૩૨.

માટે, અને પછી સેવટે પોતા માટે અને પોતાનાં કુટુંબ માટે દુઆ ગુજારે છે. ભલા પાદશાહ તરફ રાજ્ય ભક્તિના એવા ભલા વિચારો આપણાં ભણતરોમાં ઘણે ઠેકાણે જોવામાં આવે છે.[1] પેહેલવી કેતાબો[2] એ ભક્તિભાવની ઘણી સીફારસ કરે છે.

**અસલી ઇરાનીઓની પાદશાહ તરફ જાનફેશાનીના દાખલાની વાર્તા**—પોતાના પાદશાહ તરફની વફાદારીનો છાપ, એક ઇરાની બાળકનાં મન ઉપર, બચપણથીજ, તેને ઘટતી તાબેદારીની કેળવણી આપતાં મારવામાં આવતો હતો. તેનાં પરિણામનો એક શુભ દાખલો ઇરાનની તવારીખ પુરો પાડે છે, કે જેમાં ઇરાનીઓએ પોતાના પાદશાહના જાનને ખાતર પોતાનો જાન તુરત થંડે પેટે આપ્યો હતો. કહે છે કે પાદશાહ જર્કસીસને યુરોપથી દરિયા માર્ગે પાછું ફરતાં રસ્તામાં એક મોહોટું તોફાન લાગ્યું હતું, જેમાંથી બચવા ખાતર એકજ ઉપાય રહયો હતો, અને તે આ કે, વાહાણ ઉપરનાં માણસોનો ભાર થોડાક ઓછો કરવો. એ બાબે પાદશાહે

---

૧. હા ૪૮ ફ. ૫; આફ્રીનગાંન, "આફ્રીનામિ ક્ષથ્રયાંન દહ્યુ-પઇતિ;" હફ્ત અમેશાસ્પંદની આફ્રીન, ફ. ૧૫, ૧૭.

૨. દીનકર્દ, વા. ૧, બાબદ ૫૮; વા. ૪ બા. ૧૬૪; પંદનામે આદરબાદ, ફ. ૨૬ અને ૧૦૩; મીનોખેરદ, બાબ ૩૯, ફ. ૧૬ અને ૪૦-૪૧.

પોતાના ઇરાનીઓને કેહતાંને વાર તેઓ પોતાનાં પાદ-શાહનો જાન બચાવવા ખાતર તુરત દરિયામાં કુદી પડયા હતા.

**પાદશાહ તરફ ખરી વફાદારી**—પાદશાહ તરફ ખરી વફાદારી ફકત વફાદારીના પોકારમાં સમાયલી નથી. "ઓ પાદશાહ! અમો તુંને વફાદાર છિએ, તારા પોતા તરફ વફાદાર છિએ, તારાં રાજય તરફ વફાદાર છિએ," એમ વારે ઘડીએ બોલવામાંજ વફાદારી સમાયલી નથી. ખરી વફાદારી આપણાં વચનો સાથે આપણાં કામોમાં સમાયલી છે. તમો તમારા પાદશાહ માટે જેવું ઇચ્છતા હોવ, કે તે આવા આવા પ્રકારનો નિવડે, તો તેવા તેવા પ્રકારનાં કામોમાં તમો તમારો હિસ્સો આપો. જો તમો ઇચ્છો, કે તમારો પાદશાહ દેશમાં એલમ હુન્નરનો પ્રસાર કરે, તો તમો પણ તેમ કરવામાં તમારો હિસ્સો આપો. તમો ઇચ્છો, કે તે રાજયમાં સુલેહ પાંથરે, તો તમો પણ તેના તે કામમાં મદદ કરો. તમો ઇચ્છો, કે તે સચ્ચાઇને ફેલાવે, અને જુઠાઇને તોડે, તો તમો પણ તેમ કરી મદદ કરો. તમો ઇચ્છો, કે તેનાથી દેશમાં આબાદી પંથરાય અને રૈયત સુખી રહે, તો તમો પણ તેમ કરવામાં તમારી યારી દેઓ.

બીજા હાથ ઉપર જો તમોને માલુમ પડે, કે દેશમાં આબાદી યા સુખ ફેલાવવામાં ચોકકસ સબબોથી ખલલ પડે છે, તો એક વફાદાર પ્રજા તરીકે તમારી

ફરજ છે, કે તમો તે સબબો તમારા પાદશાહના યા તેના હાકેમો યા પ્રતિનિધીઓના કાન ઉપર લાવો. તમારા એકલાથી તેમ કરવાને નહિ બને તો તમારાં ગામ યા શેહેર યા દેશમાં, પાંચ પચીસ મળી જે ભેગા મંડળો બન્યાં હોય, તે મંડળમાં મસલત કરી, પ્રજાની ખરી હાજતો નિયમસર રીતે તમારા પાદશાહની અને તેનાં હાકેમોની જાણમાં લાવો. રાજાના યા સરકારના કાન ઉપર પ્રજાની હાજતો અને સંકટો લાવવાં, એ પણ વફાદારી છે. તે છુપાવવું અને દેશની આબાદીને આડે આવતો સડો વધવા દેવો, એ બીવફાદારી છે. દેશનાં ભલાં માટેનાં કામો—પછી તે વિદ્યા, એલમ, હુન્નરનાં હોય, કેળવણીનાં હોય, વેપાર વનજનાં હોય, દીન આઇનના ફેલાવાનાં હોય, રૈયતની ખરી હાજતો સુધારવાનાં હોય, પ્રજાનાં સંકટો યા મુશકેલીઓ રાજાના કાન ઉપર લાવવાનાં હોય,—તે કામોમાં ભાગ લેવો, એ પાદશાહ તરફ, રાજ્ય તરફ ખરી વફાદારી છે. જો એવા કામોમાં આપણે ભાગ નહિ લઇએ, તો આપણા પાદશાહની પાદશાહી ભલી નિવડવાને બદલે ઉલટી નિવડે. આપણો પાદશાહ ભલો નિવડે, તે માટે આપણે પુરતી કાળજી રાખવી જોઇએ. આપણી ખરી વફાદારી દેશની આબાદી માટે, ભલી પાદશાહી માટે, ભલાં રાજ્ય માટે છે, બુરી પાદશાહી માટે નથી. રાત દહાડો આપણે ભણિએ છિએ, કે "દુશ પાદશાહાં અવાદશાં બાદ" એટલે "ભુંડા

પાદશાહો વગર સત્તાના થજો.” આફ્રીનગાનમાં પણ એમજ ભણવામાં આવે છે, કે, “દાના પાદશાહ બાદ, દુઝદાના અવાદશાં બાદ” એટલે “ડાહ્યા અથવા ભલા હોય તે પાદશાહ થજો, નાદાન અથવા બુરૂં જાણનારા પાદશાહ ના હોતા.” ત્યારે ખરી વફાદારી, આપણા પાદશાહની પાદશાહી, જે જે કામોથી ભલી નિવડે, તે તે કામોમાં આપણો હિસ્સો—પછી તે ગમે તેવો કમીનો હોય તે—આપવામાં સમાયલી છે.

**રાજ્યની સેવા બજાવવાની આપણી જવાબદારી**—ત્યારે રાજ તરફની આપણી ફરજ આપણને કહે છે કે રાજ્યના કાયદાઓને પુરતું માન આપવું. પોને પુરતું માન આપવું, એટલુંજ નહિ, પણ જ્યાં પણ તે કાયદાનો અનાદર થતો હોય, ત્યાં તે કાયદાનો અનાદર કરનારાઓથી દૂર રેહેવું અને તેઓની વર્તણુક તરફ નાપસંદગી જાહેર કરવી. એક દેશના કાયદા, જ્યાં સુધી કાયદાપોથી ઉપર હોય ત્યાં સુધી, તેને માન આપવું. એમ નહિ કરવામાં આવે તો દેશમાં ગેરવ્યવસ્થા અને અનિયમીતપણું વ્યાપી રહે અને તેથી દેશની આબાદીને હાની પોંહોચે. જો કાયદા આપણને અણઘટતા યા વખતના ફેરફાર સાથે નાલાયક માલુમ પડે તો તે બાબે ઘટતાં પગલાં લેઇ તે ઉપર રાજકર્તાઓનું ધ્યાન ખેંચવું.

દેશ માટેનું દેશહિતકારીપણું રાજ્ય કારોબારની ખુબીઓ પ્રજાના અજ્ઞાન ભાગને સમજાવવામાં પણ

સમાયલું છે. કેળવાયલા દેશહિતકારી પુરૂષોએ રાજ્ય યાને સરકાર અને પ્રજા વચ્ચે દુભાષિયા તરીકે કામ કરવાનું છે. તેઓએ જેમ પ્રજાની હાજતો, મોરાદો, આ-શાઓ સરકાર હજુર રજુ કરવાની છે, તેમ સરકારના ભલા હેતુઓ, ધારણાઓ અને નેમો પ્રજાને સમજાવવાનાં છે. આ બેઉ પ્રકારની ફરજો બજાવવાથી દેશનું ભલું થાય છે. મો. હાર્લે જંદ અવસ્તા નામનાં પોતાનાં પુસ્તકમાં કહે છે તેમ "કાયદા કાનુનોને માન આપી વર્ત્તવું, એ સર્વ આબાદીનું મુળ છે,"[1] એ જરથોશ્તી ધર્મની ખાસ શિખવણી છે.

**રાજ્ય તરફની ફરજો બજા લાવવી, એ પણ એક પ્રકારની 'અશોઇ'**—રાજ્યની સત્તા કબુલ રાખવી, તેના કાયદાકાનુનોને માન આપવું, રાજ્યા-ધિકારીઓ તરફ માનભરી લાગણી દર્શાવવી, એ સર્વ પણ એક રીતે અશોઇનું કામ ગણાય છે. અહુર-મજ્દ અશોઇનો સાહેબ છે. સરોશ યજદ, જે તેના પેગામો આપણને પોંહોચાડે છે અને જે કાયદા કાનુનોની ફર્માનબરદારી ઉપર મવકકલ છે, તે પણ અશોઇનો સાહેબ છે. અહુરમજ્દ અશોઇનો સાહેબ છે, એટલે નિયમ, વ્યવસ્થા અને કાયદા કાનુનનો સાહેબ છે. તે પોતે પણ પોતે યોજેલા કાયદા મુજબ કામ કરે છે. તેણે

૧. L' accomplisement de la loi est la source de toute la prospérité." (Harlez, Le Zend Avesta, Introduction, CXV.)

પોતાની કુદરતમાં સઘળે વ્યવસ્થા રચી છે. એક લખનાર કહે છે તેમ "ખુદા વ્યવસ્થાનો સાહેબ છે."[1] તેથી તે આપણાથી જે ફરજોની આશા રાખે છે, તેમાં એક આ છે કે, આપણે આપણા ઉપર રાજ્ય કરનારાઓના હોકમોને, તેઓના કાયદાકાનુનોને માન આપિએ. જેઓ ધર્મી કહેવાવા માગતા હોય, જેઓ ખરા જરથોશ્તી કેહવાવા માગતા હોય, તેઓએ ગામ, શેહેર અને દેશના કાયદાઓને માન આપીને ચાલવું જોઇએ.

## ૨. એક પ્રજા યા માણસ ઉપર અસર કરનારી બીજી સંસ્થા (Institution), દીન. દીન અને દીનના ધર્મ-ગુરૂઓ તરફની ફરજો.

અવસ્તા —" દરેધો-ક્રતેમથ્વેમ્ય અંધ્હાઓ દએન-યાઓ યત આહુરોઇશ જરથુસ્ત્રોઇશ" ( હા ૬૦, ફ. ૩. )

અર્થ — ( આ ઘરમાં ) અહુરમજ્દી જરથોસ્તી દીનનું લાંબા વખત સુધી ચહડિયાતાપણું ( રહેજો. )

એક શેહેર યા પ્રજાની હાલત ઉપર અસર કરનાર ત્રણ સંસ્થામાં રાજ્ય પછી બીજું ખાતું દીન છે. હવે દીન જેવી એક મોટી સંસ્થાની પાયદારીનો, સામટી આબાદીનો આધાર નીચલી બાબતોની ફરજો ઉપર છે, કે જે ફરજો બરાબર બજા લાવવાથી દીનની આબાદી થાય છે.

---

૧. "God is the God of Order."

૧. દીનના સંબંધમાં આપણાં પોતાનાં જાતી કામો યા સામેલગીરીની ફરજો.

૨. દીનના ધર્મ ગુરૂઓ તરફની આપણી ફરજો અને તેઓની આપણા તરફની ફરજો.

૩. દીનની કેળવણીના પ્રસાર બાબેની ફરજો.

**દીનના સંબંધમાં આપણું પોતાનું જાતી કામ**—આપણી દીનના સંબંધમાં આપણી ઘણીક ફરજો છેઃ

(ક) આપણી દીનની પુરાણી કીર્તિ, તેનાં પુરતાં સ્વચ્છપણાંમાં આપણે જાળવી રાખવી જોઇએ.

(ખ) આપણી દીન, એક ઉપયોગી સંસ્થા યા ખાતાં તરીકે, પોતાનું ઉપયોગીપણું ચાલુ રાખે, તે માટે તેના પુરાણા ફાયદાકારક રેવાજો અને રાહરીતી જાળવી રાખવી જોઇએ અને હાનીકારક પારકા રેવાજો અને રાહરીતી દાખલ નહિ થાય તે માટે સાહુચેત રહેવું જોઇએ. તેજ મુજબ તેમાં સંજોગોને માફક આવતા રેવાજો અને રાહરસમો દાખલ કરતાં રહેવું જોઇએ, અને હાનીકારક યા નહિ માફક આવતા રેવાજો અને રાહરસમો દૂર રાખતાં રહેવું જોઇએ.

(ગ) આપણી દીનનું ઉપયોગીપણું ચાલુ રાખવા માટે આપણુ જરથોશતીઓએ એકસંપી અને એકદીલી જાળવી રાખવી જોઇએ. આપણામાં એકમતી (unanimity) નહિ હોય, તે છતાં એકદિલી (unity) જળવાઇ રેહેવી જોઇએ.

(ઘ) સર્વેથી વધુ અગત્યનું તો આ છે કે આપણી દીનની કીર્તિ માટે આપણુ સર્વએ આપણી વર્ત્તણુક ભલી કરવી જોઇએ.

આપણુ દરેક જરથોશ્તીએ મનમાં ચોકકસ ગાંઠ વાળી સમજવું જોઈએ, કે આપણી દીનની કીર્તિ આપણુ દરેકના પોતાના હાંથમાં છે. જરથોશ્તી દીનની બોલબાળા ફક્ત તે દીનનાં લખાણો વિગેરે બાબેનાં જ્ઞાનમાં વધારો કરવામાંજ સમાયલી નથી, પણ તે સાથે, તે જ્ઞાનથી રોશનીમાં આવેલાં ફર્માનો ઉપર વધુ અને વધુ અમલ કરવામાં સમાયલી છે. ત્યારે આપણી જરથોશ્તી દીનની ચઢતીનો વિચાર કરતાં, આપણુ દરેકે આ બાબદનો વિચાર કરવાનો છે કે આપણુ દરેકે આપણા ધર્મની પ્રતિષ્ટા, આપણી પોતાની વર્ત્તણુક ( Character ) થી વધારવાની છે. એક દીન પોતાની કીર્તિ કાગળ ઉપર લખેલાં તેનાં ફર્માનોની શ્રેષ્ટાથી વધારતી નથી, પણ તેના સેવકોના સદગુણોની શ્રેષ્ટાથી વધારે છે. માટે દીનની બોલબાળા ચાહવા માટે, આપણુ દરેકે, દીને ફરમાવેલા સદગુણો અખત્યાર કરવા માટે ગાંઠ વાળવાનો છે.

## ૨. દીનના ધર્મગુરૂઓ તરફની જજમાનોની ફરજો અને જજમાનો તરફની ધર્મગુરૂઓની ફરજો.

**પેહલવી**--હ્યન દેનમન દુને ફરજન્દ જરહુનાત મુન પવન મગોપતાંન મગોપતિઅ શમ હહુનેત.

(પેહલવી પરન, હા ૬૦, ફ. ૩.)

અર્થ—આ કુટુંબમાં એક એવું ફરજંદ જન્મે કે જે મોબેદાન મોબેદનું નામ ( યા કીર્તિ ) જાળવે.

## ધર્મગુરૂઓ તરફ જજમાનોની ફરજ.

ધર્મગુરૂઓ દીન યાને ધર્મના જાણે પ્રતિનિધીઓ છે. ત્યારે એક ટોલાની આબાદીમાં હિસ્સો આપનારી એક સંસ્થા, જે દીન, તેના પ્રતિનિધીઓ તરીકે ધર્મ-ગુરૂઓ તરફ જજમાનો કેટલીક ફરજથી બંધાયલા છે. તેમાં બે મુખ્ય છે.

૧. તેઓ તરફની પેહેલી ફરજ આ છે કે, તેઓએ ધર્મગુરૂઓને ઘટતું માન આપવું. એક માણસને માન આપવા સાથ તેઓ ઉપર ઘટતી જવા-બદારી અને જોખમદારી નખાય છે. માટે ટોલાના ધર્મ-ગુરૂઓને ઘટતી ઇજ્જત અને માન આપવાથી આપણે તેઓ ઉપર પોતાના પવિત્ર પેશાની જોખમદારી અને જવાબદારી પિછાનવાનો બોજો નાખિએ છિએ.

વંદીદાદ [1] પ્રમાણે એક ધર્મગુરૂ પોતાના ધર્મનાં પુસ્તકોથી વાકેફગાર હોવો જોઇએ. તેણે પોતાનું જ્ઞાન વધારતા રહેવું જોઇએ, અને આજુબાજુનાંઓમાં જ્ઞાનનો ફેલાવો કરવો જોઇએ. તે ઉદ્યોગી હોવો જોઇએ. તે પોતાની વર્તણુકમાં અશો હોવો જોઇએ. તે ખાનીપીનીમાં અંદાજાસર હોવો જોઇએ. તે સંતોષી અને સંકટ વેળા શાંત મન જાળવનાર હોવો

---

૧. પર્ગર્દ ૧૩, ફ. ૪૫.

જોઇએ. એક ધર્મગુરૂના આ સદગુણો છે. તે સદગુણો અખત્યાર કરી અને જાળવી રાખી, તે પોતાની જોખમદારી અને જવાબદારી પિછાને, તેવી હાલતમાં તેને મેલવાને આપણે કોશેશ કરવી જોઇએ. તેમ કરવા માટે જરૂરનું છે કે તેને આપણે ઘટતું આદરમાન આપવું, કે જેથી તે પોતાની જવાબદારી સમજી અને સ્વમાન જાળવી, પોતાના પવિત્ર પેશાને લાયક નીવડવા માટે કોશેશ કરે.

૨. બીજું પોતાનાં ગુજરાન અર્થે તે ચિંતા અને ફીકરમાં રહે નહિ અને પોતાના અભ્યાસને અને પોતાની ફરજોને વળગેલો રહે, તે માટે તેને ઘટતો લવાજમ આપવાની આપણી ફરજ છે. એવા અશોઇના માર્ગે ચાલનારાઓને લવાજમ આપવો તે " અશોદાદ " ગણાય છે. ધર્મગુરૂઓને માનઅકરામ સાથ એવી " અશોદાદ " આપવી, તે એક ભલું કામ ગણાય.

આ મુજબ ધર્મગુરૂઓ તરફ માન મરતબો જાળવવાથી, તેઓ તરફ ખાસ મોહોબત દેખાડવાથી, અને તેઓ અશોઇની જીંદગી ગુજારે તે માટે તેઓને અશોદાદ આપવાની એક શેહેર યા દેશને ચહડતા પ્રકારના ધર્મગુરૂઓ મલે, એ તે દેશનાં લોકોનાં ભલાં માટે જરૂરનું છે. એક ગામ યા શેહેરમાં એક ભલો ધર્મગુરૂ, ઉદ્યોગ, ભલાઇ, નેકી, નીતિનું મધ્યબિંદુ થઇ પડે છે, કે જે મધ્યબિંડાંમાંથી ઘણાંક ભલાઇનાં કિરણો આજુબાજુ ફેલાય.

ધર્મગુરૂઓ આવી ભલી અસર આજુબાજુ પાંથરે છે તે સબબે મથાળે મેલેલા શબ્દો, જે દુઆના શબ્દો છે, તેની સરેહ કરતાં પેહેલવી તરજુમામાં દુઆ તરીકે કહે છે કે, "દરેક કુટુંબમાં મોબેદાન મોબેદ હોઈ શકતો નથી (તેથી) આ કુટુંબમાં એક એવું ફરજંદ જન્મે કે જે મોબેદાન મોબેદનું નામ (યા કીર્તિ) જાળવે" એટલે કે અંહી કહે છે કે "દરેક કુટુંબમાં તેની રેહબરી માટે એક મોબેદાન મોબેદ હોય તો સારૂં; પણ તેમ બની શકે નહિ, માટે ખુદા કરે ને તે કુટુંબમાં, કાંઇ નહિ તો, એકાદ પુરૂષ એવો હોય કે જેનામાં મોબેદાન મોબેદનું જ્ઞાન અને સદગુણો હોય, તો સારૂ." આ સબબે યજ્શ્નેમાં,[1] દીનનો એલમ શિખવનાર અથોરનાનોના સરદારને યાદ કરવામાં આવેછે.

## એક ધર્મગુરૂની પોતાના જજમાનો તરફ ફરજ

**અવસ્તા**—તેમ દીમ પ્રુયાઓ આથ્રવનેમ.........યો હઉર્વાંમ તરસ્ય ક્ષપનેમ પ્રતૂમ પેરેસાત (વદીદાદ પર્ગદ ૧૮ ફ. ૬.)

**અર્થ**—(અહુરમજ્દ, પેગામ્બર જરથોસ્તને કહે છે કે) તે ધણીને તું એ આથ્રવન કહેવો કે જે ધણી આખી રાત અકકલને શોધતો રહે

એક ધર્મગુરૂ કેવો હોવો જોઇએ તેનો ખ્યાલ

---

૧. હા ૧૩, ફ. ૩.

વંદીદાદનો આ ફકરો આપે છે. તે કહે છે કે એક ધર્મગુરૂએ હમેશાં અકકલ અને જ્ઞાન—વેહેવારૂ તેમ આત્મીક જ્ઞાન—હમેશાં શોધતા રહેવું જોઇએ. વળી વંદીદાદ[1] માં એક અથોરનાન માટે નીચલી ખાસિઅતો, જરૂરની ધારવામાં આવી છે.

૧. અંદાજાસર ખોરાક લેવો.

૨. સંતોષ.

૩. દુઃખને હિમ્મતથી સહન કરવું.

૪. ભટકતી જીંદગી નહિ પણ નિયમીત જીંદગી ગુજારવી.

આ એક ધર્મગુરૂની શાંત (passvie) નેકીઓ છે. પણ વળી મથાળે મેલેલા ફકરામાં, જે અકકલ યા જ્ઞાન પ્રાપ્ત કરવાને માટે બોલવામાં આવે છે તે જ્ઞાનનાં ત્યાં જે વિશેષણો છે તે ઉપરથી દિસે છે કે નીચલા વધુ સદગુણો, વધુ ચપળ નેકીઓ, એક ધર્મગુરૂમાં હોવાં જોઇએ:

૫. બીજાંઓનું સંકટ ટાલવું.

૬. આજુબાજુનાંઓની રાહનુમાઇ કરવી.

૭. આજુબાજુનાંઓનાં સુખમાં વધારો કરવો.

૮. આજુબાજુ અશોઇનો વધારો કરવો.

---

૧. પર્ગર્દ ૧૩, ફ. ૪૫.

એક અથોરનાનના આ સદગુણો, તેની ફરજો શું છે તે જણાવે છે. અવલમાં તો તેણે પોતે મધ્યમસર ખોરાક વિગેરેથી હમેશાં તનદરૂસ્ત રેહેવું, સંતોષી રહેવું, પોતાના પેશામાં યા પેશા બહાર કાંઇ મુશ્કેલીઓ નડે તો તે હિમ્મતથી મટાડવી, નિયમીત જીંદગી ગુજારવી, જ્ઞાની થવું, અશો થવું. એમ પોતે તન્દરૂસ્ત અને મનદરૂસ્ત બની, જ્ઞાની અને અશો બની, આજુબાજુનાઓને તન્દરૂસ્ત અને મન્દરૂસ્ત, જ્ઞાની અને અશો બનાવવાની કોશેશ કરવી. તેણે પોતાના જજમાનોનાં શારીરીક સંકટો હોય તે ટાલવાં. તેઓને દીન અને દુનિયાનું જ્ઞાન આપવું. તેઓને નેક અને ભલી જીંદગી ગુજારતા કરવા. એક ધર્મગુરૂએ ફકત પોતાનાંજ તનની પાકી અને રવાનની અશોઇ ( પાકીએ તન વ અશોઇએ રવાન ) જાલવી સંતોષ પામવું નહિ, પણ પોતાના જજમાનોના, પોતાના મોહલ્લા, શેહેર, યા દેશનાં લોકોના તનની પાકી યા રવાનની અષોઇ કોઇ પણ કામથી વધતી હોય, તો તે સર્વ કામમાં ચપળ ભાગ લેવો.

## ૩. દીનની કેળવણી આપવાની ફરજ.

**અવસ્તા**—યત્ ઇત્ નરો હાંમો-દએન જસાન આથ્ વા હખય વા......ફ્રાતુ ચિનંઘ્હો .....માથ્રેમ રપન્તેમ મરએત ( વંદીદાદ, ફ૪ર્ગદ, ૪, ફ. ૪૪. )

**અર્થ**—જો તારી હજુર કોઈ માણુસ, હમદીન, ભાઈ, યા દોસ્ત અક્કલ યાને કેળવણી શોધવાને આવે તો તારે તેને પવિત્ર માથ્ર યાદ કરાવવા.

ધમ તરફની ફરજોમાં ધર્મ કેળવણીની ફરજ અગતની જગ્યા લછે. માબાપની બચ્ચાં તરફની ફરજો બાએના લખાણમાં આપણે જાયું, કે માબાપની ઉત્તમ ફરજ છે, કે પાતાનાં બચ્ચાઓને કેળવણી આપવી. હવે એ ફરજ દરેક માબાપની છે, પણ તે ઉપરાંત દરેક શેહેરી યા દેશાની ફરજ છે કે શેહર યા દેશનાં બચ્ચાંઆની ભલી ધાર્મિક કેળવણીના કામમાં મદદ આપે.

દીન તરફની ફરજના એક ભાગ તરીકે, દીનની રાહ ઉપર ચાલવા કાજે ખુદાતાલાની યાદ કરવા માટે બંદગીના મકાના બરપા કરવામા આપણા થાડાક હિસ્સા આપવાની જરૂર છે. એ બાબે સખાવતનાં કામાના વર્ગમા આપણ થાડુક વિવેચન કીધું છે.[1] વળી દીન સંબંધી કેળવણી ફેલાવવાની જરૂર છે. આપણે કેળવણીખાતાં તરફની આપણી ફરજોના વિભાગમા જે કેળવણી માટે બાલીશું, તે કેળવણીમાં દીની કેળવણી પણ સમાય છે.

## ૩. એક માણસ યા પ્રજાની હાલત ઉપર અસર કરનારૂં ત્રીજું ખાતું. કેળવણી (School). તે તરફની ફરજો

પેહલવી—"ખુર્ શેત્રઇઅ જવિત મિન ફરહંગ બરા અલ શઅકુન આઇગત તીમાર વ બીશીઅ એ ગેરાન મદમ લા યાન્તૂતત." (આદરબાદનું પંદનામુ, ફ. ૧૪.)

---

૧. જુઓ જરથાસ્તી ધર્મશિક્ષણ માળાનું પુસ્તક ચાથું, જરથોસ્ની ધર્મનાં કામા અને ક્રિયાઓ," પાના ૩૦-૩૧.

**અર્થ**—તારા હમશેહરીઓને કેળવણી વગર ના રાખી મેલતો કે તેથી તારા ઉપર દુઃખ અને મોટી પીડા આવી પોંહચે નહિં.

એક માણસ, કોમ, યા પ્રજાની જીંદગી ઉપર અસર કરનારી આગળ જણાવેલી ત્રણ સંસ્થાઓમાંની ત્રીજી સંસ્થા તે કોમ યા પ્રજાનું કેળવણીખાતું છે. માબાપોની પોતાનાં ફરજંદો તરફની ફરજના બાબમાં આપણે કેળવણીની જરૂર વિષેના અસલી ઈરાની વિચારો બાબે થોડુંક વિવેચન કર્યું છે. તે વિવેચનને પાછું યાદ કરતાં આપણે અહિં ખાસ આ યાદ રાખવાનું છે કે, એક કોમ યા દેશની કેળ-વણી ઉપર ધ્યાન આપવાની કોમના યા દેશના સર્વ હિતાર્થી પુરૂષોની ફરજ છે.

આપણાં જરથોસ્તી પુસ્તકોમાં કેળવણીના ફેલાવા બાબે ઘણીક જગ્યાએ બોલવામાં આવ્યું છે. અસલી ઈરાનીઓમાં કેળવણી આપવી અને લેવી એ એક અગત્યની ફરજ ગણાતી. જેમ એક કેળવાયલો મર્દ તેમ એક કેળવાયલી સ્ત્રી ( હુશ્હાંમ્–સાસ્નાંમ ) મંડ-ળીનો શિણગાર ગણાતાં. એવા ખ્યાલથી અસલી ઈરાનીઓ કેળવણીને ઘણું વજન આપતા. કેળવણી આપવી એ એક મોટું પુન્યનું કામ ગણાતું.[1]

---

૧. (વંદીદાદ, ફર્ગર્દ ૪, ફ ૪૪). જુઓ શિક્ષણમાળાનું ચોથું પુસ્તક, " જરથોસ્તી ધર્મનાં કામો અને ક્રિયાઓ " પાનાં ૩૨–૩૩.

દીનકર્દ કેળવાયલા માણસને દુનિઆનાં દરેક માણસ ઉપર સરદારી ભોગવતું ગણે છે, કારણ તે સારાં માઠાંને પિછાની તેની ઘટતી કદર બુજે છે.[1] મથાળે મેળેલા ફકરામાં જણાવ્યું છે[2] તેમ સર્વ શેહેરીઓને કેળવણી આપવા આદરબાદ મારેસપંદ કહે છે. નોશગ્વાન અદલનો કાબેલ વજીર બુજર્ગમેહેર શિખામણ દે છે કે, "કેળવણી માણસને ઉત્તમ પ્રકારનું બનાવે છે અને તેના જાતી ગુણને સુધારનાર છે."[1] આદરબાદ મારેસપંદ શિખામણ દે છે કે "જો તારે ત્યાં છોકરો હોય તો બાળપણુથીજ તેને નિશાળે મોકલજે."[3] દીનકર્દમાં[4] પણ ધર્મ પ્રમાણે નીતિની ખાસ કેળવણી જલદીથી શરૂ કરવાને ખાસ તાકીદ ફરમાવી છે.

## ૨. કેળવણી આપનારા ઉસ્તાદો તરફ ચેલાઓની ફરજ

અવસ્તા—હંઆઇથિવાઓ (અસ્તિ મિથ્રો) અન્તરે અએથ્રય અએથ્ર-પઇતિ (મેહેર યસ્ત, ફ. ૧૧૬.)

અર્થ—ચેલા અને ઉસ્તાદ વચ્ચે સીત્તેર ઘણી મિત્રાચારી છે.

માબાપો તરફની આપણી ફરજોનો વિચાર કરતાં આપણે આગળ સદદર કેતાબનો જે ફકરો જોયો તે

---

૧. દસ્તુર પેશોતનની, દીનકર્દ, વાલમ ૨, બાબ ૯૮.

૨. ગંજે શાયગાન ફ. ૩૫.

૩. પંદનામુ, ફ, ૫૭. ૪. દસ્તુર પેશોતનનું વાલમ ૪, પા. ૨૪૯, બાબત ૧૭૦.

ફકરામાં ઉસ્તાદને માબાપની પંક્તિએ મુકી, માબાપ તરફની ફરજોની પંકિતએ ઉસ્તાદ તરફની ફરજને મેલી છે. એવાજ સબબે આપણી મેહેર યશતમાં મથાળે મેલેલા ફકરા મુજબ ઉસ્તાદ અને ચેલા વચ્ચેના સંબંધને ઘણી અગત્યતા આપી છે.

ઉસ્તાદ તરફથી બચ્ચાંઓ બે ચીજ મેળવે છે. એક જ્ઞાન અને બીજું નીતિમાન ડાહ્યપણ. એ બેઉ માટે ત્યારે આપણે ઉસ્તાદને આભારી છિએ. માટે તેઓ જે હોકમ અને શિક્ષણ આપે તે ઉપર ધ્યાન આપવાની બચ્ચાંઓની ફરજ છે.

જ્ઞાન બે પ્રકારનું છે. એક અંતરજ્ઞાન, એટલે તે, કે જે દરેક બચ્ચું જાણે જન્મથીજ વારસામાં મેલવે છે, અને જેને આપણાં પુસ્તકોમાં "આસ્નીદે ખેરદ" કહે છે. બીજું બાહારથી પ્રાપ્ત કરેલું, જેને આપણાં પુસ્તકોમાં "ગઓશો સ્રુત ખેરદ," એટલે "કાનથી સાંભળેલી અકકલ" કહેછે. આપણે આજુબાજુનાં અવલોકનથી જે જ્ઞાન પ્રાપ્ત કર્યે છિએ તે અને જે ઉસ્તાદથી મેલવિએ છીએ તે એ વર્ગમાં આવે છે. જેને આપણે સાધારણ રીતે કેળવણી કહિએ છિએ તે કેળવણીમાં એ જ્ઞાન સંપાદન કરવાની રીતિ સમાયલી છે.

આપણાં ધર્મ પુસ્તકો પ્રમાણે જ્યારે કેળવણી લેવી અને આપવી એ સર્વની ફરજ ગણાઇ છે ત્યારે એવી કેળવણી આપનારા ઉસ્તાદો તરફ ઘણાં માન અને એહસાન સાથે જોવું જોઇએ. સદદરે બેહેરે તવીલમાં ઉસ્તાદોની કદરશનાસી કરવા કાજે

નીચે મુજબ કહેછે.[1] "તે ઉસ્તાદની ખોરાકી, પોષાકી તથા ખરચો પોહોંચાડવા અને મોહોટી હોરમત રાખવા સાથે ખેદમત ચાકરી કરવી, હરગેજ તેનો હક પોતાની ગરદન ઉપર નહિ રાખવો અને જીનહાર તેને કશી રંજ તથા ઇજા નહિ પોહોચાડવી. શા વાસ્તે કે ઉસ્તાદથી ફરજંદોનાં દીલના ચેરાગો રોશન થાય છે, અને તે ઉસ્તાદની દોલતે છોકરાંઓ સવાબ તથા ગુનાહની બાબતોથી વાકેફ થઇને નેકી તથા સવાબના અમલો એખત્યાર કરેછે, તેથી કરી બન્ને જેહાંનમાં તે ફરજંદોને તથા તેનાં માએબાપોને પણ બેશુમાર ઘણા ફાએદાઓ હાસેલ થાએ છે."

વળી એજ પુસ્તકમાં એક બીજી જગ્યાએ ઉસ્તાદને મા અને બાપની પંક્તિએ મેલી "પોતાનાં માબાપ તથા ઉસ્તાદને હરગેજ દુઃખ તથા ઇજા નહિ પોહોચાડવાની બાબદમાં" એક ખાસ વિષય લખ્યો છે. ત્યા કહ છે કે "ઉસ્તાદોએ એલમ હોનર શિખવીને તારા દેલના ચેરાગને તમામ વાતોથી રોશન કીધેલો છે. પછે તે દીનનો એલમ પઢાવનારો ઉસ્તાદ, દસ્તુર, મોબેદ અથવા હેરબદ હોય યા તો દુનિયાઇ વિદ્યા તથા હુન્નરનો શિખવનાર કોઇબી ઉસ્તાદ હોય તો તે હરેક ઉસ્તાદાની તથા પોતીકા માબાપોની હોરમત તથા ઇજતન હંમેશા નેઘા રાખતો યા સંભાળતો રહે.[2]

૧. સદ્દર બહરેતવીલ, દસ્તુર જામાસ્પજીવાસો તરજુમો. પા. ૨૬૫-૬૬, બાબ ૫૫.

૨. એજ પુસ્તક, પા. ૨૨૯, બા.૪૪.

II.

# બીજાં જાનદાર પ્રાણીઓ તરફની ફરજો.

અજ હમોઇન હર આઇન ગુનાહ......ઓએમ અંદર બહમન, ગાઓ ગોસ્પંદ, ગોસ્પંદ સર્દગાન જસ્ત પ પતેત હોમ (પતેત પશેમાની, કર્દા ૮.)

**અર્થ**—કોઇ પણ પ્રકારનો, કોઇ પણ રીતનો ગુનાહ... મારાથી બહમન (અમેશાસ્પંદ) નાં ગાએગોસ્પંદો સાથે, ગોસ્પંદોની (સર્વ) જાતો સાથે થયો હોય, તો તેથી હું પસ્તાવો કરી પશેમાન થાઉં છું.

આપણ આપણી આજુબાજુનાંઓ તરફ ફરજથી બંધાયલા છિએ. એ આજુબાજુનાંઓમાં આપણાં મનુષ્ય ભાઇબંધો પછી પ્રાણીઓ આવે છે. સર્વ પ્રાણીઓ તરફની આપણી ફરજ બાબે આપણે પ્રશ્નોતરની ચોપડીમાં[1] થોડોક વિચાર કર્યો. વળી આ શિક્ષણ—માળાનાં ચોથાં પુસ્તકમાં[2] પણ આપણે એ બાબે થોડુંક શિખી ગયા છિએ. અહીં આપણે એ બાબે થોડોક વિચાર કરીશું.

જરથોશ્તી દીન શિખવે છે કે, માણસજાતે કુદરતના સર્વ ભાગો સાથે સારા સંબંધમાં રહેવું જોઇએ,

---

૧. બાબત ૨૨.

૨. "જરથોસ્તી ધર્મના કામો અને ક્રિયાઓ" પાના ૩૬–૩૯.

એટલે કુલે પેહાયશની વૃદ્ધિ અને સુદ્ધિ શોધવી જોઇએ. તેણે ફક્ત પોતાનાં માણુસ ભાઇબંધોનેજ ખેશી ગણુવાં અને તેઓનુંજ ભલુ કરવું, એમ નહિ, પણુ ગોસ્પંદો અને બીજાં જાનવરો વટીકનું ભલું કરવું અને તેઓની વૃદ્ધિ અને સુદ્ધિ શોધવી. આપણુ સર્વ—શું માણુસ કે જાનવર—અહુરમજ્દનાં બચ્ચાં છિએ, માટે આપણી ફરજ છે કે તે સાહેબે પેદા કરેલાં પ્રાણીઓ તરફ આપણે સારી રીતે વર્ત્તવું.

**પ્રાણીઓ તરફની ફરજ. તેઓની પરવરશી**—પ્રાણીઓ તરફની આપણી ફરજોમાંની પેહેલી ફરજ તેઓની પરવરશી કરવાની છે. મથાળે મેલેલા પતેતના ફકરામાં ગાયગોસ્પંદો માટે બોલવામાં આવે છે. પણ ગાયગોસ્પંદોને આપણે સર્વ પ્રાણીઓને બોહેલે અર્થે પણુ લેવાં. અલબતે, જે જાનવરો માણુસજાતને, નુકસાન કરતાં હોય યાતો માણુસજાતને ઉપયોગી નીવડતાં ગાયગોસ્પંદો વિગેરેને, નુકસાન કરતાં હોય, તેઓને તેમ નુકસાન કરતાં અટકાવવા આપણે બનતું કરવું, પણુ તેમ કરતાં તેઓ તરફ નિર્દય થવું નહિ.

જે પ્રાણીઓ આપણુ માણુસજાતને ઉપયોગી થતાં હોય તેઓ તરફ વધુ માયા મમતાથી વર્ત્તવું; તેઓની બરદાશ્ત કરવી; તેઓને પુરતો ખોરાક આપવો; તેઓ પાસે કામ લેવું, પણુ તે હદ સરનું, તેઓ બજાવી શકે તેટલું હોવું જોઇએ. યજશ્ને[૧] માં કહે છે

૧ હા. ૧૧, ફ. ૧-૨.

કે, ગાયઢોર પાસે કામ લેનાર ધણી, જો તેઓને પુરતો ખોરાક આપતો નથી અને તેઓ પાસે શક્તિ ઉપરાંત કામ લે છે તો તેઓ તેને કડુઆ દે છે.[1] એક ભણેલી બાનુ વાજબી રીતે કહે છે કે, પેગામ્બર જરથોશ્તની શિખવણી મુજબ, એ ગાયગોસ્પંદો અહુરમજ્દે આપણને વિશ્વાસુ હવાલા ( Trust ) માં આપ્યાં છે.[2]

આપણા ગાથા[3]માં ગાયગોસ્પંદ તરફ નિર્દય નહિ થવા માટે આપણને શિક્ષણ આપ્યું છે. દીનકર્દ[4]માં પણ એ બાબે કેટલાક એશારાઓ આવ્યા છે. પ્રાણીઓની સારી પરવરશીના બદલાની એક સુંદર નાની વાર્તા આપણે આપણી શિક્ષણમાળાનાં ચોથાં પુસ્તકમાં વાંચી છે.[5]

---

૧ જુઓ શિક્ષણમાળાનું ચોથું પુસ્તક, " જરથોશ્તી ધર્મના કામો અને ક્રિયાઓ " પા. ૩૬.

૨. Auguste Comte considered domestic animals as a part of humanity. Zoroaster considered them as a trust from God ( " The Plece of Animals in Human Thought, " by Countess Cezaresco. p 133.)

૩. યજશ્ને હા ૩૨, ફ. ૧૨.

૪. દફતર ૯, બાબ ૨૯ અને ૩૦ S. B E. Vol. XXXVII, pp. 239-245.

૫. " જરથોશ્તી ધર્મનાં કામો અને ક્રિયાઓ," પાનું ૩૭.

III

# કુલે પેદાયશ તરફની ફરજો

**અન્નસ્તા**—નેમો આઓંઘ્રૂહાંમ અસંઘ્રૂહાંમ્ચ, ષોઇથ્ર-નાંમ્ચ, ગઓયઓઈતિનાંમ્ચ, મઐથનનાંમ્ચ, અવો-ખરેન-નાંમ્ચ, અપાંમ્ચ, જેમાંમ્ચ, ઉર્વરનાંમ્ચ, અંઘ્રહાઓસ્ચ જેમો, અવંઘહેચ અષ્નો, વાતહેચ અષ્ઓનો, સ્ત્રાંમ, મોઓંઘ્રહો, હ્વરો, અનઘ્રનાંમ રઓચંઘ્રહાંમ ખધાતનાંમ વીસ્પનાંમ્ચ સ્પેન્તહે મઇન્યેઉશ દામનાંમ અષઓનાંમ અષઓનિનાંમ્ચ અષહે રથ્વાંમ.

( નમસ્કાર ચાર દિશાનો. યજશ્ને, હા ૧, ફ. ૧૯ )

**અર્થ**—આ જગ્યાઓ, શેહરો, ખેતરો, મકાનો, પાંણીનાં ભંડારો, પાણીઓ, જમીનો, ઝાડપાંનો, આ પૃથ્વી, તે ઉપરનો આસ્માંન, ખાલેસ પવન, સેતારા, ચંદ્ર, સૂર્ય, કુદરતી અસર રોશની, સ્પેનામીનોની તમામ પેદાયશ, અશોઇના સરદારો અશો મરદો અને અષો સ્રીઓને નેમાજ હોજો.

“ચાર દિશાનો નમસ્કાર,” એવે નામની આપણી ઉપલી જાણીતી બંદગીમાં દાદાર અહુરમજ્દે પેદા કરેલી કુલે પેદાયશો—શું જીવ વિનાની કે જીવવાળી—ને યાદ કરી તેઓ તરફ નેમાજ જાહેર કરવામાં આવી છે, એટલે, એ ભણતર મુજબ આપણુ એ સર્વ પેદાયશો તરફ ફરજથી બંધાયલા છિએ. એ પેદાયશોની ટીપમાં માણુસજાતની પેદાયશ, જે, જોકે છેલ્લી મેળાયલી છે, તોપણુ ઘણી અગતની છે, તે તરફની આપણી ફરજોનો આપણે લંબાણુથી વિચાર કર્યો. હવે આપણે ઉપલી

ટીપમાંની બીજી પેદાયશો તરફની ફરજનો વિચાર કર્યે, એ બીજી પેદાયશો તરફની આપણી ફરજ બે પ્રકારની છે.

૧. તે પેદાયશોની વૃદ્ધિ કરવી.

૨. તે પેદાયશોનો સારો ઉપયોગ કરવો.

**૧. અહુરમજ્દની પેદાયશ તરફની આપણી પેહેલી ફરજઃ તેની વૃદ્ધિ કરવી.**

અવસ્તા—"જરથુસ્ત્રહે સ્પિતામહે ઇધ અષઓનો અષીમ્ચ ફ્રવષીચ્ચ યજમઇદે......યેહે જાંથએચ વક્ષએચ ઉર્ક્ષિન આપો ઉર્વરાઓરચ" (ફ્રર્વર્દીન યશ્ત ફ. ૮૭ અને ૯૩).

અર્થ—અશો જરથોશ્તની અશોઇને અને તેનાં ફરોહરને અમો અહિં આરાધીએ છીએ......કે જેના જન્મ અને વૃદ્ધિથી પ્રાણીઓ અને ઝાડપાનો વૃદ્ધિ પામવા લાગાં.

ઉપલા ફકરામાં કહેછે કે પેગામ્બર જરથોશ્તના જન્મથી કુદરતની પેદાયશ ખુશી થઇ કારણકે તેવણે તે પેદાયશોની વૃદ્ધિ શોધી. જ્યાં એક ઘાસનું તન્ખું ઉગતું હતું ત્યાં બે ઉગતાં કરવાનું મુબારક કામ તેવણે ફરમાવ્યું. જ્યાં પાણી વિનાની જમીન હતી ત્યાં આબાદી આપનાર પાણી વેહેતું કરવાને શિખવ્યું. જ્યાં નહિ જોઇતું પાણી હતું ત્યાંથી તે પાણી દૂર કરવાને શિખવ્યું. પેગામ્બર જરથોશ્તનાં આવાં શિક્ષણની આશાથી જાણે કુલ કુદરત આશાવંતી હાલતમાં

આવી. ફક્ત ઝાડપાન અને પાણીના અહિં દાખલા આપ્યા છે, પણ આપણે તે ઉપરથી કુદરતની કુલે પેદાયશનો વિચાર કરવાનો છે, કે તેવણે કુલે પેદાયશની વૃદ્ધિ કરવાને શિખવ્યું. આપણ, જેઓ પોતાને તેવણના તરીકા મુજબ ચાલનાર જાહેર કર્યે છિએ, તેઓની ત્યારે ફરજ છે કે, આપણે પણ કુલ પેદાયશની વૃદ્ધિ શોધવી.

**૨. અહુરમજ્દની પેદાયશ તરફની આપણી બીજી ફરજ: તે પેદાયશનો ભલો ઉપયોગ કરવો.**

આપણા મનુષ્ય ભાઇબંધો અને પ્રાણીઓ પછી આપણી આજુબાજુની અહુરમજ્દની પેદાયશો તરફની આપણી ફરજોમાં બીજી ફરજ આ છે, કે સઘળી પેદા-યશનો ભલો ઉપયોગ કરવો, ભુંડો ઉપયોગ નહિ કરવો. ધાતુનો દાખલો લેઓ. એક આદમી જો ધાતુનાં યંત્રો અને હથિયારો બનાવે, કે જેથી દેશમાં ખેતીનો વધારો થાય, દેશના હુન્નર ઉદ્યોગો વધે, હુન્નર ઉદ્યો-ગોનાં કારખાનાંઓ ચાલે, તો તેણે ધાતુનો સારો ઉપયોગ કીધેલો કહેવાય, અને તે તરફ પોતાની ફરજ બજાવેલી ગણાય. પણ જો તે ધાતુમાંથી કોઇ જીઆનગાર હથિ-યાર બનાવે, એવી મતલબે, કે તેથી એક વાટપાડા તરીકે તે રાહદારીઓને મારે અને લુટફાટ કરે, તો તેણે ધાતુનો બુરો ઉપયોગ કરેલો કહેવાય. તેણે તે

તરફ પોતાની ફરજો બજાવેલી નહિ કહેવાય, બલકે ખોટું કામ કરેલું ગણાય.

વળી એક માણસ લડાઈનાં હથિયારોનો એવો ઉપયોગ કરે કે જેથી બુરાઓ હંમેશા ડરેલા અને બીધેલા રહે, તો તેણે ધાતુનો સારો ઉપયોગ કીધેલો અને તે તરફ પોતાની ફરજ બજા લાવેલી કહેવાય. એક દાખલો લેઓ. જમીન જે ઉપર સ્પંદારમદ અમેશાસ્પંદ મવક્કલ છે, તે માટે વંદીદાદમાં[1] કહે છે કે, જે જમીન ઉપર ખેતી થાય, જે જમીન ભલાં માણસો માટે વસવા લાયક બનાવવામાં આવે, જે ઉપર ભલાં અશો માણસો ખુશાલ રહે અને અહુરમજ્દની સેતાયશ અને સ્તુતિ કરે, તે જમીન ખુશાલ રહેછે. જે જમીનના સંબંધમાં એથી ઉલટું રહે તે જમીન સામી દલગીર થાય છે. માટે, આ બાબતમાં, પેહેલાં કામોથી, આપણે જમીન તરફ, તેની વૃદ્ધિ અને આબાદી શોધવાના સબબે, આપણી ફરજ બજા લાવેલી ગણાય.

આપણી પતેત પશેમાની મધે જુદા જુદા અમેશાસ્પંદોના સંબંધમાં, અને જે પેદાયશો ઉપર તેઓ મવક્કલ છે તે પેદાયશોના સંબંધમાં, જે ગુનાહો જણાવ્યા છે, તે આ મતલબે છે. અહુરમજ્દની

---

૧. પર્ગર્દ ૩.

પેદાયશોનો સદઉપયોગ અહુરમજ્દને અને તેના અમે-શાસ્પંદોને ખુશ કરે છે. તેઓનો ગેરઉપયોગ તેઓને નાખુશ કરે છે.

## જમીન, પાણી, હવા અને આતશ તરફની ફરજ.

આપણી આજુબાજુની પેદાયશોમાં આપણા માણસ ભાઇબંધ અને પ્રાણીઓ પછી, જમીન પાણી હવા અને આતશ, આપણું ખાસ ધ્યાન ખેંચે છે. માણસ અને પ્રાણી, એ બેઉના ઉપયોગ માટે અહુરમજ્દની એ નેઆમતો અગતની છે. માટે તેઓ તરફ આપણે કેટલીક ફરજથી બંધાયલાં છિએ. સામટી રીતે બોલિએ તો તે ફરજ આ છે કે, અહુર-મજ્દની એ નેઆમતો સ્વચ્છ અને સાફ રહે અને તે પુરતા જથ્થામાં સર્વ જાનદાર પેદાયશને મળે, તેમ કરવું. સર્વને રહેવાને માટે અને ગુજરાન કાજે ખેતી કરવા માટે પુરતી અને સાફ જમીન મળે, સર્વને પીવા માટે અને ખેતી માટે સ્વચ્છ અને પુરતું પાણી મળે, સર્વને પોતાના દમમાં લેવા માટે પુરતી અને સ્વચ્છ હવા મળે, અને સર્વને તનદરૂસ્તી કાજે પુરતી ગરમી અને રોશની મળે, એમ કરવું. એમ કરવામાં આપણો હિસ્સો—પછી તે ગમે તેટલો નાનો હોય તે—આપવો. એમ કરવું, તે એ નેઆમતો તરફ આપણી ફરજ બજાવવા સમાન છે. એ ચારે

ને આમતો તરફની આપણી ફરજનો આગલાં પુસ્તકમાં આપણે થોડોક વિચાર કર્યો છે.[1]

## જમીન તરફની ફરજ.

અજ હમોઇન હર આહ્ન ગુનાહ.....ઓએમ અંદર રપંદારમદ જમીન જમીન સહંગાન જસ્ત, પ પતેત હોમ.

(પતેત પશેમાની, કર્દા ૮.)

**અર્થ**—કોઇ પણ પ્રકારનો, કોઇ પણ રીતનો ગુનહ, મારાથી રપંદારમદ (અમેશાસ્પંદ) ની જમીન સાથે, સર્વ જાતની જમીન સાથે કરવામાં આવ્યો હોય, તો તેથી હું પસ્તાવો કરી પશેમાન થાઉં છું.

જમીન તરફની આપણી સામાન્ય ફરજ આ છે કે, આપણે તેને આબાદ કરવી. હવે જમીન ઘણીક રીતે આબાદ થઇ શકે છે. તેથી જમીન તરફની આપણી ફરજો પણ ઘણાક પ્રકારની છે. તેના મુખ્ય પ્રકારો નીચલા છે:—

૧. જમીનની ખેતી કરવી.

૨. જે જમીન પાણી વિનાની હોય, તેને પાણી પોંહોચતું કરવું.

૩. જે જમીન પાણીથી સરદ હોય અને તેથી પડોશની વસ્તીને નુકસાન કરતી હોય, યા ખેતીનાં

---

૧. પુસ્તક ચોથું, "જરથોસ્તી ધર્મના કામો અને ક્રિયાઓ", પાના ૪૪ થી ૪૫.

કામને આડે આવતી હોય, તે જમીનને તેનું પાણી બાહાર કાઢી સુકકી કરવી કે તે વસવા અને ખેતી કરવા લાયક થાય.

૪. તે ઉપર લાયક ભલા કુટુંબ કબીલાઓ રહે તેમ કરવું.

૫. તેને બનતાં સુધી નસાથી નિરાળી રાખી સ્વચ્છ રાખવી.

## જમીનની ખેતી

**અવસ્તા**—દાતરે ગએથનાંમ અસ્તવઇતિનાંમ અષાઉમ ! કત અસ્તિ દએનયાઓ માજદયસ્નોઇશ ઉરૂથ્વરે ? આઅત મ્રઓત અહુરો મઝ્દાઓ યત ઉઘ્રેમ પઈતિ યઓકર્ષ્તિ સ્પિતમ જરથુસ્ત્ર ! ( વંદીદાદ પર્ગદ ૩ ફ. ૩૦. )

**અર્થ**—( પેગામ્બર જરથોસ્ને પુછયું કે ) ઓ હાડમંદ દુનિયાના અશો પેદા કરનાર ! માજદયસ્ની દીનની વૃદ્ધિ શી છે ? ત્યારે અહુરમઝ્દે જવાબ દીધો કે ઓ સ્પિતમ જરથુસ્ત્ર ! અનાજની સારી ખેતી.

આપણા અવસ્તામાં ખેતીની સિપ્રારશમાં ખાસ પૂર્માનો છે. વંદીદાદ પ્રમાણે, જે જમીન ઉપર ખેતી થતી હોય, તે જગ્યા ઘણી ખુશાલ હોય છે.[૧] એવી ખેતી અને બાગબાની કરનાર પુરૂષ જમીનને ઘણી ખુશી કરે છે.[૨] એવી ખેડાયલી જમીન તે ખેડનારને દુઆ દે છે કે "તારા દેશમાં હું વૃદ્ધિ કરીશ, ફળ·

---

૧. વંદીદાદ, પર્ગદ, ૩ ફ. ૪. ૨. એજ પુસ્તક, ફ. ૨૩

ફળાદીનો વધારો કરીશ અને ફળ અને અનાજ ઉત્પન્ન કરીશ."[1] એથી ઉલટું, વગર ખેડાયલી જમીન દલગીર રહે છે,[2] અને એમ તેને વેરાન રાખી મુકનારને કહુઆ દેછે કે, " તું બારણે બારણે ભીખારીની માફક રખડતો થશે, અને રખડતો રખડતો તું કોઇને દ્વારે જઇને ઉભો રહેશે, ત્યારે તુંને વધેલો વાસી ખોરાક લાવી આપવામાં આવશે."[3] જમીનની ખેતી આપણા પોતાના ફાયદા માટેજ કરવાની નથી, પણ બીજાઓના ફાયદાઓને માટે પણ કરવાની છે.[4]

જમીનની ખેતીનો ઉદ્યોગ આપણાં ધર્મપુસ્તકોમાં એક નમુનેદાર ઉદ્યોગ ગણાય છે. તે સર્વ ઉદ્યોગોનો જાણે નમુનો છે. માટે એ ઉદ્યોગની સિફારશ આપણે બોહોલે અર્થે લેઇ તે સિફારશ સર્વ પ્રકારના ઉદ્યોગને લાગુ પાડવી જોઇએ.

**જમીનને સ્વચ્છ રાખવી**--જમીન તરફની આપણી ફરજોમાં બીજી અગતની ફરજ તેને સ્વચ્છ રાખવાની છે. વસવાતવાળી જમીન ઉપર કોઈ પણ એવી ચીજો રાખવી નહિ, કે જેથી ત્યાં વસતાં લોકોની તંનદરૂસ્તીમાં બીગાડ થાય. એ સમજે મુવેલી લાસને જમીનમાં દાટવાની આપણાં પુસ્તકોમાં મનાઈ છે, અને લાસોને ખોર્શેદ-નેગિરશને કરવાનું અને માસ ખાનારાં પ્રાણીઓથી ભક્ષ કરાવવાનું ફર્માન છે.

---

૧. એજ પુસ્તક, ફ. ૨૭. ૨. એજ પુસ્તક, ફ. ૨૪. ૩. એજ પુસ્તક, ફ. ૨૯, ૪. એજ પુસ્તક, ફ. ૩૪-૩૫.

આપણાં શેહેરનાં સુધરાઇ (Municipal) ખાતાંએ શેહેર સુધરાઇ અને તનદરૂસ્તી માટે જે કાયદાઓ ઘડિયા હોય તેઓને આપણે માન આપવું જોઈએ. ઘરનો કચરો અને બીજી નજીસાત જ્યાં ફર્માવ્યું હોય ત્યાંજ નાખવાં અને આજુબાજુનાંઓને નુકસાન થાય તેમ નહિ રાખવાં. જેબી રીતે જમીન સુધરે અને લોકોના વસવાતને લાયક થાય તે રીત અખત્યાર કરવી.

## પાણીના સંબંધની આપણી ફરજો.

અવસ્તા—મ્રઓત અહુરો મજદાઓ સ્પિતમાઇ જર॰ થુસ્ત્રાઇ, યજએષ મે હીમ, સ્પિતમ જરથુસ્ત્ર, યાંમ અરેદ્વીમ સુરામ અનાહિતાંમ........ વાથ્વો-ફ્રાધનામ અષઓનીમ, ગએથો-ફ્રાધનાંમ અષઓનીમ, ષએતો ફ્રાધનાંમ અષઓ॰ નાંમ, દઘ્હુ ફ્રાધનાંમ અષઓનીમ."

( અર્દીસુર નીઆએશ ફ. ૨. )

અર્થ—અહુરમજદે સ્પિતમાન જરથોસ્તને કહ્યું કે ઓ સ્પીતમાન જરથોસ્ત! મારી સ્વચ્છ અર્દીસૂર........ જે ( ગાયગોસપદ અને માણસોનાં ) ટોળાની વૃદ્ધિ કરનારી, દુનિયાની વૃદ્ધિ કરનારી, ( દેશની ) દોલતની વૃદ્ધિ કરનારી, દેશની વૃદ્ધિ કરનારી, પવિત્ર છે, તેને તું આરાધ.

અર્દ્વિ નામે અસલી ઈરાનમાં એક નદી હતી, જેને હાલની મધ્ય એશીયાની ઓક્સસ નદી ગણવામાં આવેછે. અર્દ્વિ નામે એક સ્ત્રી યજદ પણ છે, જે એ નદી ઉપર અને કુલે પાણી ઉપર મવકલ છે. આ ફકરામાં અહુરમજદ અર્દ્વિસૂરને આરાધવા

કહે છે. તેની મતલબ સર્વ પાણીની સ્તુતિની છે, કે જે પાણીથી, એ ફકરામાં જણાવે છે તેમ, એક દેશની સર્વ પ્રકારે આબાદી થાય છે. આ ફકરો પાણી તરફ આપણને બે ફરજો સુચવે છે:—

૧. પાણીને સ્વચ્છ રાખવું.

૨. પાણી સર્વ જગ્યાએ પુરતું મલે તેમ કરવું.

**પાણીને સ્વચ્છ રાખવું**—એ બાબે આગલાં એક પુસ્તકમાં[૧] આપણે થોડુંક વિવેચન કર્યું છે. ત્યાં અસલી ઇરાનીઓ પાણીને સ્વચ્છ રાખવા માટે જે કાલજી રાખતા હતા, તે બાબે હીરોદોટસ અને સ્ત્રેબો જેવા ગ્રુનાની લખનારાઓનાં મતો આપણે જોયાં છે. તેઓ અસલી ઇરાનીઓ માટે જે કહે છે, તે પારસી પુસ્તકોમાં મલતા ફર્માનોને અનુસરતું છે. જરથોશ્તી ધર્મ પુસ્તકોમાં પાણી જેવી નેઆમતને હમેશાં સ્વચ્છ રાખવાને ફર્માવ્યું છે, કે તેથી સેંકડો અને હજારો માણસો, જેઓ તે પાણીનો ઉપયોગ કરે તેઓને કાંઈ નુકસાન થાય નહિ. વંદીદાદની[૨] શિખવણી મુજબ જો એક માણસ રસ્તે જતો હોય—પછી તે પગે ચાલીને જતો હોય, ગાડીમાં જતો હોય યા ઘોડા ઉપર સવારી કરીને જતો હોય—અને તે જોય કે પડોશનું મીઠા પાણીનું કોઇ નાળું, યા પાણીનો

---

૧. પુસ્તક ચોથું, "જરથોસ્તી ધર્મના કામો અને ક્રિયાઓ," પાના ૪૭-૪૮.

૨. ફર્ગર્દ ૬, ફ. ૨૬-૨૭.

જથ્થો, જેનું પાણી લોકોના પીવાના ઉપયોગમાં આવે છે, તેમાં નસો પડયો છે, તો તેણે તુરત તે પણીમાં ઉતરીને તે નસો કાહાડી નાખવો. એમ તે નહિ કરે અને તે નસો પાણીમાં રહીને પાણીને બીગાડે તો તેથી તે પાણી પીનાર માણસોની તનદરૂસ્તીને નુકસાંન થાય. તેથી જો કોઇ ધણી પાણીને એમ બીગાડતું રહેવા દિએ તો તે પાણી તરફની પોતાની ફરજ ભુલેલો કહેવાય. જે પાણીમાં તનદરૂસ્તીને નુકસાન કરતો નસો પડયો હોય, તે પાણીને તુરત વાપરવાની પણ મનાઇ છે. તેમાંથી થોડાંક પાણીનો ભાગ, જે તે નસા સાથ સંબંધમાં આવી બીગડેલો હોવાનો સંભવ હોય, તે કાઢી નાખી પછી બાકીનું પાણી વાપરવું.[1]

નદીનાં પાણીની સ્વચ્છતા જાળવવાના ઇરાની-ઓના રીવાજના કારણમાં હીરોડોટસ જણાવે છે કે, "તેઓ નદીઓ વિષે ઘણું માન ધરાવે છે." હીરો-ડોટસનું એ કેહેવું બરોબર છે. નદી પોતાના કીનારા ઉપર આવેલાં શેહેરોની મિઠાં પાણીની ખુટ પુરી પાડે છે, તેઓનાં ખેતરોને ફળદ્રુપ કરે છે, તેઓની આબોહવાને સમતોલ રાખે છે, તેઓના દુશ્મન સામે એક કુદરતી બચાવ તરીકે થઇ પડે છે, હોડીઓ અને મછવાઓ મારફતે તેઓના સાદા અને સુતરા વેપારને ઉત્તેજન આપે છે, અને એ વિગેરે

૧. વદીદાદ, ફર્ગર્દ ૬, ફ. ૩૭ થી ૪૧.

બીજા ફાયદાઓ કરે છે; માટે, અલબતે, નદીઓ આપણાં માન અને સ્તુતિને લાયક હોવી જોઇએ.

## પાણી પોંહોચતું કરવાની ફરજ.

ઉસ ગેઊશ સ્તુયે.........મજદયસ્નનાંમ વીસાંમ જયાનયએયા વીત્રાપત્યા ( યજશ્ને હા ૧૨ ફ. ૨. )

અર્થ—હું ગોસ્પંદોને અને માજદયસ્નાનોના મોહલ્લાઓને નુકસાનથી અને પાણીની તાણથી બચાઉં.

એક જરથોશતીની, પોતાનાં એકરારનામામાં અપાયલી કબુલાતોમાંની, એક કબુલાત આ છે કે, જ્યાં પાણીની તાણ હોય ત્યાં તે તાણ ટાળવી. આ સબબે, જેમ માણસ માટે તેમ ગાયઢોર માટે, કુવા તલાવો બંધાવવા, એ પુન્યનું કામ ગણાય છે. શાહનામાં પ્રમાણે, પાદશાહ કએખુસ્રુ પોતાના વસીઅતનામામાં પોતાની દોલતમાંથી જે કેટલાંક પુન્યનાં કામો કરવા કહે છે, તેમાં એમ વેરાન જગ્યાએ પાણી પોંહોચાડવાનું કામ કરવાને કહે છે. આપણા અસલી ઇરાનીઓનાં કેટલાંક કામોમાં તેઓનાં પાણીનાં બાંધકામો જણાયલાં છે. દૂરના ભાગોથી પાણી લાવી જમીનને તેથી આબાદ કરવી, એ એક પુન્યનું કામ ગણાતું.

## હવાના સંબંધમાં આપણી ફરજ.

અવસ્તા—વએમ અષવનેમ યજમઇદે. વએમ ઉપરોકઇરીમ યજમઇદે. ( સીરોજા યસ્ત. )

**અર્થ**—સ્વચ્છ વાતાવરણને અમો આરાધ્યે છિએ. ઉપરના ભાગોમાં કામ કરતી વાતાવરણને અમો આરાધ્યે છિએ.

વાતાવરણ યાને હવા અહુરમજ્દની નેઆમતોમાંની એક અગતની નેઆમત છે. તેને સ્વચ્છ રાખવી, એ એક જરથોશ્તીની ફરજ છે. સ્વચ્છ હવા પુષ્ટીકારક ખોરાક સમાન છે. માટે આપણા માણસ ભાઇબંધોને તે પુરતા જથ્થામાં અને સ્વચ્છ મલે તેમ આપણે કર્યે તો આપણે જાણે હવા તરફ ફરજ બજા લાવેલી ગણાય. એ કાજે આપણાંજ મકાનો નહિ, પણ આપણી આજુબાજુનાં બીજાં ગરીબોનાં મકાનો એવાં બનાવવામાં આપણો હિસ્સો આપવો જોઇએ, કે જેથી તેમાં રહેનારાંઓ પુરતી અને સ્વચ્છ હવા મેલવી તનદરૂસ્ત રહે, અને તને દરૂસ્ત રહી મને પણ દરૂસ્ત રહે, અને પોતાનાં બાજુ બળે પોતાનું ભલું કરી શકે.

## આતશ તરફની ફરજ.

"અક્ષા થ્વા આથ્રો વેરેઝેના પઓઉરૂએ પઉરિજસામઇદે, મજ્દા અહુરા થ્વા થ્વા મઇન્યૂ સ્પેનિશતા, યે આ અખ્તિશ અઘાઇ યેમ અખ્નોયો દાઓંધદે"

( યજશ્ને, હા ૩૬, ફ. ૧. મોટી ક્ષ્તન યસ્ત, કરદો ૨, ફ. ૧.)

**અર્થ**—ઓ સૌથી વૃદ્ધિ કરનાર અહુરમજ્દ! તારા આતશની મારફતે સર્વથી પેહેલાં તુંનેજ હમો પોહોચિએ છિએ. જે કોઈ તે ( આતશ )ને માટે નજીસાત લેઇ જાય તેને પોતાને તું નજીસાત આપે,

પાજંદ—અજ હમોઇન હર આઇન ગુનાહ........ ઓએમ અંદર અર્દીબેહેસ્ત આતશ આતશ સદગાન જસ્ત પ પતેત હોમ.

અર્થ— કોઇ પણ પ્રકારનો, કોઇ પણ જાતનો ગુનાહ મારાથી અર્દીબેહેસ્ત અમેશાસ્પંદના આતશ સાથે કોઇ પણ જાતના આતશ સાથે કરવામાં આવ્યો હોય, તો તેથી હું પસ્તાવો કરી પશેમાન થાઉંછું.

આતશના સંબંધમાં આપણે એક આગળાં પુસ્તકમાં[1] થોડોક વિચાર કર્યો છે. અહીં આપણે જરા વિગતે વધુ વિચાર કરીશું. આતશ તરફની ફરજનો વિચાર કરતાં આપણે બે બાબત યાદ રાખવી જોઈએ.

૧. સર્વ ગરમીનું મૂળ સુર્ય છે, અને આતશ ગરમીનું આ પૃથ્વી ઉપર નજરે પડતું રૂપ છે.

૨. બીજું આપણે યાદ રાખવું કે, અહુરમજ્દનાં નુરની એક ઇધાની તરીકે આતશ આપણામાં એક કેબલો ગણાયો છે. આ બાબતો ધ્યાનમાં રાખી જ્યારે આપણે આતશ તરફની ફરજનો વિચાર કર્યે છિએ ત્યારે માલુમ પડે છે કે આતશના સંબધમાં આપણે નીચલાં કામો કરવા જોઈએ.

૧. અહુરમજ્દનાં ખોરેહ યા નુરની યાદ આપનાર

---

૧. પુસ્તક ચોથુ, "જરથોસ્તી ધર્મના કામો અને ક્રિયાઓ," પા. ૪૯–૫૧.

ચિન્હ તરીકે તે ઉપર સુગંધી બળતણ બાળી તે ઉપરથી ભલાઇનો બોધ લેવો.

૨. સર્વ જગ્યાએ રોશનીની પુરતી આવજાવ થાય અને અંધકાર દૂર થાય એવી કોશેશ કરવી.

૩. આતશનો બનતો ભલો ઉપયોગ થાય અને તેની મદદ અને બરકતથી હુન્નર ઉદ્યોગોનો વધારો થાય તેમ કરવું.

શાયસ્ત લા શાયસ્ત નામની પેહેલવી ચોપડી સાથનાં એક પેહેલવી લખાણમાં આતશના સંબંધમાં જે એક સુંદર બાબત કહી છે, અને જે બાબે આ માળાનાં એક આગળાં પુસ્તકમાં[1] એશારો કર્યો છે, તે આપણને વિચાર સુચવે છે કે આતશ તરફ ફરજ બજા લાવવી તે શું ? ત્યાં કહેવા પ્રમાણે, જો એક આદમી હલાલ મેહનતથી મેળવેલા પૈસામાંથી ખરીદેલી ચીજો પોતાનાં ઘરના આતશ ઉપર પકાવવા મેળે તો તે બરહક છે, પણ જો હરામના મેળવેલા પૈસાથી ખરીદેલી ચીજો ઘરના આતશ ઉપર પકાવવા મેળે તો તેથી આતશ ઉપરનો મવકકલ અર્દીબેહેશ્ત અમેશાસ્પંદ, નાખુશ થાય છે. વળી એજ કેતાબમાં કહે છે કે, "તમોએ આતશ ઉપર સુખડ લોબાન જેવી સુગંધી ચીજો મેલવી. પણ ખબરદાર, તે એવી નહિ

---

૧. પુસ્તક પેહેલું, જરથોસ્તી ધર્મ સંબંધી પ્રશ્નોત્તર, બીજી આવૃતિ, પા. ૩૮.

હોય, કે જે બીજાઓ પાસેથી ચોરેલી હોય યા કમાર્ગે મેલવેલા પૈસાથી ખરીદેલી હોય."

## નુકસાનકારક પેદાયશને તોડવી.

અવસ્તા—"ઉસ ગેઉશ સ્તુયે તાયાઅત્યા હજંઘ-હત્યા ઉસ. મજદયસ્નનાંમ વીસાંમ જ્યાનયએજ વીવાપત્યા......આજયાઓનીમ, નોઇત વીવાપેમ ક્ષતા માજદ-યસ્નીશ અઓઇ વીસો, નોઇત અસ્નો, નોઇત ઉસ્તાનહે ચિન્માની (યજશ્ને હા ૧૨ ફ. ૨.)

અર્થ—ગાયગોસ્પંદોને ચોરો અને લુટારાઓથી અને માજદયસ્નાનોના મોહલ્લાને નુકસાનથી અને પાણીની તાણથી હુ બંદગી કરી કોશેશથી બચાંઉ......માજદયસ્નાનોના મોહ-લ્લા તરફ નુકસાન અને પાણીની તાણ થાય, તેમ હું નહિ ઉભો રહું (એટલે તેમ નહિ કરું); મારાં શરીર અને જાનના પ્યાર કાજે પણ (હું એમ કરું) નહિ.

જયારે આપણ સર્વ આપણી આજુબાજુનાંઓ તરફની ફરજ આ છે કે, તેઓની વૃદ્ધિ કરવી, તેઓની આબાદી કરવી, ત્યારે આપણી આ પણ ફરજ છે કે, જે પણ માણસ, પ્રાણી યા ચીજ એવી વૃદ્ધિની આડે આવે, તેઓની સામે થઇ, તેઓને વૃદ્ધિની આડે આવતાં અટકાવવાં. દાખલા તરીકે દેશમાં યા શેહેરમાં કોઇ એવા હોય, કે જેઓ રાજ્યની સત્તા, જે દેશમાં યા શેહેરમાં વ્યવસ્થા પાંથરે છે, તેની સામે થઇ દેશમાં અવ્યવસ્થા અને ગેરકારોબાર આણતા હોય તો, તેઓને

ઉઘાડા પાડી તેઓની સામે થવું. એવી ગેરવ્યવસ્થા આણનારાઓને, એવા ગેરકાએદેસર દાખલ કરનારાઓને પકડી આપવામાં યા સજા કરાવવામાં સરકારને મદદ કરવી. જેઓ દેશ યા શેહેરમાં લુટફાટ યા ચોરી કરતા હોય, તેઓને પકડી આપવામાં, તેઓનો દોર તોડવામાં, તેઓને સજા કરાવવામાં એવી બાબતમાં તકેદારી રાખનારાં પોલીસખાતાને મદદ કરવી.

વળી જો કોઇ જીઆનગાર પ્રાણીઓ, નાનાં કે મોટાં, દેશમાં ખરાબી આણતાં હોય તો તેઓનો નાશ કરવા માટેનાં કામમાં મદદ કરવી. દાખલા તરીકે, શેહેરનું સુધરાઈ ખાતું જાહેર કરે કે, ઉંદર જેવાં ખરફસ્તરો યા મચ્છરો શેહેરમાં બિમારીનાં બીજો પાંથરે છે, અને તેથી તેઓનો નાશ કરવાની જરૂર છે, તો તેમ કરવું યા તેમ કરવામાં મદદ કરવી. જો વાઘ વરૂ જેવાં જાનવરો કેઠે ત્રાસ પમાડતાં હોય, તો તેવા ત્રાસથી ત્યાંનાં લોકોને છોડવવાં. આપણી ઇરાનની તવારીખમાં એવા કેટલાક દાખલાઓ છે, કે જેમાં ઇરાની પેહેલવાનો એવા ત્રાસથી લોકોને છોડવવામાં કીર્તિ લેતા હતા. પાદશાહ કૈખુસરૂના વખતમાં એક મુલકમાં ભુંડોનો ત્રાસ એટલો વધી પડયો હતો કે તેથી ગરીબ ખેડુતોનાં ખેતરો ખરાબ થતાં હતાં. પાદશાહને એ બાબે ખબર પડતાં, તેણે પોતાના ઇરાની પેહેલવાનોમાંથી એ બાબે માગણી કરતાં,

પેહેલવાન બેજન તૈયાર થયો હતો અને તેણે તે ગરીબ ખેડુતોને એ ભુંડોના ત્રાસથી છોડવ્યા હતા. રૂસ્તમ પેહેલવાને ઘણીક વાર વાઘ, વરૂ યા અજદાહ જેવાં નુકસાનકારક પ્રાણીઓથી ત્રાસ પામતાં કોઇક લોકોને છોડવ્યાં હતાં.



## પ્રકરણ ત્રીજું.

# પોતા તરફની ફરજ.

---

## પોતા તરફની ફરજ. 'પાકી એ તન વ અશોઇ એ રવાન.' તનની સફાઇ અને રવાનની પવિત્રાઇ.

---

**તન અને રવાન વચ્ચે સંબંધ.**—આ જગત, પદાર્થ અને રૂહ (Matter and Spirit) ની બનેલી છે. માણસ, જે આ જગતનો એક ભાગ છે, તેનો પદાર્થ અને રૂહ, શરીર અને આત્મા —અથવા આપણા ધર્મની ભાષામાં બોલ્યે તો તન અને રવાન—તરીકે જણાયલાં છે. એ બે તત્વો એકમેકથી જુદાં ગણાતાં આવ્યાંછે. તે છતાં એ બે વચ્ચે કંઇ સંબંધ છે. તન રવાનને ઉપયોગી છે. આપણું રવાન અહુરમજ્દે બક્ષેલા સદગુણોને અમલમાં મેલી શકે, તે માટે તન અથવા શરીર જરૂરનું છે. તેથી અવશ્યનું છે કે આપણે તનને દરૂસ્ત રાખવું, સારી હાલતમાં રાખવું, સ્વચ્છ રાખવું, ચપળ રાખવું. જો તન એમ સ્વચ્છ અને શુદ્ધ, દરૂસ્ત અને ચપળ હાલતમાં ન રહે તો, આપણું રવાન, જે સદગુણો મેળવવાને અહુરમજ્દે તેને

સરજ્યું છે તે સદગુણો બરાબર મેળવી શકે નહિ. જેમ તનને રવાનની જરૂર છે તેમ રવાનને તનની જરૂર છે.

**ધર્મને તન અને રવાન સાથે સંબંધ—** ધર્મનું મુખ્ય કામ રવાન સાથ ગણાય છે. પણ જ્યારે રવાનને તન સાથે ઘાડો સંબંધ છે, ત્યારે કોઇ પણ ખરો ધર્મ, તન અથવા શરીરની દરૂસ્તીની બાબતને પોતાના વિચારમાંથી દૂર રાખી શકે નહિ, માટે તનની દરૂસ્તીનો સવાલ, રવાનની દરૂસ્તીના સવાલની માફક ધર્મની સંભાળ હેઠળ આવે છે.

શરીરની સુંદરતા, શરીરની સારી મરોડ, શરીરનું સીદ્ધાપણું અને શુદ્ધાપણું, એ ઉપરથી મનની સુંદર્તા, મનની સારી મરોડ, મનનું શુદ્ધાપણું, એ ઉપર વિચાર જઇ શકે. આપણા યજદોનાં વર્ણનનો દાખલો લેઓ. તેઓની સિફતોમાં, માનસીક યાને મનના સદગુણો સાથે, તનની સુંદર્તા માટે હંમેશાં બોલવામાં આવે છે. સરોશ યજદ, જે આપણાં યજદ મંડળમાં એક અગતની જગ્યા રોકે છે, તેનો દાખલો લેઓ. તેનાં કેટલાંક વિશેષણમાં એક વિશેષણ ‘ તખ્મ’ યાને મજબુત છે. તેનું બીજું એક વિશેષણ ‘ હુર-ઓઘ ’ એટલે ખૂબસૂરત છે. ત્યારે મન યા રવાનની નેકી અને તન યા શરીરની ખૂબસૂરતી વચ્ચે, ધર્મની નજરે જોતાં, એક પ્રકારનો સંબંધ છે.

**આપણ પોતા તરફની આપણી મુખ્ય ફરજ**—આપણી આપણુ પોતા તરફની મુખ્ય ફરજ આ છે કે, અહુરમઝ્દે આપણુને જે તન અને રવાન આપ્યાં છે, તેઓને દરૂસ્ત રાખવાં, સ્વચ્છ અને ભલી હાલતમાં રાખવાં. તન અને રવાનને એમ સ્વચ્છ રાખવાનો નીયમ આપણાં પુસ્તકોમાં "પાકી એ તન વ અશોઇ એ રવાન" એટલે "તનની પાકી અને રવાનની અશોઇ" એવે નામે જણાયલો છે. આપણી ત સીરે માટે પસ્તાવો કરવાના સંબંધમાં પણ આપણે "તની ઓ રવાની" એમ બોલ્યે છિએ.

## "પાકી એ તન વ અશોઈ એ રવાન" જન્મથીજ જરૂરનાં.

"યઓજ્દાઓ મષ્યાઇ અઇપી જાથેમ વહિસ્તા."
(સ્પેનતોમદ ગાથા, હા ૪૮, ફ. ૫; વંદીદાદ, ફર્ગર્દ ૫, ફ. ૨૧).

**અર્થ**—પવિત્રાઇ માણસને માટે જન્મથીજ સારી છે.

આ ઠેકાણે મેલેલા અવસ્તાના કહેવત સમાન શબ્દો શિખવે છે કે માણસે જન્મથીજ તન અને રવાનની પવિત્રાઇ જાળવવી. એ પવિત્રાઇ જાળવવી, તે માઝ્દયસ્ની દીન પાળવા સમાન છે. વંદીદાદ[1]માં કહે છે કે "ઓ જરથોસ્ત! જે માઝ્દયસ્ની દીન છે તે પવિત્રાઇજ છે."

---

૧. ફર્ગર્દ ૫, ફ. ૨૨ "ક્વ યઓઝ્દાઓ જરથુસ્ત્ર યા દએન માઝ્દયસ્નિશ."

અહિં આપણે યાદ રાખવું જોઇએ કે રવાનની અશોઇના વિચારમાં આપણું મન (mind)નાજ સદગુણો નહિ, પણ હૈડાંના, જીગર (heart ના સદગુણોનો વિચાર પણ સમાયલો છે. જેને આપણે રૂહાની યા રવાનને (spiritual) લગતી ખીલવણી કહ્યે છિએ, તેમાં મગજની શક્તિઓ (mental faculties) ખીલવવા સાથ હૈડાંની સદગુણી લાગણીઓ પણ ખીલવવાની છે.

**તનની સફાઇને મનની સફાઇ સાથે સંબંધ**—તનની સફાઇ અથવા પવિત્રાઇને મનની પવિત્રાઇ સાથે જાણે અતલગનો સંબંધ છે. એટલા માટે જરથોશ્તી દીનમાં તનની સફાઇને ઘણું વજન આપ્યું છે. તનને જરાક પણ ગલીચો લાગે નહિ અને લાગે તો તે તુરત દૂર કરવી, એમ ફર્માન છે. કવિ તોમ્સન કહે છે તેમ, "તનની સ્વચ્છતા ઉપરથી પણ મન એક જાતની છુપી દિલસોજ મદદ મેળવે છે."[૧] તનની સ્વચ્છતા જાળવવાનો રીવાજ ગોયા માણસને મનની સ્વચ્છતા અથવા નીતિ જાળવવાના માર્ગ ઉપર મેલે છે. એક લખનાર કહે છે તેમ "સ્વચ્છતાની માણસ ઉપર એટલી બધી અસર થાય છે કે તે અસર તેની નીતિમાન વર્તણુક ઉપર પણ લંબાય છે."[૨] એડીસન

---

૧. "Even from the body's purity the mind
Receives a secret sympathetic aid."

૨. "So great is the effect of cleanliness upon man that it extends even to his moral character".

તનની સ્વચ્છતાને મનની સ્વચ્છતાની એક નિશાની (Emblem of purity of mind) ગણે છે. ત્યારે અવસ્તામાં જેમ તનદરૂસ્તીને ખાતર, તેમ મનદરૂસ્તીને ખાતર, શરીરની પવિત્રાઇ અને સફાઈ સુઘડાઈને ઘણું વજન આપ્યું છે. પ્રોફેસર દાર્મેસ્ટેટ કહે છે કે "સફાઇ સુઘડાઇ એ ધર્મિષ્ટપણાંથી ઉતરતું છે," એ કેહેવત એક જરથોશ્તી કેહેવત થઇ પડે, પણ એક ફરક છે. તે આ કે જરથોશ્તી ધર્મમાં સફાઇ સુઘડાઇ તે ખુદ ધર્મિષ્ટપણાંનું બીજું રૂપ છે."

તનની પવિત્રાઇ અથવા સ્વચ્છતા જાળવવી, એ મનની દરૂસ્તી જાળવવાનો એક ઉપાય છે. તન દરૂસ્ત હોય છે તો મન ઘણીક રીતે દરૂસ્ત રહે છે. ત્યારે તનને દરૂસ્ત રાખવું એ મનને દરૂસ્ત રાખવાનો એક માર્ગ છે. તનને દરૂસ્ત રાખવા કાજે તેને કવાયદ (કસરત) આપવી જોઇએ. ચોકકસ વખતે અને રીતિએ તનને કસરત આપવી, ચોક્કસ વખતે ઉઠવું, ચોક્કસ વખતે સુવું, ચોક્કસ વખતે ખાવું, પીવું, અને ફરવું, ચોકકસ ખોરાક લેવો, એ સઘળા તનદરૂસ્તી જાળવવાના માર્ગો છે, અને એ માર્ગો જાળવવા, એ એક જાતની કવાયદ છે. માટે જેઓ એમ તનને

1. L'axiome '*Cleanliness is next to Godliness*' serait tout à fait Zoroastrien avec cette différence que dans le Zoroastrisme *Cleanliness* est une forme même de *Godliness* (Le Zend Avesta, Vol. II, Introduction, p. X)

કવાયદ આપે, તેઓ તેવી તએહ યા ટેવથી મનને પણ કવાયદ આપે. મનને એવી કવાયદ યા કાબુમાં રાખવાથી રવાનીક જીંદગી ભલી રીતે ભોગવાય છે.

તન અને મનની પવિત્રાઇ માટેની આપણા ધર્મની એ શિખવણી બાબે આપણે જરા વિગતે વિચાર કર્યે.

## "પાકીએ તન" નો નિયમ.

**પેહેલવી**—રોબાન બજ઼શ્કીઅ વ અર્જે અન્દાજ઼ે મિન તન પવન જીન્દગીઅ એ તન માલશ્ને હુમન્દીઅ મિન રોબાન. (દીનકર્દ, દસ્તુરજી પેશોતનનું વાલમ ૪, પા. ૧૮૬. બાબત ૧૫૬, ફ. ૨૪.)

અર્થ—"રવાનને લગતા ગુનાહનું નિવારણું કરવું, અને તેને કીમતી બનાવવું એ તનને લગતાં બળથી છે, કારણકે તનની હૈયાતીને લીધે રવાનને લગતા ગુનાહનું સાફ થવું છે."

"દરૂસ્ત તનમાં દરૂસ્ત મન રહે છે", એ એક જાણીતી કહેવત છે. પણ ડા. કાસરટેલી કહે છે તેમ, તે માજ઼દયસ્નની ધર્મની ખાસ માનીતી કહેવત છે.[૧] જ઼રથોશ્તી ધર્મની શિખવણી આ છે કે, રવાનની દરૂસ્તીનો આધાર કેટલેક દરજ્જે તનની દરૂસ્તી ઉપર છે.

આ સમબે અવસ્તામાં તનદરૂસ્તી જાળવવા માટે

---

૧. La Maxim *mens sena in corpore sena* a tojours été un de dictions favoris du Mazdéisme (La Philosophie Relgieuse du Mazdéisme sous les Sassanides, p 128).

જામજા ફર્માનો મલે છે. યજશ્નેમાં એક જરથોશ્તી કેટલીક બક્ષેશો માગે છે. તેમાં પેહેલી બક્ષેશ બેહેશ્તની છે અને બીજી તનદરૂસ્તીની છે.[1] ત્યારપછી તનદરૂસ્તીથી પ્રાપ્ત થતી ત્રીજી બક્ષેશ લાંબી જીંદગીની છે. ત્યારપછી મનનાં અને નીતનાં કૌવતની બક્ષેશ માગવામાં આવે છે. મન અને નીતિનાં કૌવતનો આધાર પણ કેટલેક દરજ્જે તનનાં કૌવત ઉપર રહે છે. આપણી "અહ્માઇ રએશ્ચ" ની જાણીતી બંદગી, જે એક સરસ દુઆ છે, તેમાં પણ તનની મજબુતી ( તન્વો દ્રવતાતેમ ) અને તનનું સુખ ( તન્વો વજ્દ્રરે ) માગવામાં આવે છે. બેહરામ યજદ પેગામ્બર જરથોશ્તને તેની બંદગીના બદલામાં નીચલી તનને લગતી બક્ષેશો આપે છેઃ બન્ને બાજુનું કૌવત, તમામ તનને મજબુતી, તમામ તનને કૌવત અને જોવાની તેજ શક્તિ.[2] સરોશ યશ્ત [3] માં ભણનાર સરોશ પાસે બીજી બેક્ષેશો સાથે તનની મજબુતી માગે છે.

આ મુજબ અવસ્તામાં તનની દરૂસ્તીને અગલ આપી છે. આપણાં મનની અને હૈડાં યા દિલની શક્તિઓ ખીલવવાનો, આપણા નીતિમાન સદગુણો ખીલવવાનો આધાર કેટલીક હદે આપણી તનદરૂસ્તી ઉપર રહે છે. બેહેશ્તમાં જવા લાયક કામ કરવાનો આધાર પણ જાણે તનદરૂસ્તી ઉપર રહે છે.

---

૧. દ્રવતાતેમ અધ્રૂડાઓસે-તન્વો (હા ૯, ફ. ૧૯)

૨. બેહરામ યશ્ત, ફ. ૨૯. ૩. સરોશ યશ્ત, કર્દો ૧૦, ફ. ૨૬.

**તંનદરૂસ્તી જાળવવા માટેના કાનુનો—** આપણાં પુસ્તકો મુજબ આપણી તનદરૂસ્તી જાળવવા માટે નીચલા કાનુનો જરૂરના છે:

૧. સવારે સકાળે બીદાર થવું.

૨. ઉદ્યોગી યા કામ કરતા રહેવું.

૩. ખાનીપીનીમાં અંદાજો જાળવવો.

૪. આઠ કલાકની ઉંઘ ભોગવવી.

૫. મનને નેક વિચારોમાં રમતું રાખવું.

**"અશોઇ એ રવાન" એટલે રવાનની પવિત્રાઇનો નિયમ.**

**અવસ્તા**—હઓમ ઉર્વાનેમ યજમઇદે.

(ખોર્શેદ નીઆએશ.)

**અર્થ**—અમારાં પોતાના રવાનને અમો યાદ કર્યે છિએ.

**અવસ્તા**—"નોઇત ચિશ્ચિ જજ્વ યો નોઇત ઉરૂને જજવ નોઇત ચિશ્ચિ જઘ્નુશ યો નોઇત ઉર્વાન જઘ્નુશ.")

(અવસ્તાનો છુટક ફરગો.)[1]

**અર્થ**—જેણે પોતાનાં રવાનને મેળવ્યું નહિ, તેણે કાંઇ મેળવ્યું નહિ. જે પોતાનાં રવાનને મેળવશે નહિ, તે કાંઇ પણ મેળવશે નહિ.

---

૧. જુઓ પ્રોફેસર દાર્મેસ્ટેટેરની "Le Zend Avesta," Vol, III, p. 150, જુઓ મીનોખેરદ, બાબ ૧ ફ. ૨૮-૩૧.

આપણુ માણસજાતનાં સર્વ કામોની કાંઇ સેવટની નેમ હોય છે. એવી નેમ ઉપર કામની ફતેહનો આધાર રહે છે. આપણી જીંદગી એક મોટું કામ, કામોનું કામ છે. તેની પણ કાંઇ સેવટની નેમ હોવી જોઇએ. તે નેમ શું છે? તે નેમ આ છે: જયાંથી આપણુ આવ્યા છિએ ત્યાં આપણુ પાછા જવાના છિએ. અહુરમજ્દની આગળથી આપણે આવ્યા છિએ, અને તેની આગળ આપણુને પાછું જવાનું છે. તેની આગળ અમથું જવાનું નથી, પણ સુર્ખરૂઇ સાથે જવાનું છે. અહુરમજ્દ સર્વ સદગુણોનો સંપૂર્ણમાં સંપૂર્ણ સદગુણોનો સાહેબ છે. માટે તેની આગળ સુર્ખરૂઇ સાથે, હસ્તે ચેહેરે જવા માટે જરૂરનું છે કે આપણે સદગુણો સાથે જઇએ. અહુરમજ્દ આગળ એમ સદગુણો સાથે સાફ દિલે, સાફ મને, સાફ જીગરે જવું, એ આપણી જીંદગીની મુખ્ય નેમ હોવી જોઇએ. એ મન, દિલ યા જીગરની સફાઇ યા સ્વચ્છતા તે રવાનની અશોઇ છે.

મથાળે મેલેલા ફકરામાં "રવાનને મેળવવા." બાબે જે કહે છે, તે આ પ્રકારનું મેળવવું છે. "હુઓમ ઉર્વાનેમ યજ્મઇદે" એટલે "અમારાં રવાનને અમો આરાધિએ છિએ." એવા આ બાબદને મથાળે મેલેલા શબ્દોનો ભાવાર્થ એજ છે. આપણે "રવાનની મુક્તિ" અથવા "રવાનના છુટકારા" (રવાન બોખ્તગી) બાબે બોલિએ છિએ, તેની મતલબ પણ આવીજ છે. આ સર્વ શબ્દો એકજ મતલબે છે.

**અશોઇ એટલે શું ?**—રવાનની અશોઇ બાબે વિચાર કરતાં આપણે અશોઇ એટલે શું તે ધ્યાનમાં રાખવું જોઇએ. 'અશોઇ' શબ્દ આપણો અવસ્તાનો 'અષ' શબ્દ છે. એનો ધાતુ 'એરેત' છે, જે સંસ્કૃત ऋ-तने મળતો છે, અને જેનો અર્થ "સાચી રીતે ચાલવું," એમ થાય છે. એ અવસ્તાનો 'એરેત,' અને સંસ્કૃત ऋ-त, અંગ્રેજી right ને મલતો છે. ત્યારે 'અશ' શબ્દનો અર્થ, એક રીતે, righteousness ને મલતો છે. અશોઈ ઉપરનો મવકકલ અમેશાસ્પંદ અર્દીબેહેશ્ત છે. તે અશોઇ, સચ્ચાઇ, પવિત્રાઇ, પ્રમાણિકપણું, વ્યવસ્થા, નિયમ, કાયદા કાનુન ઉપર મવકકલ છે.

ત્યારે રવાનની અશોઇ શોધવી, એટલે સિદ્ધા, શુદ્ધ, સારા, સ્વચ્છ, સદગુણી માર્ગપર ચાલવું. બીજા શબ્દોમાં બોલિએ તો, આપણે મને અને હૈડે ચહડતા થવું. મનની શકિતઓ ખીલવવી, હૈડાંના સદગુણો, જીગરની રૂડી લાગણીઓ ખીલવવી.

**રવાનની અશોઇ જાળવવા અને વધારવા માટે અખત્યાર કરવા જોઈતા વ્યવહારોપયોગી કાયદાઓ**—આપણાં રવાનને અશો અથવા ભલું રાખવા માટે, તેની અશોઇ અથવા ભલાઇ વધારવા માટે આપણે કોઇક વ્યવહારોપયોગી ( Practical ) કાનુનો અખત્યાર કરવાના છે. તે કાનુનો નીચલા છે:

૧. આપણા પેદા કરનારને હંમેશાં યાદ કરતાં રહેવું.

૨. આપણે જ્ઞાન મેળવતાં રેહેવું.

૩. આપણે નિતીમાન સદ્દગુણો અખત્યાર કરતાં અને તેઓને ખીલવતાં રેહેવું.

ટુંકમાં કહિએ તો, ૧) ખુદાની બંદગી કરવી, ૨) જ્ઞાન મેળવતા રેહેવું, ૩) આપણી નિતીમાન વર્તણુકને ખીલવતા રેહેવું, એ રવાનની અશોઇના માર્ગો છે. એ બાબે અહિં જરા વિચાર કર્યે.

## રવાંનની અશોઇ કાજે પેહેલો વેહેવારૂ કાનુન: અહુરમઝ્દને યાદ કરવો.

**અવસ્તા**—"અપ વહિસ્ત, અશ અએશ્ત, દરેસામ થ્વા પઇરિ થ્વા જમ્યામ, હમેમ થ્વા હખ્મ."

(યજશ્ને હા ૬૦, ફ. ૧૨; હોશબામ.)

**અર્થ**—(ઓ અહુરમજદ) સર્વથી ભલી અશોઇએ, સર્વથી સરસ અશોઇએ, હમો તુંને જોઇએ. અમો તારી નજદીક પહોંચિએ. હમો તારી હંમેશની દોસ્તીમાં આવિએ.

આપણાં રવાનની અશોઇ કાજે, સાધારણ શબ્દોમાં બોલિએ તો, આપણી હાલત ચહડતી યા બેહેસ્તી કરવા કાજે, જરૂરનો પેહેલો નિયમ આ છે, કે આપણે હંમેશાં આપણા પેદા કરનારને યાદ કરવો. આ પુસ્તકનાં પેહેલાં પ્રકરણમાં આપણે, "અહુરમઝ્દ તરફની ફરજ", એ મથાળાં હેઠળ, એ બાબે લંબાણથી વિગતે વિચાર કર્યો છે; માટે એ બાબે વધારે અતરે બોલીશું નહિ, પણ ટુકમાં એ જરૂરી કાનુન માટે બોલી આગળ

ચાલીશું. આ દુનિયાની શારીરિક બાજુએ યા નીતિમાન બાજુએ નજર કરતાં અહુરમજ્દ આપણી સઘળી સ્તુતિ અને પ્રીતિ, આપણાં સઘળાં માન અને મોહબત, આપણી સઘળી નેમાજ અને પ્રાર્થનાને લાયક છે. આ જગતને તેનાં ખરાં સ્વરૂપમાં જાળવી રાખવા માટે, અને રાત અને દીન, ઉનાળો અને શિયાળો, ભર્તી અને ઓટ વિગેરેના કાયદાપુર્વક ફેરફારો, જેઓ આપણાં સુખ માટે પોતાનો મોટો હિસ્સો આપે છે, તેઓને માટે, આપણે તેના સર્વશક્તિવાન હાથને આભારી છિએ. આ સૃષ્ટિની રચનામાં એક નિયમ અને કાનુન જાળવી રાખી આપણાં સુખનાં સાંધનો નકકી કરવા માટે આપણે તેનાં અનંત ડહાપણ અને બુદ્ધિના ઉપકારી છિએ. એવા સર્વશક્તિવાન, સર્વજ્ઞાની અને સર્વવ્યાપક ઈશ્વરની પ્રાર્થના કરવી, એ માણસની હાલતને છાજતું અને અકકલને અનુસરતું છે. એવા રહેમ અને ખુબીના ખાવીંદ તરફની મોહોબત માણસ જાતને માનપુર્વક છે.

**રવાનની અશોઈ કાજે અહુરમજ્દની યાદમાં મગજને મકકમ કરવું**—રવાંનની અશોઈ કાજેનો એ કાનુન અખત્યાર કરતાં આપણે એક પ્રકારની તબેહ પાડવાની છે. આપણાં મનને એક ચીજ ઉપર ખેંચી મજબુત કરવું, એ બંદગી માટે જરૂરનું છે. એ એક ટેવ છે કે જે માણસે ખીલવવાની છે. જેઓ એવી ટેવ વધારે ખીલવે છે, તેઓની

બંદગી વધારે સફળ થાય છે, તેઓની દુઆ વધારે બર આવે છે. એક માણુસ એક ચિતે પોતાની બંદગી થોડો વખત કરી પોતાના મગજને ચોકકસ નેમ પર મજબુત રાખે, તે, બીજો માણુસ, જે મન મકકમ રાખવા વગર લાંબો વખત બંદગી કરે તેના કરતાં પોતાની મોરાદમાં વધારે ફતેહ પામેલો નિવડે છે. તેનો સબબ આ કે, જે કામ માટે તે દુઆ ગુજારવા બંદગી કરતો હોય, તે કામ માટે, તે એક રીતે પોતાની નજર ખોલ્લી રાખવા (to clear the vision) નું કામ કરે છે. તે શાંત વિચાર કરી પોતાના ભુતકાળ ઉપર નજર કરે છે, કે તેણે આગળાં કામો કેમ કર્યાં હતાં, તે ફતેહમંદ કેમ નિવડયાં હતાં અથવા નિશ્ફળ કેમ નિવડયાં હતાં. વળી તે વિચાર કરે છે કે હાલના સંજોગો કેવા છે અને ભવિષ્યના કેવા થશે. તે સંજોગો વચ્ચે કામ કરવા માટે તે વિચાર કરે છે.

આપણે વારે ઘડીએ "ખરાં જીગરની બંદગી" માટે કહિએ છિએ કે, "ખરાં જીગરની બંદગી અને દુઆ તે દાદાર કબુલ કરવા વગર રહે નહિ." તે અલબત્ત, ત્યારે ઉપલે અર્થે ખરૂં છે. બંદગી સાથે, બંદગીમાં માગેલી મોરાદો માટે ચપળ પ્રમાણીક કામ કરવાનો ઠરાવ, બંદગીને સફળ કરે છે. આપણી બુનદેહેશમાં[1] કહે છે કે, જેમ એક પાણીના ભંડારમાંથી સ્વચ્છ પાણી બાશ્પીકરણથી ઉડી જમીન ઉપર

1. બાબ ૨૧, ફ. ૫; મારી "બુનદેહેશ" પા. ૧૦૦–૧૦૨.

આવે છે, તેમ સ્વચ્છ, ખરાં જીગરની બંદગીની દુઆ ખચ્ચીત તે દુઆ માગનારને પાછી મળે છે યાને સફળ થાય છે.

## ૨. રવાનની અશોઇ કાજે બીજો વ્યવહારૂ કાનુનઃ જ્ઞાન મેળવતા રહેવું.

**પેહેલવી**—પવન યખ્સૂનશ્ને ઇ તન વ ઓજશ્ને એ રવાન મનદવમ મેમન શપીર? અવૂશાન પવન પએતાકીઅ ઇ મિન દીન ગોફત આઇગ મિન નીઓકીઅ ઇ વલ અન્શૂતાઆન યાસ્તૂનેત ખેરદ શપીર (મીનોખેરદ, બાબ ૧, ફ. ૪૪–૪૬.)

**અર્થ**—શરીરની જાળવણી માટે અને રવાનના છુટકારા માટે કેઇ ચીજ ભલી અને વધારે સરસ છે?

(જવાબ)—તેઓએ દીનમાં જાહેર હતું તે ઉપરથી કહ્યું કે, "માણસજાતને જે નેકી પોંહોચે છે, તેથી (એટલે તે તરફ જોતાં) અક્કલ સરસ છે."

આપણાં પોતાનાં રવાન તરફની ફરજ તરીકે, આપણી પોતાની હાલત ચહડતી કરવા માટે, જે બીજો જરૂરી વ્યવહારોપયોગી કાનુન આપણે અખત્યાર કરવાનો છે, તે જ્ઞાન મેળવતા રહેવાનો, વિદ્યા સંપાદન કરતા રહેવાનો છે, અથવા, મીનોખેરદ ઉપલા ફકરામાં કહે છે તેમ, અક્કલ યા ડહાપણ શોધતા રેહેવાનો છે.

જ્ઞાન સંપાદન કરી અક્કલ અખત્યાર કરી આપણે સમજવું જોઇએ, કે ફલાનું કામ ખોટું છે અને ફલાનું ભુલભર્યું છે. ખરાં ખોટાંને એમ પિછાનતાં શિખવું, એ રવાનને સ્વચ્છ રાખવાનો, તેને પવિત્ર યાને છુટકારો પામેલું રાખવાનો માર્ગ છે. એક વિદ્વાનના આ શબ્દો છે કે "ગુનાહનું જ્ઞાન એ રવાનના છુટકારાની શરૂઆત છે."[1] માણસ પોતે પિછાને કે "મારૂં ફલાનું કામ ગુનાહભર્યું છે," એ તેનાં રવાનની પવિત્રાઇ માટે પેહેલું શુભ પગલું છે. તેમ પિછાનવાને શક્તિવાન થઇ તે બીજું પગલું લેઈ શકેછે, એટલે કે, તે તેવા ગુનાહભર્યાં કામથી દૂર રહી શકેછે, અને તેવું કામ થયું હોય તો તે તે માટે પશ્ચાતાપ કરે છે.

**જ્ઞાનના બે પ્રકાર. સંપાદન કરેલાં જ્ઞાનમાં કુદરત બાબેનાં જ્ઞાનની જરૂર.**

જ્ઞાન બે પ્રકારનાં છે. એક જાતિ જ્ઞાન, જે માણસ ખુદ પોતાના જન્મથી ધરાવે છે, અને જે આપણાં પુસ્તકોમાં "આસ્નીદે ખેરદ" તરીકે જણાયલું છે. બીજું સંપાદન કરેલું જ્ઞાન, જે માણસ પોતાની શક્તિઓથી મેળવે છે. તે આપણાં પુસ્તકોમાં "ગઓશ સ્રુત ખેરદ" એટલે "કાનથી સાંભળી મેળવેલું જ્ઞાન" એવે નામે જણાયલું છે. આપણી બાબતના સંબંધમાં જે જ્ઞાન માટે બોલિએ છિએ,

---

૧. "The knowledge of sin is the beginning of salvation" ( Epicurius. )

તે એ પાછલા પ્રકારનું જ્ઞાન છે. એ પાછલા પ્રકારનાં જ્ઞાનમાં પણ ખાસ કરી કુદરતી વિદ્યા અને કુદરતી ફીલસુફીનું જ્ઞાન અગત્યનું છે. કુદરતી વિદ્યા પાછળની પુછપરછ અને શોધથી માણુસ જાતની મગજ શક્તિઓ મજબુત થાય છે અને ખીલે છે, અને કુદરતના સાહેબનાં કામોથી આપણે વધુ માહીતગાર થઇએ છિએ. કુદરતી વિદ્યાએ રોશની નાખેલી બાબતો સારી પેઠે સમજવાથી માણુસજાત પોતાના ઈશ્વરને વધારે પિછાનવાને, તેને વધારે ચાહવાને, તેની તરફ વધારે મોહોબત અને માન ધરાવવાને, અને તેને વધુ અને વધુ પોંહોચવાને શિખે છે. કુદરતનો અભ્યાસ માણુસ જાતનો ઇશ્વર તરફનો ભક્તિભાવ વધારે છે. તેજ કારણુને લીધે ગાથામાં જરથોશ્ત ખુદ અહુરમજ્દથી એ કુદરતની કરામતો વિષે સવાલ કરી ખરૂં જ્ઞાન મેળવવાની ઈચ્છા દેખાડે છે, કે "ઓ ખુદા! હું જે તુંને પુછું છું તે તું બરાબર સમજાવ"[1] એમ કહી તે કુદરતી વિદ્યાને લગતા તરેહવાર સવાલો કરી જાણુવા માગે છે કે: આ પૃથ્વિ અને આકાશ વગર સ્થંભે કેવી રીતે ટકી રહયાં છે? સૂર્ય અને સેતારાઓની ચાલ શાને આધારે છે? ચંદ્રનું વધવું અને ઘટવું શા કારણે છે? પાણી અને ઝાડપાનનું ઉતપન્ન થવું કોણુથી અને શાથી છે? રોશની અને અંધારાનો

1 ઉશ્તવદ ગાથા, હા ૪૪. "તત થ્વા પેરેસા એરેશ-મોઇ વઓચા અહુરા."

સબબ શો છે? એ અને એવા પ્રકારના સવાલોનો અભ્યાસ માણુસ જાતનો ઈશ્વર તરફનો ભક્તિભાવ વધારે છે. માટેજ જરથોશ્ત એ વિષે સવાલ કરેછે. તેટલા માટે એ વિષેનો અભ્યાસ માણુસ માટે જરૂરનો છે.

## ૩. રવાનની અશોઇ માટે ત્રીજો નિયમ. નીતિનો રાસ્ત માર્ગ અખત્યાર કરવો.

અવસ્તા—યો હ્વાંમ દએનાંમ યઓજદાઈતિ હુમતાઇશ્ચ, હુખ્તાઇશ્ચ, હવર્શ્તાઇશ્ચ (વંદીદાદ, પર્ગર્દ ૧૦, ફ. ૧૯)

અર્થ—એક ધણી પોતાની કરણીને સારા વિચાર, સારાં વચન અને સારાં કામોથી સાફ કરેછે.

અવસ્તા—યો હ્વાંમ અંઘ્રહ્વાંમ યઓજદાઇતિ હુમતાઇશ્ચ, હુખ્તાઇશ્ચ, હવર્શતાઇશ્ચ.

(વંદીદાદ, પર્ગર્દ ૫, ફ. ૨૧.)

અર્થ—એક ધણી પોતાનાં અંતકરણને સારા વિચાર, સારાં વચન અને સારાં કામથી સાફ કરે છે.

પાઝંદ—"હર કે કુનીદ, કારે નેક વ રાહે રાસ્ત બ કર્દન દારીદ, કે તાન બુજસ્ને રવાન બાદ" (અનામે યજદ[1])

અર્થ—જેમી કાંઇ તું કરે, તે કરવામાં નેક કરણી અને રાસ્ત રાહ અખત્યાર કર, કે તેથી તારાં રવાનને છુટકારો મળે.

આ ફકરા મુજબ, રવાનની અશોઇ માટે, રવાનના છુટકારા કાજે નીતિનો રાસ્ત માર્ગ (રાહે રાસ્ત)

---

૧ એરવદ એદલજી કે. આંતીઆવાળી પાઝંદ તેક્સ્ટ, પા. ૨૦૯, લીટી ૯—૧૦.

જરૂરનો છે. આપણે આપણા નીતિમાન સદ્દગુણો ખીલવવા જોઇએ.

રેવાયતમાં[1] પણ આપણે એજ મતલબનું નીચે પ્રમાણે વાંચ્યે છિએ :

અશો જરથોસ્તે દાદાર અહુરમજદને પુછ્યું કે "વૃદ્ધિ કરનાર, પર્વરશ કરનાર, પેદા કરનાર, દાદાર ઓહરમજદ! સઘળાં માણસોએ દુનિયાની અંદર પોતાનાં કામો કેવી રીતે કરવાં જોઇએ? મને જણાવ કે રવાનને કેવી રીતે છોડવવું જોઇએ! ઓહરમજદે જવાબ આપ્યો કે "ઓ સ્પેન્તમાન જરથોશ્ત! જેબી કામ દુનિયામાં કર્યાં હોય, તે મીનોમાં સામે આવે છે."

## કરણી તેવી પાર ઉતરણીનો નિયમ.

અવસ્તા—અકેમ અકાઇ વંઘૂહીમ અશીમ વંઘૂહવે
(યજશ્ને, હા ૪૩, ફ. ૫.)

અર્થ—"ભુંડાને ભુંડો અને ભલાને ભલો બદલો."

રેવાયતમાં જણાવેલો એ સવાલ જવાબ, "કરણી તેવી પાર ઉતરણી" નો નિયમ દર્શાવે છે, જે નિયમ

---

૧. ફારસી—પુર્સીદ અશો જરથોસ્ત અજ અહોરમજદ કે "દાદાર અફ્જુની પર્વર્તાર દાતાર! હમા કસ મર્દુમ અંદર ગેતી કેર્દાર ચે આઇન આવાયદ કર્દન? મારા આગાહ કુન કે રૈબાન ૫ ચે આઇન શાયદ બોખ્તન?" હોર્મજદ પાસુખ દાદ કે "સ્પેન્તમાંન જરથોસ્ત! હર્ચે ૫ કેર્દાર અંદર ગેતી કર્દ ૫ મીનોએ પદીરહ આયદ" (દારાબ હોરમજદયારની રેવાયત)

અવસ્તાનાં કેહવત સમાન ગણાતા ઉપલા શબ્દો ઉપર રચેલો છે. "કરણી તેવી પાર ઉતરણી"નો નિયમ "રવાનની અશોઇ" માટે જરૂરનો છે. આપણે જ્ઞાન સંપાદન કરી આપણાં મગજને ખીલવવાનું છે, આપણાં મગજની શક્તિઓને ખીલવવાની છે, એટલુંજ નહિ, પણ એક રીતે આપણાં દિલને, આપણાં જીગરને, આપણાં હૈડાંને, ખીલવવાનું છે, આપણાં સર્વ નીતિમાન સદગુણો ખીલવવાના છે. રવાનની અશોઇમાં આપણી નીતિમાન ભલાઇઓ સમાયલી છે.

## નીતિની ખીળવણી. હુમત, હૂખ્ત અને હ્વર્શ્ત.

પાજંદ—એમાનરા મનશ્ને ગવશ્ને કુનશ્ને રાસ્ત ફ્રાઇન બાદ કે આન બહેર અન્દા સર ૫ મર્દુમાનરા પાત્દેહશ્ને

( આફ્રીન અર્દાફ્રોશ, ફ. ૧૭. )

અર્થ—આપણી મનશ્ની, ગવશ્ની ( અને ) કુનશ્ની રાસ્ત ( અને ) ભલી રેહેજો, કે તેના બદલામાં સેવટે માણસોને બદલો મળે છે.

જરથોશ્તી ધર્મની નીતિનો પાયો તેનાં ફિલસુફી-ભર્યાં મૂળતત્વો ઉપર રચાયો છે. એ બાબે પેગામ્બર જરથોશ્તે શિખવેલી મૂળ બાબદ આ છે:

અહુરમજ્દે પેદા કરેલી સ્પેનામીનો અને અંગ્રમીનોની બે શક્તિઓ આ દુનિયામાં પોતાની અસર ચલાવે છે. આપણ દરેકની ફરજ સ્પેનામીનોની ભલી શક્તિને

વખાણી તેને લગતાં કામો કરવાની, અને અંગ્રમીનોની બુરી શક્તિને ધિક્કારી તેને લગતાં કામોથી દૂર રહેવાની છે. જે વિચાર અને ખવાસ આપણને ભલાં અને નેક કામો કરવાને ઉસ્કેરે છે, તે વહુમન (બહુમન) છે, અને જે વિચાર અને ખવાસ આપણને ભુંડાં અને બદીનાં કામો કરવાને ઉસ્કેરે છે, તે અકમન છે. એ બેઉ ખવાસો—વહુમન અને અકમન—આપણ માણસજાતની મનશ્ની, ગવશ્ની અને કુનશ્ની ( વિચાર, વચન અને કામ ) ઉપર પોતાની અસર ચલાવે છે. વહુમન મનશ્ની, ગવશ્ની અને કુનશ્નીને ભલે અને નેક માર્ગે લઇ જવાની તજવીજ કરે છે, અને જો તે ફાવે છે તો આપણી મનશ્ની, ગવશ્ની અને કુનશ્નીનું સેવટ હુમત, હૂખ્ત અને હ્વૈર્શ્ત (સારા વિચાર, સારાં વચન અને સારાં કામ) માં આવે છે. જો અકમન પોતાની તજવીજમાં ફાવે છે તો આપણી મનશ્ની, ગવશ્ની અને કુનશ્નીનું સેવટ, દુશ્મત, દુજુખ્ત અને દુજવર્શ્ત (બુરા વિચાર, બુરાં વચન અને બુરાં કામ) માં આવે છે. હવે જ્યારે આપણી ફરજ છે, કે સ્પેનામીનોની તરફેણ કરવી, અને અંગ્રમીનોની વિરૂધ્ધ જવું, અને જ્યારે આપણું "વહુમન" સ્પેનામીનોની તરફેણ કરે છે અને "અકમન" અંગ્રમીનોની તરફેણ કરે છે, ત્યારે આપણે વહુમનની શિખવણી પ્રમાણે ચાલવું જોઇએ અને અકમનની કુસલવણીથી દૂર રહેવું જોઇએ.

એ ફીલસુફીભર્યાં મૂળતત્વો ઉપર, એ હુમત, હુખ્ત અને હ્વર્શ્ત ઉપર, જરથોસ્તી દીનની નીતિની ફીલસુફીનો પાયો રચાયો છે. તેટલા માટે દરેક જરથોશ્તીએ પોતાની બચગીથીજ, ખુદ પોતાના જન્મથીજ તે અખત્યાર કરવાં, એમ વંદીદાદ [1] માં ફર્માવ્યું છે. ત્યાં અહુરમઝ્દ જરથોશ્તને કહે છે કે "પવિત્રાઇ માણસને માટે જન્મથીજ ઘણી સારી છે. તે કે જે માઝ્દયસ્ની દીન છે તે, પવિત્રાઇજ છે. કોઈ પણ શખ્સ સારા વિચાર, સારાં વચન અને સારાં કામથી પોતાનાં અંતઃકરણ યા પોતાની કરણીને પવિત્ર કરે છે." આ ફકરો જરથોશ્તી ધર્મનાં નીતિશાસ્ત્રનો પાયો શા ઉપર છે, તે દેખાડવાને ઘણો અગત્યનો છે. અહુરમઝ્દ કહે છે કે, પવિત્રાઇ તેજ જાણે માઝ્દયસ્ની દીન છે. અહિં માઝ્દયસ્ની દીનનું જાણે એક ટુંક ગુણનીરૂપણ આપ્યું છે કે, "માઝ્દયસ્ની દીન એટલે પવિત્રાઇ." માઝ્દયસ્ની દીન પાળવી હોય તો પવિત્રાઇ જાળવવી. હવે એ પવિત્રાઇ તે શું અને તે કેમ જળવાય તે બાબે આગળ ચાલતાં જણાવવામાં આવ્યું છે કે, ભલા વિચાર, ભલાં વચન અને ભલાં કામ અખત્યાર કરવાં એ પવિત્રાઇ છે, અને એ ત્રણ અખત્યાર કરવાથી માણસ પોતાની જીંદગીને પવિત્ર કરી શકે છે. એજ ફર્માન પાછું વંદીદાદની ૧૦

---

૧. પર્ગર્દ ૫, ફ. ૨૧.

મી પર્ગર્દ (ફ. ૧૮ ને ૧૯) માં જાહેર કર્યું છે. ત્યાં કહે છે કે હુમત, હૂખ્ત, હ્વર્શ્તથી કોઇ પણ માણસ પોતાનાં અંતઃકરણને પવિત્ર કરે છે. હવે અંતઃકરણની પવિત્રાઇ તે શું અને તે કેમ પવિત્ર થાય તે આગળ ચાલતાં સમજાવે છે કે "હુમત, હૂખ્ત, અને હ્વર્શ્તથી અંતઃકરણને પવિત્ર કરવું, તે અંતઃકરણની પવિત્રાઇ ગણાય."[1]

---

૧. આપણી નીચલી બંદગીઓ આ વિચારોને મજબુત કરે છેઃ–

૧. મજદયસ્નો અહી,
૨. ફ્રેરસ્તુયે હુમનોઘ્યચ્યસ્યા.
૩. વીસ્પ હુમત.
૪. દુઆ નામ સેતાયશ્ને.
૫. પતેત પશેમાની (કર્દે ૧. ફ્રેરાજ સેતાયમ હર્વેસ્પ હુમત, હુખ્ત, હવસ્ત; કર્દે ૧૨. ૫ જીવંદીએ જાન આસ્તુઆન હોમ).
૬. અહુરમજ્દ ખુદાએ
૭. હુમતનામ, દુખ્તનામ (હપ્તાન યશ્ત, યજશ્ને, હા ૩૫, ફ. ૨.)
૮. વંદીદાદ, પર્ગર્દ ૧૮, ફ. ૧૭. અને ૨૫.
૯. યજશ્ને, હા ૪, ફ. ૩.
૧૦. યજશ્ને, હા ૧૦, ફ. ૧૬.
૧૧. હાદોખ્ત નુસ્ક, પર્ગર્દ ૧, ફ. ૭ અને ૧૩.
૧૨. યજશ્ને, હા ૭, ફ. ૪.
૧૩. વીસ્પરદ, કર્દે ૨, ફ. ૫.

## રવાનની અશોઈ શોધવા માટે ગુજરેલાં "અશો"ઓની યાદ.

**અવસ્તા**—ખ્નત્ઇતીશ અષહે વેરેજ્ઞે યજ્ઞમઇદે યાહુ ઇરિસ્તનાંમ ઉર્વાનો પાયન્તે. (યજશ્ને, હા ૧૬, ફ. ૭.)

**અર્થ**—અશોઇનાં ચળકતાં કામોને અમો વખાણિયે છિએ કે જેથી ગુજરેલાંનાં રવાનો ખુશી થાય છે.

પોતાનાં રવાનને અશો કરવા માટે એક વ્યવાહરૂ નિયમ, જે ઉપલા ત્રીજા નિયમનો એક ભાગ ગણાય, તે આ છે, કે ગુજરી ગયલાં 'અશો'ઓને યાદ કરવાં. આપણામાં ગુજરેલાંના મરણને દિવસે, યા બીજા તેહ-વારો ઉપર, અને તેમાં ખાસ કરી ફર્વર્દેગાનના તેહે-વારો ઉપર, ગુજરેલાં નેઆગાનોની યાદ કરવાનો શુભ રેવાજ છે. તે રેવાજનો મુખ્ય ફાયદો આ છે, કે તેથી આપણે આપણ પોતાને સુધારવાને, આપણ પોતાને અશો કરવાને, આપણાં રવાનની અશોઇ શોધવાને વિચાર કરી શકયે છિએ. કેહેવત સમાન આ શબ્દો છે કે, "ગુજરેલાંઓ જીવતાંઓ માટેનાં શિક્ષકો તરીકે છે."[૧]

એક રીતે સર્વ ગુજરેલાંઓ બોધ આપનારાં છે, પણ ગુજરેલાં 'અશો'ઓ ખાસ કરીને આપણને વધારે ધડો આપનારાં છે. 'અશો' શબ્દને આપણે અહિં બોહોળે અર્થે સમજવો જોઇએ. આ દુનિયામાં

---

૧. The dead are the monitors for the living.

કોઇ પણ આદમી દરેક પ્રકારના સદ્દગુણમાં સંપુર્ણ તો હોય નહિ કોઇ, કોઇ પ્રકારના સદ્દગુણમાં વધારે સંપૂર્ણ, તો કોઇ બીજા પ્રકારના સદ્દગુણમાં. કોઇનામાં કોઇ એક ગુણ એવો હોય, કે જે એક રીતે દુર્ગુણ ગણાય, પણ તે છતાં, તેનામાં બીજા એવા ઘણા સદ્દગુણો હોય, કે જે સદ્દગુણો તેને 'અશો' ની પંક્તિમાં મેલે.

ત્યારે 'અશો' શબ્દથી આપણે ઘણાક ચોક્કસ સદ્દગુણોમાં ચઢતી પંક્તિનો દરજ્જો સમજ્યે. જેઓ ઘણાક ચોકકસ સદ્દગુણોમાં સર્વથી ચઢતાં હોય, તેઓ 'અશો' ગણાય. એવાં 'અશો' નું સ્મરણ કરવું, તેઓને યાદ કરવાં, એ પણ એક પ્રકારની બંદગી છે. એક વિદ્વાન કહેછે તેમ, "જે સર્વથી શ્રેષ્ટ, તેની સાથના સ્મર્ણમાં દાખલ થઇ આપણી જીંદગી માટે ઉમદા ખ્યાલ બાંધવો, તે બંદગી છે."[૧]

ભલી જીંદગી ગુજારનારા માહાન પુરૂષો—પછી હૈયાત કે ગુજરેલા—માટે વિચાર કરી તે ઉપરથી આપણી જીંદગી માટે ઉત્તમ ખ્યાલ ( Ideal of life ) બાંધવો, તે પણ એક પ્રકારની દુઆની બંદગી છે. આ મુજબ ત્યારે આપણે નીચલાં સિધ્ધાંતો કબુલ રાખવાં જોઇએ:—

૧. આગળા વખતમાં થઇ ગયલા તેમ ચાલુ વખતમાં હૈયાતી ભોગવતા કેટલાક ભલા, નેક, કાબેલ,

---

૧. "To pray is to form the ideal of our life by entering into communion with the Highest."

ચંચળ, ઉત્તમ પ્રકારનાં માણુસોનો આપણે આપણી દરરોજની જીંદગીમાં વિચાર કરવો.

૨. તેઓ સાથે એક પ્રકારે મનનો વેહેવાર ( mental communion ) રાખવો. તેઓ શામાં ચઢીઆતા છે, કયા સદ્દગુણો તેઓ સંપૂર્ણ રીતે ધરાવે છે, તે બાબે વિચાર કરવો.

૩. તે ઉપરથી આપણી જીંદગી કેમ ગુજારવી, તે માટે એક ઉમદા ખ્યાલ બાંધવો.

એ સર્વ રીતિઓ ખરેખરી બંદગી કરવાના માર્ગો છે. એક લખનાર કહેછે તેમ, મરણ પામેલાં ભલા પુરૂષો આપણી સાથે જાણે પેલી જેહાનનાં "કીર્તિવંત વિચાર વેહેવાર ચલાવનારાં[1]" છે. આપણે તેઓના વિચાર ઉપરથી આપણી જીંદગીને રાહ ઉપર ચલાવનારા સદ્દગુણોનો વિચાર કર્યે છિએ. આપણાં ગુજરેલાંઓની યાદના આપણા દિવસો, જાણે પેલી જેહાન માટે, નજરે પડતી જગતની પેલે પાર જે અણદીઠ છે તે માટે, વિચાર કરવાના તેહેવારો છે.

વળી તેઓની યાદ આપણી સનમુખ મોતનો વિચાર રજુ કરે છે, અને આપણુને યાદ દેવાડે છે કે, એક વખ્ત આવી પોંહોચશે, કે જ્યારે આપણુને પણ મોતને શરણ થવું પડશે; અને તેટલા માટે તે વખ્ત સારૂ

---

૧. The glorified correspondents of the human faculty.

તૈયાર થઇ રેહેવા વાસ્તે આપણને લાજમ છે કે આપણી હૈયાતીના ટુંકા વખતમાં જેટલું ભલું થઇ શકે તેટલું ભલું કરવું. મરણ પામેલાંઓની આવી ભલી યાદથી આપણ જીવતાંઓએ સદગુણી થવું જોઇએ.

**રવાનની અષોઈ બાબે ચીન્વદ પુલનાં અલંકારીક વર્ણનની મતલબ**—આપણાં પુસ્તકોમાં[1] ચીન્વદ પુલ ઉપરથી પસાર થઇ એક અશો રવાન બેહેશ્તમાં જાયછે, તે બાબે અલંકારીક લખાંણ આવે છે. તેની ટુંકમાં મતલબ કહિએ તો આ છેઃ

આ દુનિયામાં એક માણસે બનતાં સુધી ભલાં કામો કરવાં. જો તેનાથી કાંઇ ભુંડાં કામો થયાં હોય, તો તે ધોઇ નાખવા માટે વધુ ભલાં કામો કરવાં, કે મોત આવી પોંહોચે ત્યારે કાંઇ નહિ તો ભલાં કામની, થોડીક પણ, ગમે તેટલી નાની પણ, એક બાકી તેની તરફેણમાં રહે. તેથી તેનું રવાન બેહેશ્તમાં જાય, એટલે કે તે કોઇ સારી હાલતમાં પસાર થાય અને આગળ વધારો કરવાને શકિતવાન થાય. જો તે તેમ નહિ કરશે અને મરણ વેળા તેનાં ભુંડાં કામો તેનાં ભલાં કામોથી જરાક પણ વધારે થશે, તો તેનું રવાન કોઇ ખરાબ હાલતમાં પસાર થશે. ત્યારે સાધારણ રીતે બોલિએ તો, એક માણસનાં રવાનનો

---

૧. વંદીદાદ, પર્ગર્દ ૧૯, ફ. ૨૯; વીશ્તાસ્પ યશ્ત, ફ. ૪૨; બુનદેહેશ, બાબ ૧૨, ફ. ૭; દાદેસ્તાને દીની, સવાલ ૧૯ અને ૨૦; મીનો ખેરદ, બાબ ૨, ફ. ૧૧૫; વીરાફનામું, બાબ ૫.

છુટકારો તે આ, કે તેનું રવાન પુલગુજાર થવાને શકિતવાન થાય. વધારે સમજ પડે એવા સાદા શબ્દોમાં બોલિએ તો, 'રવાનનો છુટકારો' એટલે આ કે, આ દુનિયામાં ભુડાં કામો કરતાં ભલાં કામો વધારે કરવાને શકિતવાન થવું અને તેથી વધારે સારી અને ચઢતી હાલતે પોંહોચવું. માણસની જીંદગીનો ભરૂસો નથી કે કયારે તેનો અંત આવશે. માટે દરેક જને કોશેશ કરવી કે બનતાં સુધી તેનાં ભલાં કામનો સરવાળો તેનાં ભુંડાં કામોથી વધુ રહે, કે જયારે પણ મોત આવે ત્યારે, તે ભલાં કામોનો સરવાળો પોતાની તરફે-ણમાં દેખાડવાને શકિતવાન થાય અને પોતાની ભવિ-ષ્યની હાલત બેહેતર કરવાને શકિતવાન થાય. એમ કરવું તે 'રવાનનો છુટકારો' કરેલો કેહેવાય.

**સદદર મુજબ ભલાં કામનો તેજ વખતે બદલો**—દરેક સદગુણ, જેમ જલદી ખીલવવામાં આવે તેમ, વધુ ફાયદેમંદ થાય. એક ભલું કામ મુલતવી નહિ રાખવું પણ તુરત કરવું, કારણ કે તેનો બદલો પણ તુરત મળે છે. આપણે સાધારણ રીતે સમજયે છિએ કે, આપણે જે ભલાં કામો કરીશું તે અહુરમજદનાં પુસ્તકમાં લખાશે અને આપણાં ચાહરમની બામદાદે ચિન્વદ પુલ ઉપર હિસાબ થઇ તેનો બદલો મળશે. હવે આપણાં કામનાં સામટાં તોલ માટે સમજણ આપવાની એ અલંકારીક રીત દરૂસ્ત છે, પણ તેથી એમ નહિ સમજવું કે, એક ભલાં કામનો

બદલો જીંદગીને છેડેજ મલે છે. ના, તે દર ઘડી અને દર પળે મલે છે. તેથી તમે એક ભલું કામ મુલતવી રાખો તો તેનો બદલો પણ મુલતવી રાખો છો. તમે તમારા પોતાના લાભને જાણે દૂર રાખો છો યા મુલતવી રાખો છો.

**રવાનની બિમારી**—જેમ શરીરની બિમારીથી આપણે કોઇક વાર પીડાઇયે છિએ, તેમ રવાનની બિમારીથી પણ પીડાઇયે છિએ. પાપ એ રોગનું બી છે. પોતાનાં તનની બિમારી કરતાં રવાનની બિમારી વધારે ખરાબ હોય છે, કારણ કે તનની બિમારીમાં તો કેટલીક હદે ઘણું ખરૂં તમોજ ખમો છો, પણ તમારાં રવાનની બિમારીમાં તો તમે ખમો છો અને વળી બીજાંઓ, તમારી આજુબાજુનાંઓ, પણ ખમે છે. દાખલા તરીકે ગુસ્સો એ તમારાં રવાનની બિમારી છે. જ્યારે તમોને ગુસ્સો આવે છે, ત્યારે તેનાં પરિણામથી તમો પોતે ખમો છો અને હેરાન થાઓ છો, એટલુંજ નહિ, પણ તમારી આજુબાજુનાંઓ પણ ખમે છે. એ રીતે જોતાં તમારાં ધર્માળયો, જે તમારાં મનને શાંત કરી તમારાં રવાનની બિમારી દૂર કરે છે, તે એક જાતનાં તમારાં મનની બિમારીને સારાં કરનારાં મકાનો યાને હોસ્પીટલો જેવાં છે, અને તેના દસ્તુરો તમારાં મનની બિમારીના તબીબો જેવા છે.

**ગુનાહ એ એક જાતની રવાનની બિમારી છે,**

અને ગુનાહનો પસ્તાવો તે બિમારી પછીની સારૂં થવાની ( Convalescent ) હાલત છે. શારીરિક બિમારીથી નિરાળા થયા પછી સાજી થતી હાલતમાં, તમો, જાણે તમારી નવી જીંદગી શરૂ કરતા હોવો તેમ, તપાસીને ખાવો છો, અને પીઓ છો. તમો થોડું ખાવો છો, હવાની તપાસ રાખો છો વિગેરે, કે રખેને બિમારી પાછી આવે. તેમ પસ્તાવો, જે રવાનની બિમારીની સારી થવાની હાલત છે, તેની હાલતમાં પણ તમોએ બીહીબીહીને તપાસીને ચાલવાનું છે, કે રખેને તમારો પગ લપસી જાય. શારીરીક બિમારી દૂર થતાંજ તમો ગમે તેમ બિઅંદાજ ખાઓ પીઓ, તો પાછા ઘણા બિમાર પડી જાઓ. તેમજ રવાનની બિમારી, જે ગુનાહ પછીની તેની હાલત છે, તેના સંબંધમાં પણ છે. ગુનાહનો પશ્ચાતાપ કરવા પછી આપણાં રવાનની તબિયત આપણે ઘણી તપાસવાની છે, કે રખેને પાછા ગુનાહની બિમારીમાં પડયે. આપણે આપણા વિચાર, વચન અને કામમાં બીહીને વર્ત્તવું જોઇએ, કારણ કે આપણે એક ચોક્કસ વખત માટે કહી શકયે કે " હું બચ્યો છું, મેં છુટકારો મેલવ્યો છે," પણ એમ નહિ કહી શકયે કે " આપણે સલામત છિએ."

**રવાનનો છુટકારો**—આપણે રવાનના છુટકારા બાબે બોલ્યા છિએ. તે છુટકારો શોધવો તે ત્યારે રવાનની અશોઈ શોધવામાં સમાયેો છે. આપણે આપણાં ભુંડાં કામોથી, અથવા સાધારણ રીતે બોલિએ તો,

ગુનાહથી, અશોઇને માર્ગે, છુટકારો શોધવો છે. અશોઈના માર્ગ ઉપરથી આડા જવું તે ગુનાહ. ત્યારે રવાનનો છુટકારો, એટલે રવાન સિદ્ધા, ખરા, રાસ્ત માર્ગ ઉપરથી આડે ગયું હોય, તેને સિદ્ધે રસ્તે લાવવું, એટલુંજ નહિ, પણ તેને હમેશાં વધુ અને વધુ સિદ્ધા, ખરા, રાસ્ત માર્ગ ઉપર ચલાવવું.

આ ઉપરથી સમજ પડે છે કે છુટકારો જેમ જલદી થાય તેમ સારૂં. જો આપણે આપણો માર્ગ ભુલ્યા હોઇએ, તો તુરત ભુલેલો માર્ગ મુકીને પાછા સિદ્ધા રસ્તા ઉપર આવ્યે, તો ધારેલે મથકે જલદી જવાનો સંભવ છે. પણ જેમ મોડું થાય અને ભુલેલે માર્ગે વધતા અને વધતા આગળ જઇએ, તેમ પાછા સિદ્ધા માર્ગ ઉપર આવતાં, જ્યાંથી રસ્તો ભુલ્યા હતા ત્યાં પાછા આવતાં, વાર લાગે અને તેથી ધારેલી મંજલે પોંહોચતાં વધુ વખત લાગે. તેજ મુજબ આપણાં રવાનના માર્ગના સંબંધમાં છે. આપણે સમજવું જોઇએ કે, જો અશોઇનો સિદ્ધો રાસ્ત માર્ગ આપણે ભુલ્યા હોઇએ તો બનતી પેહેલી જોગવાઈએ આપણે પાછા હટી ખરે માર્ગે આવવું જોઇએ. આપણું રવાન, જે આડે માર્ગે ગયલું હોય તેને પાછું સિદ્ધે માર્ગે લાવવું, તે ત્યારે રવાનનો છુટકારો છે, જેને આપણાં પુસ્તકોમાં "રવાન બોખ્તગી" કહે છે.

**હરેકે પોતે પોતાનાં રવાનની અશોઈ શોધવાની છે—**ગુનાહ, એટલે આડે રસ્તે જવું

( transgress ) સિદ્ધો રસ્તો, જે અશોઇનો યાં
શુદ્ધાપણુંનો, સચ્ચાઇનો, ભલાઇનો, પ્રમાણિકપણ
(righteousness ) નો છે, તે તજી આડે માર્ગે જવુ
તે ગુનાહ. તે આડે રસ્તેથી પાછું ફરવું તે 'પતેત
એ બે શબ્દોના અર્થ અને તેની મતલબ આપણે
બરાબર મનમાં રાખ્યે, તો આપણે 'પતેત'નો ખરે
ભાવાર્થ સમજ્યે અને તેનો બરાબર તોલ કર્યે.

આપણું રવાન, જે અશોઇનો સિદ્ધો, રાસ્ત
પ્રમાણિક માર્ગ છોડીને આડે રસ્તે ગયલું, તેને તે
સિદ્ધા રસ્તા ઉપર પાછું લાવવું, એટલુંજ નહિ, પા
તેને વધુ રાસ્ત, સિદ્ધા અને સાચ્ચા માર્ગ ઉપર મેલવુ
એ કામ દરેકે પોતે પોતાને માટે કરવું જોઇએ
આ દુનિયામાં હું જો કોઇ ચોક્કસ મથકે જા
માગતો હોઉં અને તે મથકે જવાનો માર્ગ ભુલે
હોઉં, તો તુરત મારે તે આડે માર્ગથી પાછું ફરવુ
જોઇએ અને જયાંથી ભુલો પડયો હોઉં ત્યાં પાછો આવ
સિદ્ધો માર્ગ લેવો જોઇએ. મારે બદલે કોઇ બીજો ધણી
આડા માર્ગ ઉપરથી પાછો ચાલી આવી સિદ્ધે માં
જાય અને આગળ વધે, તો તેથી હું પોતે મારે ધારે
મથકે જઈ શકું નહિ. દરેક વટેમાર્ગુએ પોતા
મંજલ પોતે કાપવી જોઇએ. એજ મુજબ ત્ય
દરેક રવાને—પછી જીવતાંઓનાં જીંદેહ રવાને
ગુજરેલાંઓનાં અનોશે રવાને—પોતાની મંજલ પો
કાપવાની છે, પોતાની અશોઇ પોતે શોધવાની

અષોઇના માર્ગ ઉપર, આપણાં રવાનની બેહેતરીના માર્ગ ઉપર, આપણી પોતાની મંજલ આપણે પોતે કાપવાની છે. આપણે દર રોજ ખોર્શેદ મેહરની નીઆએશમાં આપણાં પોતાનાં રવાનને જે યાદ કર્યે છિએ કે, "હુઓમ ઉર્વાનેમ યજ્મઇદે" એટલે "અમારાં રવાનને અમો યાદ કર્યે છિએ," તે આ વિચારથી છે, કે આપણાં રવાનને યાદ કરી તેની "બોખ્તગી" યાને છુટકારાનો વિચાર કરતા રહેવું. તે છુટકારો, તે તેનો ચાલું વધારો, તેની ચાલુ બેહેતરી છે.

**રવાનની અષોઈ, રવાનનો છુટકારો જીંદગીમાં શોધવો**—ત્યારે આપણે દરેકે આપણાં રવાનનો છુટકારો આપણી જીંદગીમાં આપણે હાથે શોધવો જોઇએ. આપણે પોતે આપણાં રવાનને પળેપળ અશો બનાવવું જોઇએ. એવી કોશેશ આપણને સંપૂર્ણ છુટકારાના માર્ગમાં મેલશે. છુટકારાને ફકત મરણ સાથે સંબંધ છે એવો વિચાર ભુલભરેલો છે. છુટકારાને જીંદગી સાથે સંબંધ છે. એક વિદ્વાનના જણાવ્યા મુજબ, "રવાનનો છુટકારો એ આપણી આખી જીંદગી માટેની એક ચીજ છે,"[1] અને નહિ કે ફકત મરણ માટેની. એ કામ આપણે, આપણાં મરણ બાદ અપણાં જન ફરજંદો માટે રહેવા દેવાનું નથી, કે તેઓ કોઇ ભણતર યા ક્રિયાથી તે કરશે, પણ આપણે પોતે પોતાને હાથે કરતા રહેવાનું છે.

---

૧. "Salvation is a thing for life."

**રવાન ખોફતગીની એટલે રવાનના છુટકારાની, યા રવાનની સંપૂર્ણ અશોઇની કાંઇ હદ નથી**—રવાનના છુટકારાનો, જે બોહોળો વિચાર આપણે લીધો છે, તે ઉપરથી આપણે જોઇએ છિએ, કે તે માટેનો જે ઉમદા ખ્યાલ ( lofty ideal ) આપણે બાંધિએ, તેની મોટાઇનો જે બુલંદ વિચાર આપણે કર્યે, તે તરફ જોતાં, તેની કાંઇ હદ નથી. "રવાનના છુટકારાની આએ ફલાની હદ આવી. આપણે આપણી જીંદગીમાં આટલું ભલું કર્યું છે, તે આપણાં ભવિષ્યનાં ભલાં માટે બસ છે," એવા સંતોષી વિચાર સાથે રવાનના છુટકારા તરફ જોવાનું નથી, પણ તેના ચાલુ અને ચાલુ વધારા તરફ જોવાનું છે. તેને સંપૂર્ણતાની ટોંચે ચઢાવવાનું છે, જે સંપૂર્ણતાનો ખ્યાલ—ગમે તેવી નાની હદે—અહુરમજ્દની સંપૂર્ણતા ઉપરથી આવે છે.

ત્યારે રવાનના વધારાની કાંઇ હદ નથી. બને તેમ અહુરમજ્દના સદગુણોની નકલ કરી તેને પોંહોચવું. અહુરમજ્દને કેમ પોંહોચવું તે બાબે પતેતમાં એક જગ્યાએ કહે છે કે:[1]

"ખુદાતાલાની ખોશીમાં રાખવું તે આ કે, અગર કાંઇ એવું બને કે આ શરીર રવાનને

---

૧. પ ખોશીએ યજ્દાંન દાસ્તન અએ બુઅદ કુ અગર તશ અજાં રસદ કે ઇન તન રવાનરા બેઆવાયદ દાદન બેદેહમ. (પતેત કર્દા ૧ લો.)

આપવું પડે તો આપું." એટલે કે આપણાં રવાનનું ભલું કરવા કાજે, નેકી અખત્યાર કરવા માટે, આપણાં શારીરિક સુખનો ભોગ આપવો પડે તો તે પણ આપવો.

**ફરજ બજાવવા સંબંધી થોડાક વધુ વિચારો**—આપણે આપણી ત્રણે પ્રકારની ફરજોનો—અહુરમઝ્દ તરફની, આજુબાજુનાંઓ તરફની અને આપણી પોતા તરફની ફરજોનો—વિચાર લંબાણથી કર્યો. અહિં એ ફરજોની બાબત તમામ કરતાં આપણે તેઓ બાબે સામટો થોડોક વિચાર કર્યે કે જે વિચાર આપણ હજુર ફરજનો ઉમદા ખ્યાલ રજુ કરે.

**ફરજનો ઉમદા ખ્યાલ**—ફરજનો ઉમદા ખ્યાલ બાંધવા કાજે આપણે નીચલા પ્રકારનો વિચાર આપણું કામ—પછી તે ગમે તેવા પ્રકારનું હોય તે—કરતી વખ્તે કાહાડી નાખવો જોઇએ: "હું જે પ્રકારનું કામ કરૂં છું. તે ફલાના ફલાના ઘણાંકો, સેંકડો આદમીઓ કરે છે. તેઓ જેવી રીતે કરે છે, તેવી રીતે હું કરૂં છું. પછી શું વધારે જોઇએ ? મને સંતોષ છે કે મારા જેવા પ્રકારનું કામ જેમ બધાઓ કરે છે તેમ હું કરૂં છું. તેઓ જેટલા કલાક કામ કરે છે તેટલા કલાક હું કરૂં છું. તેઓ જેટલા રૂપીઆનો દરમાયો મેળવી જે કામ કરે છે તે કામ તેટલા રૂપીઆનો દરમાયો મેળવી હું પણ તેઓની માફક કરૂં છું." એ પ્રમાણે ફરજનું જે માપ બીજાઓએ—કદાચ સો બસોએ—ઠેરવ્યું હોય તે સામાન્યા

કબુલ રખાયલાં (conventional) માપ ઉપર સંતોષ પામી બેસી રહેવું નહિ જોઇએ. પણ આપણુ હરેક આપણી ફરજનું એક ચહડતું, આપણા ખ્યાલમાં યોજી રાખેલું (Ideal) માપ આપણી સનમુખ રાખી આપણી ફરજ બજાવવી જોઇએ. તેવું આપણું માપ, આપણો વધારો, આપણી ચહડતી લાવશે. એવો ખ્યાલ આપણી બેહતરી લાવશે. આપણા ચહડતા ખ્યાલ મુજબનાં માપની બરાબર આવવા માટે આપણે જે ઉત્કંઠા અને ઉમંગથી કામ કરશું, તે ઉત્કંઠા અને ઉમંગ આપણુને વધારે ચહડતા કરશે અને એમ થવાથી આપણે આસ્તે આસ્તે વધારાના દાદર ઉપર વધુ પગથ્યાં ચહડતાં જઇશું.

**કામના પ્રકાર સાથે નહિ પણ તે કરવાની રીત સાથે ફરજનો સંબંધ**—ફરજનો ખ્યાલ બાંધનાં જે કામની ફરજનો આપણે વિચાર કર્યે, તે કામ તરફ આપણે જોવું નહિ જોઇએ, પણ તે કામ કરવાની રીત તરફ જોવું જોઇએ. ખુદાતાલાએ આપણુને કાંઇ કામો ઉતરતે દરજ્જેનાં સોંપ્યાં હોય, પણ તેમાં પણ આપણે પ્રમાણીકપણું, ખંત, ઉલટ અને કાળજી દેખાડવાં જોઇએ. તે દાદાર આપણુ સર્વ કયા પ્રકારના યાને કેવા દરજ્જાનાં કામ કર્યે છિએ, તે ફકત જોતો નથી. આપણે તબીબ હોઇએ, ધર્મગુરૂ હોઇએ, વેપારી હોઇએ, યા સાધારણ લખનારા, યા હાથનું કામ કરનારા કમદારો, જેવા કે, સુથાર, લોહાર, વિગેરે હોઇએ. આપણે એ સર્વ ધંધાથી શું છિએ તે તરફ તે

સાહેબ જોતો નથી, પણ આપણું પોતપોતાનું કામ કેવી રીતે કર્યે છિએ તે તરફ જોય છે. ગમે તેવું હલકું કામ આપણે માટે સરજ્યું હોય, તે આપણે પ્રમાણિકપણે, ખંતથી અને ઉમંગથી કરવું જોઇએ, તે એવી રીતે કે તેથી આપણે આપણી પોતાની આજુબાજુનાંઓને ફાયદો કર્યે.

**ચહડતા વર્ગો અને ઉતરતા વર્ગો**— ચહડતા વર્ગો કયા અને ઉતરતા વર્ગો કયા તે બાબે બોલતાં કેટલીક વાર એમ સમજવામાં આવે છે કે, પૈસાવાળા તે ચહડતા વર્ગના ગણાય અને ગરીબ તે ઉતરતા વર્ગના ગણાય. પણ ફરજ અને ઉદ્યોગ બાબેના વાસ્તવિક વિચારોનો આપણે વાજબી સાર કાહાડયે તો તે આ છે, કે જેઓ પોતાની ફરજોનો ઉમદા ખ્યાલ બાંધી પોતાની જીંદગી ચહડતી યા ઉતરતી રીતે ગુજારે તેઓ ચહડતા યા ઉતરતા વર્ગના ગણાય. ચહડતા અને ઉતરતા વર્ગનો માપ ફકત પૈસાથી મપાવો નહિ જોઇએ, ફકત બાજુનાં બળે મપાવો નહિ જોઇએ, પણ ફરજ બજાવી કામ કેવી રીતે કરવામાં આવે છે તેથી મપાવો જોઇએ. એક માણસ કદાચ ધને યા પૈસાએ ગરીબ હોય, તને દુબળો હોય, મનની શક્તિ યા જ્ઞાનમાં કોઇ બીજા સાથ સરખાવતાં થોડો જ્ઞાની હોય, પણ તે છતાં, તે આજુબાજુનાંઓ તરફની પોતાની ફરજો સંપૂર્ણ રીતે બજા લાવતો હોય અને પ્રમાણિક ઉદ્યોગ કરતો હોય, તો તે ચહડતો ગણાય.

પ્રકરણ ૪ થું.

# સવાબ અને ગુનાહ.

"એ (આગલાં પ્રકરણમાં જણાવેલી) તમામ ફરજો બજાવવી તે સવાબ અને નહિ બજાવવી તે ગુનાહ કરી ગણાયછે. એ હરેક વળી બે ભાગમાં વેંહચાય છે—મોટા સવાબ, ન્હાના સવાબ, મોટા ગુનાહ, ન્હાના ગુનાહ. તેની જરૂરજોગી સમજણ, સવાબોનો ટીપ અને ગુનાહોની ટીપ. નેકીઓ અને નીતિઓ ઘણી તરેહની હોય છે, જેવી કે ઘરઘતુ નેકી—જરથોશ્તી ધર્મે પરણેલી જીંદગીને આપેલી અગત્યતા, ધણી ધણીઆણીની એક બીજા તરફની ફરજ, કરકસર કરવી, ઉડાઊ નહિ થવું, ફિસીઆરી નહિ કરવા, ઉદ્યોગ કરવો, ખેતીવાડીને ઉત્તેજન આપવું, વિગેરે. જાહેર નેકી—બહાદુરીનાં નેક કામો, પવિત્રાઈ વધારવાનાં નેક કામો, ઈ. ઈ."

---

પાજંદ—હમાજોર બીશ કેર્ફે બાદ, હમાજોર કમ ગોનાહ બાદ. (આફ્રીન.)

**અર્થ**—ઘણા સવાબ સાથે હમાજોર હોજો, થોડા ગુનાહ સાથે હમાજોર હોજો.

**પાજંદ**—હર ગામીરા હજાર દોવીસ્ત ગામ કેર્ફે બે-અવજાપાદ.

(આફ્રીન.)

**અર્થ**—દર કદમે બારસો કદમ સવાબનું વધવું હોજો.

આપણે આગલાં પ્રકરણોમાં આપણી ત્રણ પ્રકારની ફરજો—અહુરમજ્દ તરફની ફરજો, આજુબાજુનાંઓ તરફની ફરજો, આપણા પોતાના તરફની ફરજો—નો વિચાર કર્યો. એ ફરજો બજા લાવવી, તે, આપણી અવસ્તા ભાષામાં બોલ્યે તો, 'સ્રશિત,' એટલે "સરોશ યજ્દ મારફતે મળતાં ફર્માન સાંભળવાનો સદગુણ" ગણાય છે. તે નહિ બજા લાવવી, તે અ-સ્રશ્તિ ગણાય છે. સ્રશિત એટલે તાબેદારી, ફર્માનબરદારી, અને અ-સ્રશિત એટલે નાફર્માની. ત્યારે એ ફરજો બજા લાવવી, તે અહુરમજ્દનાં ફર્માનની સ્રશ્તિ યા ફર્માનબરદારી; અને તે નહિ બજા લાવવી, તે તેનાં ફર્માનની અ-સ્રશિત યા નાફર્માની. આપણા સાધારણ શબ્દોમાં બોલ્યે તો, એ ફરજો બજા લાવવી, તે 'સવાબ,' અને એ ફરજો નહિ બજા લાવવી, તે 'ગુનાહ.' આપણે ગુનાહની પતેત ભણિએ છિએ તે સરોશ યજ્દની કનુમનથી ભણિએ છિએ અને તેમાં સરોશ યજ્દને યદ કરી તેને ખુશનુદ કરવાનો વિચાર છે, તે આ મતલબે છે.

## સવાબ એટલે શું ?

પાઝંદ—કેર્ફે મોઝદ ગુનાહ ગુજારસ્તેરા કુનમ.

("કેર્ફે મોઝદ"ની બંદગી.)

અર્થ—ગુનાહને દૂર કરવાના બદલા તરીકે હું સવાબ કરૂં.

સવાબ એ અરબી શબ્દ છે, જેનો અર્થ સિધ્ધી વર્ત્તણુક (rectitude), વિચાર, વચન અને કામનું વાજબીપણું થાય છે. એ માટેનો આપણો ઇરાની શબ્દ 'કેર્ફે' છે, જેનો અર્થ ભલું યા નેક કામ થાય છે. આપણી ફરજો બજા લાવવી, જે કરવું જોઈએ તે કરવું, દાદાર અહુરમઝ્દની જે મરજી હોય (કુ કામે દાદાર અહુરમઝ્દ બુદ), તે પ્રમાણે કરવું, તેનાં જે ફર્માનો હોય, તે બજા લાવવાં, એ સર્વ, તે કેર્ફે યા સવાબ.

**ગુનાહ એટલે શું ?**—ગુનાહ માટેનો આપણો અસલી ઇરાની શબ્દ પેહેલવી ભાષામાં 'વનાસ' (અવસ્તા 'વી-નસ') છે, જે 'વી' "વધારે" અને 'નસ' "નાશ પામવું," એ બે શબ્દોનો બનેલો છે. ત્યારે પેહેલવી 'વનાસ' અથવા તે ઉપરથી બનેલા ફારસી 'ગુનાહ' શબ્દનો અર્થ, "જે આપણો ઘણો નાશ આણે તે." ત્યારે જે કામ આપણાં તન અને રવાનની ખરાબી આણે, તે ગુનાહભર્યું ગણાય. વનાસ અથવા ગુનાહ શબ્દોનો ધાતુ એ પ્રમાણે સમજવામાં આવે છે અને તે બંધબેસ્તો છે. પણ એ શબ્દને આપણે બીજી

રીતે પણ સમજ્યે અને તે રીત મુજબનો અર્થ વધારે બંધબેસતો છે. 'વી' એટલે 'હદથી વધારે,' અથવા ઉલટું, અથવા આરપાર અને' નસ' (સંસ્કૃત નસ લાટીન *nanc*-ire) એટલે પોંહોચવું. ત્યારે 'વી-નસ' એટલે 'હદ બાહેર જવું'. આ મુજબ, 'વનાસ' અથવા 'ગુનાહ' શબ્દનો અર્થ "હદ બાહેર જવું." અંગ્રેજી શબ્દ (transgress) ને મળતો એ શબ્દ છે. ત્યારે 'ગુનાહ' એટલે કે, અહુરમઝ્દે નેમેલા અથવા સર્જેલા કાયદાથી દૂર યા ઉલટું જવું."

ત્યારે એક પ્રકારની નાફર્માની તે ગુનાહનું મુળ છે. પતેત યા પસ્તાવામાં, એક રીતે, સવાલ ફર્માન-બરદારી અને નાફર્માનીનો છે. ફરજોની નાફર્માની (અસ્રૂશ્તિ) એટલે આપણી ફરજો નહિ બજા લાવવી, તે ગુનાહ.

**ગુનાહના બે પ્રકારો**—આપણા ધર્મની શિખવણી મુજબ ગુનાહ બે રીતે લાગે છે.

૧) નુકસાનકારક કામો કરવાથી, નહિ કરવા જોગાં ભુંડાં કામો કરવાથી, કાયદાની હદ ઓલંગી જવાથી, અને નેમેલા કાયદાથી ઉલટું કરવાથી.

૨) ભલાં ફાયદાકારક કામો કરવાની તક ચુકવાથી, કરવાજોગ ભલાં કામો નહિ કરવાથી, નેમેલા કાયદાકાનુન મુજબ કામ નહિ કરવાથી અને ફરજો ચુકવાથી.

આપણો ધર્મ ચપળતા ફર્માવે છે. તે દ્ના

ક્રિયાસય અથવા શાંત નેકીઓ (passive virtues) અખત્યાર કરવા ફર્માવે છે, એટલુંજ નહિ, પણ કહે છે કે તમોએ એટલાંથીજ સંતોષ પકડવો નહિ, પણ ચપળ નેકીઓ (active virtues) પણ અખત્યાર કરવી. દાખલા તરીકે ફર્માન છે કે, એક જરથોસ્તીએ મીઠાં પાણીમાં નસો નાખવો નહિ, કારણકે તેમ કરવાથી તે પાણી બીગડે અને તે પીનારાઓની તનદરૂસ્તીને નુકસાન થાય. તેથી જે ધણી મીઠાં પાણીમાં નસો નાખે છે તે ગુનાહ કરે છે. હવે એટલુંજ નથી, પણ મીઠાં પાણીમાં એમ નસો પડેલો એક ધણી જુએ તો તેની ફરજ છે, કે તણે તે નસો તેમાંથી કહાડી નાખવો. તેમ તે નહિ કરે તો તે પણ એક ગુનાહ છે. પેહલો ગુનાહ એક ખોટું કામ કરવાનો ગુનાહ (sin of commission) ગણાય. બીજો ગુનાહ તક મળતાં ભલું કામ નહિ કરવાનો, ફરજ ભુલવાનો (sin of omission) ગણાય.

'પતેત' નામનાં પસ્તાવાનાં આપણાં ભણતરમાં એવાજ વિચારથી એ બે પ્રકારના ગુનાહનો પસ્તાવો કરવાના બે જુદા જુદા કર્દા છે. એકમાં ભણનાર કહે છે કે:[1]

"જેમ દાદાર અહુરમઝ્દની મરજી હતી તેમ મારે વિચારવું હતું તે મેં નહિ વિચાર્યું, તેમ મારે બોલવું હતું તે હું નહિ બોલ્યો, તેમ મારે કરવું હતું તે મેં નહિ કીધું, તે ગુનાહથી........હું પસ્તાવો કરૂં છું.

---

૧. કુ ક્રમે દાદાર અહુરમઝ્દ ખુદ, વિગેરે; પતેત, કર્દે ૬,

બીજા કર્દામાં ભણનાર ભણે છે કે: ૧ "જેમ આહરેમનની મરજી હતી, તેમ મારે નહિ વિચારવું હતું તે મેં વિચાર્યું, તેમ મારે નહિ બોલવું હતું તે હું બોલ્યો, તેમ મારે નહિ કરવું હતું તે મેં કીધું, તે ગુનાહથી........હું પસ્તાવો કરૂં છું."

આ ફકરાઓમાં જણાવવા મુજબ, જેમ, જે નહિ કરવું જોઇએ તે કરવું, એ ગુનાહ ગણાય છે, તેમ જે કરવું જોઇએ તે નહિ કરવું, તે પણ ગુનાહ ગણાય છે. દાખલા તરીકે, એક ફરજંદની ફરજ છે કે માબાપને માન આપવું, તેઓને બુઢાપામાં મદદ કરવી, વિગેરે. તેમ તે નહિ કરે તો પોતાની ફરજ ચુકવાનો ગુનાહ તેને લાગે. એ નાનો ગુનાહ ગણાય. પણ વળી તેમ કરવાને બદલે, તે સામો તેઓને અપમાન કરે, તેઓને દુઃખ દીએ, તો વધારે મોટો ગુનાહ ગણાય. એવા ગુનાહોથી પાછું ફરવું તે 'પતેત' છે.

**પતેત એટલે શું?**—પતેત શબ્દ પેહેલવી અને ફારસી 'પતિત' છે. જે અવસ્તાનો 'પઇતિત' શબ્દ છે. એમાં પેહલો ભાગ 'પઇતિ' છે, જેનો અર્થ 'પાછું' થાય છે. એ શબ્દના બીજા ભાંગનો ધાતુ 'ઇ' એટલે 'જવું' છે. ત્યારે 'પઇતિત' શબ્દનો અર્થ "પાછું જવું" (regress) થાય છે. ત્યારે પતેત એટલે કે ગુનાહથી પાછું ફરવું. 'વનાસ' અથવા ગુનાહ એટલે અહુરમજ્દે ફર્માવેલા કાયદાથી

૧. કુ કામે આહરેમન બુદ, વિગેરે; પતેત, કર્દો ૭.

ઉલટું જવું ( transgress ), અને 'પતેત' એટલે તે કાયદા તરફ પાછું ફરવું ( re gress ) છે.

અવસ્તાના આ કહેવત સમાન શબ્દો છે કેઃ—

"અએવો પન્તાઓ યો અષહે,
વીસ્પે અન્યએષામ અપન્તાંમ."

અર્થ—એકજ ( ખરો ) માર્ગ છે કે જે અશોઇનો છે; સર્વે બીજા રસ્તાઓ આડા માર્ગો છે.

એ શબ્દો આપણને બરાબર સમજાવે છે કે, 'પઇતિત' અથવા 'પતેત' એટલે "પાછું જવું," આડા માર્ગ ( અપન્તામ ). તરફથી, જે અશોઇનો માર્ગ ( પન્તાઓ યો અશહે ), તે તરફ પાછું ફરવું, અશોઇનો માર્ગ ભુલી જો દરવંદીના માર્ગ ઉપર જવાયું હોય તો તે માર્ગ તજી દઇ પાછું અષોઇના માર્ગ ઉપર જવું. આપણામાં 'અશો' અને 'દર્વંદ' એ બે એક-મેકથી ઉલટા શબ્દો છે. જે અશો નહિ તે દર્વંદ ગણાય છે. એ 'દર્વંદ' શબ્દનો અર્થ 'દ્રુ' એટલે 'દોડવું, ભટકવું' એવા ધાતુ ઉપરથી "સિધા, ખરા અથવા રાસ્ત માર્ગથી આડે માર્ગે ભટકનાર અથવા દોડનાર" થાય છે. 'અશો' શબ્દનો અર્થ "સિધા અથવા સાચ્ચા માર્ગે ચાલનાર" થાય છે. ત્યારે પતેત એટલે દર્વંદીના માર્ગ ઉપરથી, એટલે અશોઇથી વેગળા જતા અને ભટકતા માર્ગ ઉપરથી, અશોઇના માર્ગ ઉપર પાછું ફરવું.

**ચહડઉતર ગુનાહો**—એક માણસ ભલું કામ કરે, તે ફાયદાનું કામ, સવાબનું કામ ગણાય. એક માણસ બુંડું કામ કરે, તે નુકસાનનું કામ, ગુનાહનું કામ ગણાય. હવે ફાયદાનાં કામમાં જે કામ પોતાનેજ ફાયદો કરે તેના કરતાં જે કામ આજુબાજુનાંઓને, આડોસીપાડોસીઓને, આમને ફાયદો કરે, તે વધારે સવાબનું અને પુનનું ગણાય. તેજ મુજબ નુકસાનકારક અથવા ગુનાહભર્યાં કામોમાં જે કામ પોતાનેજ નુકસાન કરે, તે કરતાં જે કામ આજુબાજુનાંઓને, આડોસીપાડોસીઓને, આમને નુકસાન કરે, તે વધારે ગુનાહભર્યું ગણાય.

## કેટલીક નેકીઓ, સદગુણો યા ભલાં કામો: તેઓનો જરથોશ્તી નજરે વિચાર.

હવે આપણે કેટલીક નેકીઓ, જે આપણને સવાબના માર્ગ ઉપર મેલે છે, તેઓનો વિચાર કર્યે. એક રીતે જોતાં, એ સર્વ નેકીઓનો વિચાર, આપણા પોતા તરફની આપણી ફરજના—આપણાં રવાનની અશોઈ જાળવવાની આપણી પોતા તરફની ફરજના—વિચારનો ભાગ ગણાય. માટે તેનો વિચાર આગલાં પ્રકરણનોજ ભાગ ગણાય. પણ સવાબના માર્ગ ઉપર મેલનારા અને ગુનાહથી દૂર રાખનારા સદગુણો તરીકે, આપણે તેનો જુદો વિચાર "સવાબ અને ગુનાહ" ની બાબતનાં આ પ્રકરણમાં કરીશું.

નેકીઓ યા નીતિમાન સદગુણોના બે વર્ગ થઇ શકે છે:—

૧. એક તે નેકીઓ, જે ઘરઘતુ યા ખાનગી નેકીઓ ( domestic or private virtues ) ગણાય. દાખલા તરીકે, પરણેલી જીંદગી ગુજારવી, કરકસર કરવી, નમ્રતા જાલવવી, ઉદ્યોગ કરવો, વિગેરે.

૨. બીજી તે નેકીઓ, જે જાહેર નેકીઓ ( public virtues ) ગણાય. દાખલા તરીકે સચ્ચાઇ, બહાદુરી, પરોપકાર, વિગેરે.

પેહલે આપણે ઘરઘતુ યા ખાનગી નેકીઓનો વિચાર કર્યે.

# ઘરઘતુ યા ખાનગી નેકીઓ.

## પરણેલી જીંદગી એક ભલું કામ.

**અવસ્તા**—" અધચ ઉઇતિ નાઇરિવઇને જી તે અહ્માત પોઉરૂમ ફ્રઓમિ સ્પિતમ જરથુસ્ત્ર યથ મગવો ફ્રવાક્ષોઇત." ( વંદીદાદ, પર્ગદ ૪, ફ. ૪૭ )

**અર્થ**—( અહુરમજદ કહે છે કે ) " ઓ સ્પીતમ જરથુસ્ત્ર ! અહિં વળી હું મગવની ( વગર પરણેલી ) જીંદગીવાળાઓ કરતાં બાયડીવાળાઓ ( યાને પરણેલી જીંદગીવાળાઓ ) ને ખચીત વધારે પસંદ કરૂંછું.

ઘણીક નેકીઓનો આધાર પરણેલી જીંદગી ઉપર છે. પરણેલી જીંદગી ગુજારવી એ એક એવું કામ છે કે જે આપણને ઘણાંક ભલાં કામો કરવાના માર્ગ ઉપર મેલે છે. લગ્નનાં મથાળાં હેઠળ આપણે એક આગલાં પુસ્તક[1]માં આ બાબતનો કેટલોક વિચાર કર્યો છે, માટે અહિં એ બાબે આપણે ટુંકમાંજ થોડુંક બોલીશું.

જરથોશ્તી ધર્મ જાબજા પરણેલી જીંદગી ફર્માવે છે. મથાળે મેલેલા ફકરામાં અહુરમજ્દ તેવી જીંદગી તરફ પસંદગી દેખાડે છે. ગાથા[2] માં પરણેલી હાલતની સિફારશ કરી તેને ભલી અને નેક રીતે જીંદગી ગુજારવાનો સબબ ગણ્યો છે.

અવસ્તા ઉપરથી માલુમ પડે છે કે પરણેલી જીંદગી ગુજારી બચ્ચાંના માતપિતા થવું, એ ભાગ્યશાળી ગણાતું. હીરોડોટસ પણ અસલી ઇરાનીઓ માટે એમજ કહે છે. તે કહે છે કે, "લડાઇમાં મર્દાનગી દેખાડવી, એ તેઓમાં મરદ તરીકેના ઉત્તમપણાંની એક મોહટી સાબેતી ગણાય છે. એનાથી ઉતરતી બીજી સાબેતી આ છે કે, ઘણા બેટાઓના બાપ થવું. જે ઘણીને ત્યાં ઘણા બેટા હોય છે, તેને ત્યાં પાદશાહ મોહટી ભેટો મોકલે છે, કારણ કે, તેઓ ધારે છે કે મોટી સંખ્યામાં કૌવત

૧. પુસ્તક ચોથું, "જરથોસ્તી ધર્મનાં કામો અને ક્રિયાઓ," પાના ૮૫ થી ૯૩. ૨. યજશ્ને, હા ૫૩, ફ. ૫.

સમાયલું છે." [૧] બચ્ચાં વિનાના રહેવું એ શ્રાપ સમાન ગણાતું. તેની મતલબ આજ હતી, કે પરણેલી જીંદગીને ઉત્તેજન આપવું, કારણ કે એક શેહર યા કોમમાં, જેમ વધુ પરણેલા હોય તેમ તે શેહરની શારીરિક અને નીતિમાન આબાદી વધુ ગણાતી.

આપણાં ધર્મ પુસ્તકોની શિખવણી પ્રમાણે, પરણેલી જીંદગી, કોઇક અજ્ઞાનપણે ધારે તેમ, બોજા સમાન થઇ પડવી નહિ જોઇએ. તે જીંદગીએ પરણેલાં જોડાંને ચહડતા પ્રકારનાં કરવાં જોઇએ. પેહલે તો બન્નેના એકમેક તરફના પ્યારે તેઓને ચહડતી હાલતે આણવાં જોઇએ. એક ધણીએ "ખુદા અને પછી મારી બાનુ," એવા પવિત્ર પ્યારભર્યા વિચારથી પોતાનું મન રોકી પોતાનાં મનને ચહડતી વળણ આપવી જોઇએ. તેજ મુજબ એક ધણીઆણીએ "ખુદા અને પછી મારો ધણી" એવા પવિત્ર પ્યારભર્યા વિચારથી પોતાના વિચારોને ચહડતા પ્રકારના કરવા જોઇએ. "રખેને મારૂં કોઇ કામ મારા ખુદાને પસંદ પડે નહિ, અને રખેને મારૂં કોઇ કામ મારા સાથી (ધણી યા ધણીઆણી) ને પસંદ પડે નહિ," એવા વિચારથી બન્નેએ જીંદગી ગુજારવી જોઇએ.

અશો અને ભલા પુરૂષોને મનથી જે ભલી સ્ત્રીને તેઓ ચાહતા હોય, તે સ્ત્રી "ખુદાઇ સુંદરતાનું

---

૧. હારોડોટસ, બુક ૧, બાબ ૧૩૬. જુઓ મારૂં પુસ્તક "કદીમ ઇરાનીઓ," પા. ૧૩૯.

અને ખુદાઇ અશોઇભર્યાં મગજનું જાણે સ્વરૂપ" હોય છે. એવી સ્ત્રી, ખુદા અને તેવા અશો નરનાં રવાન વચ્ચે રહી, ભલી અસર ઉપજાવનાર સાધન થઇ પડી તેનાં રવાનને ચહડતી હાલતે પોંહોચાડતી. જ્યારે કોઇક ધર્મોમાં ધર્મગુરૂઓને લગ્નના ગાંઠમાં જોડાવાની મનાઇ છે, ત્યારે જરથોશ્તી ધર્મમાં ઉપલા ઉમદા ખયાલથી તેવી મનાઇ રાખી નથી. જરથોશ્તી ધર્મની શિખવણી મુજબ ભલી જીંદગી ગુજારવા માટે, એક પ્રકારની મીનોઈ જીંદગી ગુજારવા માટે, આપણે દુનિયાઇ સંબંધો તોડવાના નથી, પણ તે સંબંધો જાળવી તે ઉપર વડપણ (mastery) ભોગવવાનું છે.

એક ધણીની ધણીઆણી પોતાનો ધણી—પછી તે ભુંડો કે ભલો હોય—તેને ચાહતી રહે તે કેવું શોભા ભર્યું છે! ઘણીક વાર કોઇક ફરેસ્તાઇ ખસલતની ભલી બાઇઓને, એવા પરમાર્થી મોહટાં મનના અને પ્યારના વિચારથી, આપણે બોલતી સાંભળ્યે છિએ કે, "કાંઇ નહિ, મારો ધણી ભુંડો તો ભુંડો, જેવો હોય તેવો, તેને ખોદા જીવતો રાખે." કેવો મોટાં મનનો એ વિચાર! "ધણી ધાન ખવાડે", ત્યારેજ એક સ્ત્રી તેને ચાહે, તેના કરતાં ધાન નહિ ખવાડવા છતાં તેણી તેને ચાહે, તો તે ખરેખરો પર્માર્થી ચાહ. તેમજ એક ધણીઆણી કદાચ આકળા સ્વભાવની હોય, મિલનસાર સ્વભાવની નહિ હોય, યા તેણીમાં કાંઇ બીજી ખામી

હોય, તે છતાં તેણીનો ધણી તેણી તરફ મોટાં મનથી પોતાની પ્રીતિ અને મોહોબત ચાલુ રાખે તો તે ખરો પર્માર્થી પ્યાર.

## રવાનની અશોઇ માટેની નીતિમાન જીંદગી કાજે ઉદ્યોગ.

**અવસ્તા**—" અવ પધો અવ જસ્તે અવ ઉપિ દારયધ્વેમ મજદયસ્ન જરથુસ્ત્રયો ! દાઇત્યનાંમ રથ્વ્યનાંમ વ્રુર્સ્તનાંમ શ્કયોથ્નનાંમ વરેજાઇ પઇરિ અદાઇત્યનાંમ અરથ્વ્યનાંમ દુજ્વર્શ્તનાંમ ષ્યઓથ્નનાંમ વરેજાઇ, વેરેજ્ય તાંમ્ચ ઇધ વોહુ ચાસ્ત્રય, ઉયમ્ન અનુયમ્નાઇશ દસ્તે."

(વીસ્પરદ, કર્દો ૧૫, ફ. ૧.)

**અર્થ**—ઓ જરથોશ્તી માજદયસ્નાનો ! તમારા પગો, હાથો અને હોશિયારી મજબુત રાખો, લાયક સખાવતનાં ભલાં કામો કરવા માટે, નાલાયક કમખતનાં બુરાં કામો કરવાથી દૂર રહેવા માટે. અહિં ભલો ઉદ્યોગ તમે કરો, તંગીમાં આવી પડેલાંઓને વગર-તંગીનાં કરો.

ભલી નિતિમાન જીંદગી ગુજારવા માટે એક અગત્યનો સદ્દગુણ ઉદ્યોગ છે. ઉદ્યાગ એ જરથોશ્તી ધર્મનાં શિક્ષણમાં ઘણી અગત્યની જગ્યા લે છે. એક ભણેલી બાનુ, જરથોશ્તી ધર્મ માટે બોલતાં, કહે છે તેમ જરથોશ્તી ધર્મ મુજબ "ફરજ અને કામની સામાન્ય જીંદગી કરતાં કોઇ પણ જીંદગી

વધારે ભલી યા પવિત્ર નથી."[1] ફરજ અને કામને નજર સનમુખ રાખી જીંદગી ગુજારવી તે અશોઇની જીંદગી ગુજારવા બરાબર છે.

**ઊદ્યોગ એ જરથોશ્તી ધર્મનું વિશેષ લક્ષણ** ( Characteristic )—એક લખનાર વાજબી રીતે કહે છે કે ઉદ્યોગની કદરશનાસી એ જરથોશ્તી ધર્મનાં વિશેષ લક્ષણોમાંનું એક છે.[2]

કહેવામાં આવે છે કે "'ઉદ્યોગ જરૂરનો છે,' એ હાલની વિદ્યાનું એક અગત્યનું મત છે." પણ એ આપણા ઇરાની વડીલોનું ધાર્મિક શિખવણીનું પણ અગત્યનું મત છે. હાલની વિદ્યાના, શિક્ષણની મતલબના જે લેટીન સખુનો છે, કે "Laborare est orare" "એટલે કામ અથવા ઉદ્યોગ એ સેતાયશ છે," તેને મળતું એ મત છે. એ શિક્ષણ આપણે આપણાં અવસ્તાનાં પુસ્તકમાં જાબજા જોઇએ છિએ. અવસ્તાના પુરાણા જમાનામાં આપણા ઈરાન દેશમાં માણસ જાતના મોટા ભાગનો ઉદ્યોગ અથવા ધંધો ખેતીનો

---

૧. "There was no life better holier than the common life of duty and work (Chapter on "The Faith of Iran" in "The Place of Animals in Human Thought" by Countess Cezaresco.

૨. "One of the characteristics of Zorostrianism is its appreciation of labour" ("The Origin and Development of the Moral Idea" by E. Westermark, p. 275.)

હતો. તેથી તેમાં જે ખેતી માટે ખાસ કરી બોલવામાં આવે છે, તે ઘણે ભાગે કુલે ઉદ્યોગને લાગુ પડે છે. આ શિક્ષણ આપણે નીચલા ફકરામાં જોઇએ છિએઃ

પેગામ્બર જરથોસ્તે અહુરમજ્દને પુછ્યું કે "ઓ હાડમંદ દુનિયાના અશો પેદા કરનાર! માજ્દયસ્ની દીનની વૃદ્ધિ શી છે?" ત્યારે અહુરમજ્દે જવાબ આપ્યો કે, "ઓ સ્પિતમાન જરથોશ્ત! ઘણી સારી પેઠે અનાજની ખેતી." "જે ધણી અનાજ વાવે તે અશોઇ વાવે છે. તે માજ્દયસ્ની દીનને વૃધ્ધિથી વધારે છે. તે આ માજ્દયસ્ની દીનને સો ઘણી ઇજ્જતથી, હજાર ઘણી સંભાળથી અને દશ હજાર ઘણા યજ્સ્નેનાં કામોથી આબાદ કરે છે." ખેતીના ઉદ્યોગ માટેનું આ શિક્ષણ સઘળા ઉદ્યોગ માટે ખરૂં છે. પ્રમાણિક ઉદ્યોગમાં ખરી દીનદારી સમાયલી છે. માજ્દયસ્ની દીન પાળવી હોય, દીનદાર થવું હોય, દીનદાર યા ધર્મી પુરૂષમાં ગણાવું હોય, તો તે માટે સર્વથી સરસ રસ્તો આ, કે પ્રમાણિક ઉદ્યોગ અખત્યાર કરવો. જે ધણી પ્રમાણિક ઉદ્યોગ કરે છે, તે જાણે અશોઇનાં બીજ વાવે છે.

અવસ્તાનું ખેતી બાબેનું ફર્માન જે સર્વ ઉદ્યોગ માટે ખરૂં છે, તે દેખાડે છે, કે ઉદ્યોગ એક જાતની સેતાયશ છે. દરેક જન, જે હાલતમાં પોતે મેલાયો હોય, અને જે સંજોગો વચ્ચે પોતે રસ્તે પડયો હોય, તે હાલતનું અને તે સંજોગો વચ્ચેનું

પોતાનું કામ પ્રમાણિકપણે કરે, તે એક જાતની બંદગી કરવા બરાબર છે.

અવસ્તાનું ઉપલું શિક્ષણ, કે જે ઘણી અનાજ વાવે છે તે અશોઇ વાવે છે, તે માઝ્દયસ્ની દીનની વૃદ્ધિ કરે છે, તેને જાણીતો તવારીખનવેશ ગીબન અવસ્તાનું "એક ડહાપણભર્યું અને પરોપકાર બુદ્ધિવાળું શિક્ષણ" [1] કહે છે.

**પ્રમાણીક ઉદ્યોગ બંદગી સમાન છે: તેનો વધુ વિચાર**—આપણે ઉપર જે કહ્યું, કે પ્રમાણિક ઉદ્યોગ બંદગી સમાન છે, તેનો બીજી રીતે વિચાર કરો. બંદગીમાં તમો રાત દહાડો "અશ્નાઈ રએશ્ચ" ભણતાં દુઆ ગુજારો છો, કે "વહિશ્તેમ અહૂમ અષ-ઓનાંમ રઓચંધ્રહેમ વીસ્પો ખાથ્રેમ" એટલે "અશો લોકોનું સઘળાં સુખવાળું રોશન બેહેશ્ત" મળે. હવે મર્ઘાના પોકારથી બીદાર થઇ ઉદ્યોગે વળગતાં લોકો માટે વંદીદાદમાં કહે છે [2] કે "બેમાંથી જે પેહેલો બીદાર થાય છે તે બેહેશ્તમાં જાય છે." એ પેલી ઇંગ્રેજી લીટીઓની યાદ આપે છે કે—

"Early to bed and early to rise,
Makes a man healthy, wealthy and wise."

---

૧. "A wise and benevolent maxim" (Gibbon's Decline and Fall of the Roman Empire (1845) Vol. I, p. 120)

૨. "યતારો પઓઉર્વો ઉસેહિસ્તઈતિ પરાહવિ વહિશ્તહે અંધ્રહેહશ" (વંદીદાદ, ફર્ગર્દ ૧૮, ફ. ૨૬.)

આ ફર્માનનો સાર આ છે કે, જેમ તમો બંદગી કરી બેહેશ્ત માગો છો, તેમ ઉદ્યોગ કરીને પણ તમો, વંદીદાદ અને તેને મળતા ઉપલા અંગ્રેજી શબ્દો પ્રમાણે, બેહેશ્ત માગી અને મેળવી શકો. ત્યારે બંદગી અને ઉદ્યોગ એક પ્રકારે સરખાં થયાં. બંદગીએ આપણને ઉદ્યોગ માટે ઉલટ આપવી જોઇએ, પ્રેરણા આપવી જોઈએ, અને બંદગીની સાથે સાથે આપણે કામ કરવું જોઇએ.

**ગાહમ્બાર સાથે ઉદ્યોગનો સંબંધ.**— આપણાં કોઇક પુસ્તકો[1]માં કહે છે કે ગાહમ્બાર કરવો એ બેહેશ્તને લાયકનું કામ છે. ગાહમ્બાર શબ્દનો, તેના ધાતુ પ્રમાણે, અર્થ "ભરાયલો વખ્ત, પુરો થયલો વખ્ત, મુદત ભરાયલો વખ્ત" એમ થાય છે, અને એ અર્થને મોસમો અથવા રૂતુઓ સાથે સંબંધ છે. હવે મોસમોને ખેતી સાથે સંબંધ છે. ખેતી એક દેશ યા પ્રજાના ઉદ્યોગોનો ઉદ્યોગ, પેહેલા પ્રકારનો ઉદ્યોગ છે, જે ઉપર તે દેશ અને પ્રજાનાં તન અને મનની આબાદીનો આધાર રહે છે. ત્યારે ગાહમ્બાર સાથે હમેશાં ઉદ્યોગનો, સ-વખત (ગાહ) નાં ઉદ્યોગનો, બરવખતના ઉદ્યોગનો વિચાર હમેશાં જોડાયલો રહે છે. ત્યારે આપણાં ધર્મ પુસ્તકો પ્રમાણે, ગાહમ્બાર કરવો, એ તેના ખેતી અને

---

૧. મહીસ્ત કેર્ફે...ગાસાનબાર (મીનોખેરદ, બાબ ૪, ફ. ૪-૫); શાયસ્ત લા શાયસ્ત, બાબ ૧૨ ફ. ૩૧, બાબ ૧૩, ફ. ૨૯; સદદર, બાબ ૬, ફ. ૧-૨.

ઉદ્યોગ સાથના સંબંધને લીધે, આપણને બેહેશ્તને માટે લાયક કરનારૂં એક કામ છે, સબબ કે, તે, ઉદ્યોગ જે પણ, આપણે જોયું તેમ, આપણને બેહેશ્તને લાયક કરે છે, તેનું ભાન આપે છે.

**સવખતનો ઉદ્યોગ. તે નહિ કીધો તો જાણે ગાહમ્બાર ચુકયા**—ગાહમ્બાર એક ભરાયલા, પુર થયલા વખતની યાદ આપે છે. અસલી ઇરાનમાં જ્યારે ગાહમ્બારો બેસતા, ત્યારે ખેડુતો તે મોસમનાં તાંકણાંઓ માટે તૈયાર રહેતા. જે ગાહ અથવા વખત, એટલે અવસર ચુકયો, તે ભુલ્યો. જ્યારે બી વાવવાનો વખત ત્યારે જો બી નહિ વાવ્યાં, જ્યારે રોપણી કરવાનો વખત ત્યારે જો રોપની નહિ કરી, જ્યારે કાપણી કરવાનો વખત ત્યારે જો કાપણી નહિ કીધી, ટુંકમાં જ્યારે સવખતે કામ કરવાનો વખત ત્યારે જો સવખતે કામ નહિ કીધું અને અવસર ચુકયા, તો એ સઘળું ભવિષ્યની ખરાબ નિશાની. ત્યારે ગાહમ્બારો, જે મુકરર વખતની આપણને યાદ આપે છે, તે અવસરો ઉપર આપણને ભાન લેવાનું છે, કે વખતસર ઉદ્યોગ કર્યે તો સારૂં. જો વખત ચુકયા તો થઇ ચુકયું. હાલના વખતમાં, "વખ્ત (ગાહ) દોલત સમાન છે". માટે જવાન વયથીજ સવખતે ઉદ્યોગી થવાની ટેવ પાડવી જરૂરની છે. પેલી કહેવત ખરી છે કે, "સૂર્ય પ્રકાશે તેટલાં તમારૂં ઘાસ સુકવી લેઓ". એની મતલબ કે અવસર

ચુકો ના. બર વખતે કામ કરી લેઓ. આજનું કામ કાલ ઉપર ના રાખો. એમ નહિ કીધું, એટલે વખત (ગાહ) ચુકયા, તો જાણે ગાહમ્બાર ચુકયા, જાણે ગાહમ્બાર નહિ કીધો. ગાહમ્બારમાં જોડાવું, ગાહમ્બારની ચાશ્ની કરવા જવું, તે ત્યારે પોતાને ધડો આપવા જવા બરાબર છે કે, "ખબરદાર! સઘળું 'ગાહ' એટલે વખતસર કરવું." ગાહમ્બારો તેહેવારના દિવસો છે, તે છુટીના દિવસો છે. તે આપણને દરરોજના કામથી આસાએશનો, એક પ્રકારનાં છુટાપણાંનો વિચાર આપે છે. પણ તે છુટાપણું બર વખતના ઉદ્યોગ-થીજ મળે છે. ઉદ્યોગી આદમી એક છુટા સ્વતંત્ર આદમી સમાન છે. આળસુ માણસ ગુલામ સમાન છે.

આપણે સાધારણ રીતે બોલ્યે છિયે કે "નેકી કરો કે બીજી જેહાનમાં તે કામ આવશે." હવે નેકી એટલે એક નેક અથવા ભલું કામ. ઉદ્યોગ પણ એક નેક અથવા ભલું કામ છે. આપણે કોઇને કોઇક વાર કોઇ ઉમ્મરે પુગેલાં માણસોને કહેતાં સાંભળ્યે છિએ કે "હવે કાંય દલદેશરી કરો છો?" એ શબ્દો ભુલભરેલા છે. ઉદ્યોગનો નતીજો આ જીંદગી સાથે તમામ થતો નથી. જેમ કોઇ પણ પ્રકારની ભલી તબેહ તેમ ઉદ્યોગ એક માણસને તેનાં મરણ બાદ પણ ઉપયોગી છે. મરણની જીંદગી પછી કોઇ ચાલુ જીંદગીની હાલતનો માર્ગ ખુલ્લો છે, માટે આ જીંદગીની ઉદ્યોગી તબેહ કાંઇ ભલું ભવિષ ધરાવે છે.

**ઉદ્યોગ અને દોલત**—કામકાજ કરી, ઉદ્યોગ કરી પૈસા મેળવવા માટે આપણે કુદરતી રીતે ઇચ્છા રાખ્યે છિએ. તે ઇચ્છા બરહક છે. સર્વે ભલા ઉદ્યોગી આદમીઓ પૈસા પેદા કરવાનું પસંદ કરે છે. તેઓએ એમ પસંદ કરવું જોઇએ. તેવી રીતે પૈસા પસંદ કરવાના વિચાર અને કોશેશમાં, તેની ઘટતી હદમાં એક પ્રકારની મોજ છે. પણ આપણાં કામ-કાજમાં એ પૈસા મેળવવા, તેનેજ આપણી જીંદગીની નેમ સમજવી નહિ જોઇએ. એવી નેમ રાખનારાઓ ભલી જીંદગીની નેમ પાર પાડવાથી દૂર રહે છે. એક વિદ્વાન[૧] વાજબી મિસાલ આપે છે કે, "સઘળા તનદરૂસ્ત આદમીઓ પોતાનાં ખાનાંને પસંદ કરે છે. પણ ખાનું એ કાંઇ તેઓ પોતાની જીંદગીની નેમ સમજતા નથી. તેમ સઘળા મનદરૂસ્ત આદમીઓએ પૈસા પેદા કરવાનું પસંદ કરવું, પણ તેઓએ પૈસાને કાંઇ પોતાની જીંદગીની નેમ સમજવી નહિ.

એક ભલી જીંદગી ગુજારનાર અને તેથી ઉલટી જીંદગીને પાત્ર થયલા વચ્ચે ઉપર મુજબના વિચારોથી ફરક પડેછે. એક ભલી જીંદગી ગુજારનારને મનથી "કામ પેહેલે અને દામ પછી",[૧] પણ બીજા ઘણીને મનથી "દામ પેહેલે અને કામ પછી."[૨]

---

૧. Ruskin, "Crown of Wild Olive."

૨. Ruskin, ૩ "The fee is first, and work second."

**ખાનું અને પ્રમાણિક ઉદ્યોગ. તે, બાબે રસ્કીન અને શાયસ્ત લા શાયસ્તના વિચારો**—ખાના ઉપર બાજ ધરીને ખાનું ખાવું, એ આપણો અસલી ઇરાંની રેવાજ છે. રસ્કીન કહે છે કે, ખાના ઉપર સર્વથી સરસ બંદગી કરવી હોય, યા દુઆ ગુજારવી હોય, અથવા આપણા શબ્દોમાં બોલ્યે તો, બાજ ધરવી હોય, તો તે આ છે કે, આપણે પ્રમાણિક ઉદ્યોગ બાબે તે ખાનું ખાતી વખતે ભાન (Consciousness ) ધરાવવું કે "આપણે આપણું ખાનું પ્રમાણિક ઉદ્યાગથી મેળવ્યું છે."[1] આ શબ્દો શાયસ્ત લા શાયસ્ત નામની આપણી પેહેલવી કેતાબના શબ્દો, જે આગળ જણાવ્યા છે, તેની યાદ આપે છે.

**ભલી ટેવ યા તબેહ પાડવી**—જાણીતા યુનાની ફીલસુફ પીઠેગોરસની આ શિખામણ કહેવાય છે કે, "જીંદગીનો જે માર્ગ સર્વથી ભલો હોય તે પસંદ કરો અને ટેવ તેને ઘણો ખુશનુમા બનાવશે."[2] આપણને માલમ પડે કે એક માર્ગ ભલો છે, પણ તેમાં કાંઇ મુશ્કેલી છે, તો તે મુશ્કેલી છતાં, રોજ બ રોજ, તેની પુઠે લાગતાં, તે માર્ગમાં ચાલવાની ટેવ તે મુશ્કેલીને દૂર કરી તેને મોજ સમાન બનાવશે.

---

૧. We have justly earned our dinner.

૨. "Pitch upon that course of life which is the most excellent, and custom will render it the most delightful."

ત્યારે આ શિખામણ મુજબ ભલી ઉદ્યોગી જીંદગી ગુજારવા કાજે આપણે ટેવ પાડવી જોઇએ. તે કાજે, પગલે પગલે, આપણે આગળ વધવું જોઇએ.

## સકાળે બીદાર થવાની તમ્બેહ.

અવસ્તા—ઉસેહિસ્તત મષ્યાક........ ખફ્સ દરેઘો મષ્યાક નોઇત તે સચઇતિ (વદીદાદ, ફર્ગર્દ ૧૮, ફ. ૧૬.)

અર્થ—ઓ આદમીઓ! બીદાર થાઓ.........ઓ આદમીઓ લાંબો વખત સુધી સુઇ રેહવું તમોને લાયક નથી.

મરઘાનો પોકાર આપણુ જરથોસ્તીઓ માટે દરેક બામદાદે આવકારદાયક છે, સબબ કે, વંદીદાદ મુજબ, મરઘો દર બામદાદે, જાણે ઉપર પ્રમાણે પોકાર કરી, આપણુને બીદાર કરી આપણાં કામ માટે જાગૃત કરે છે. તે આપણુને યાદ આપે છે કે, "વખતને પકડો અને તેનો સારો ઉપયોગ કરો." મરઘો ઉદ્યોગનો ખ્યાલ આપે છે, તેથી, તે આપણાં પુસ્તકો[1] મુજબ, આપણામાં એક પવિત્ર પ્રાણી ગણાયું છે. એ બાબે ડા. ગાઇગર કહે છે કે, "ખબરદારી અને સકાળે ઉઠવું એ માજદયસ્નાનોના સદગુણ ગણાય છે. એમાં મરઘો પોતાના

---

૧. હાદોખ્ત નુસ્ક (યસ્ત ૨૨) ફ. ૪૧; દીનકર્દ, દફતરે આઠમું, બાબ ૪૪, ફ. ૬૯, (S. B. E. Vol. XXXVII p 163); શાયસ્ત લા શાયસ્ત, બાબ ૧૦, ફ. ૩૦, (S B E. Vol. V. p. 331); સદદર, બાબ ૩૨, દસ્તુર જામાસ્પજીવાળી સદદરે બેહેરે તવીલ પા. ૨૦૧. (S. B. E. Vol. XXIV, p. 293); Early Sassanian coins by Thomas

પોકારથી લોકોને સકાળે ઉઠાડી મદદ કરતો. એ સબબે તેને અવસ્તામાં વખાણવામાં આવ્યો છે અને પવિત્ર ગણવામાં આવ્યો છે."[1]

આગળ એક અંગ્રેજી કેહેવત ટાંકી છે કે, "સકાળે બિછાને જવું અને સકાળે ઉઠવું એ તબેહ એક માણસને તનદરૂસ્ત, તવંગર અને ડાહ્યો બનાવે છે." એ કહેવતને મલતી શિખામણ આપણાં પુસ્તકોની પણ છે. નિયમીત જીંદગી તનદરૂસ્તી માટે ઘણી અગતની છે. જેમ મોડી રાત સુધી, એક યા બીજા સબબે, બિછાનેથી દૂર રહેવું તનદરૂસ્તી માટે સારૂં નથી, તેમ મોડેથી ઉઠવું તે પણ સારૂં નથી. સકાળે બિછાને જવાની અને સકાળે ઉઠવાની તબેહ આપણને નિયમીત જીંદગી ગુજારવાને શિખવે છે, જે નિયમીત જીંદગી આપણને આપણાં સર્વ કામોમાં નિયમીત (steady) બનાવવા માટે ઉપયોગી છે.

વળી એક સારો દેખાવ આપણાં મનને ખુશી કરે છે; અને જેમ તનની ખુશી મનને ખુશી કરે છે, તેમ મનની ખુશી તનને ખુશ અને દરૂસ્ત કરેછે. હવે આખા દિવસમાં બરી બામદાદનો વખત ઘણો રળિયામણો છે. કુલ કુદરત, રાતના આરામ પછી, જાણે નવી તાજગી સાથે દેખાવ દિએ છે. ત્યારે તે વખતનો સુંદર દેખાવ નિહાલવો, અને, તે સાથે, તે વખતની સુંદર, સ્વચ્છ હવાનો લાભ લેવો, એ તનદરૂસ્તી માટે ઘણું સારૂં છે.

---

૧. Geiger's "Civilization of the Eastern Irânians", translated by Dastur Darab Peshoton Sanjana Vol, 1. p. 189.

વળી વંદીદાદમાં મથાળે મેલેલા શબ્દો પછી આગળ ચલતાં જે વધુ કાંઇક કહે છે તેની મતલબ આ છે, કે એક સકાળે ઉઠનાર ઘણી સવખતે પોતાનું કેટલુંક કામ આટોપી શકે છે. વખતની તંગી માટે તે ટવળતો નથી. હવે સવખતે તમારૂં કામ તૈયાર યા તમામ થાય, તો તેથી તે કામ બાબેનો તમારાં મન ઉપરનો બોઝો અને ચિંતા પણ ઓછી થાય. તમારાં મનની રાહત તમારાં તન ઉપર અસર કરી તેને દરૂસ્ત રાખે. આ સબબે પણ, ત્યારે, સકાળે ઉઠવું સારૂં છે. એમ બીદાર થયલા આદમીએ પોતાનો દિવસ ભલો અને શુભ નિવડે, તે માટે જાગતાંને વાર પેહેલો શું વિચાર કરવો, તે બાબે વંદીદાદની એજ પર્ગર્દમાં આગળ ચાલતાં કહે છે કે, "ત્રણ સર્વથી સરસ ચીજો—સારો વિચારેલો વિચાર, સારાં બોલેલાં વચન, સારાં કીધેલાં કામો—થી દૂર થતા ના. ત્રણ સર્વથી ખરાબ ચીજો--ખરાબ વિચારેલા વિચાર, ખરાબ બોલેલા સખુન, ખરાબ કીધેલાં કામોથી દૂર થજો.

## અંદાજાસર ઉંઘ તે અહુરમજ્દનો બક્ષેશ.

અવસ્તા—દાયાઓ મે આતર્શ પુથ્ર અહુરહે-મજદાઓ ........અખષ્ન્યાંમ થ્રિષૂમ, અસ્નાંમ્ચ ક્ષફ્નાંમ્ચ ( આતશ નીઆએશ, યજશ્ને ; હા ૬૨, ફ. ૪–૫ )

અર્થ—અહુરમજદના પુત્ર આતશ ! મને દિવસ અને રાતના ( એટલે આખા દાહાડાના વખતના ) ત્રીજા ભાગ સિવાયની જાગૃતિ આપ.

**અવસ્ના**—ખ્ષ્નેમ મજ્દધાતેમ યજમઇદે શાઇતીમ પસ્વાઓ, વીરયાઓ (વીસ્પરદ કર્દો ૭, ફ. ૩.)

**અર્થ**—અહુરમજદે પેદા કરેલી ઉંઘ, જે પશુઓ અને માણસોને આસાએશ આપે છે, તેને હું આરાધું છું.

સવારે સકાળે ઉઠવાની ભલી તબેનો વિચાર આપણને અંદાજાસર ઉંઘ ભોગવવાના વિચાર ઉપર આણે છે. ઉસ્તવદ ગાથા[1] માં ઉંઘને અહુરમજ્દની ભલી બખ્શેશ ગણી છે. વીસ્પરદમાં[2] પણ તેને અહુરમજ્દની બખ્શેશ ગણી આરાધી છે અને તેના સબબમાં જણાવ્યું છે કે, તે માણસને આસાએશ આપે છે. તે તનદરૂસ્તી માટે અને તે મારફતે મનદરૂસ્તી માટે જરૂરની છે. પણ જ્યાં સુધી તે હદસરની હોય છે ત્યાં સુધી તે ભલા મિનોની બખ્શેશ છે, પણ જ્યારે તે હદ ઉપરાંતની હોય છે ત્યારે તે, વંદીદાદ[3] મુજબ, બુષ્યાંસ્ત નામના આલસાઇના દેવના શ્રાપ સમાન હોય છે.

સારી ઉંઘ માટે શાંત મનની જરૂર છે. બંદગી શાંત મન આણે છે, તેથી ઉંઘાવા કાજે બિછાને જવા આગમચ દાદારને યાદ કરી મનમાં ટુંકી બંદગી કરવી, એ શાંત નિંદ્રા ભોગવવાનો એક માર્ગ છે. હાદોખ્ત નુસ્ક[4] માં કહે છે, કે બિછાને જતાં યા બિછાનેથી ઉઠતાં સારા

૧. હા ૪૪, ફ. ૫. ૨. કર્દો ૭, ફ. ૩. ૩. પર્ગર્દ ૧૮, ફ. ૧૬.

૪. ઉવેસ્ટગાર્ડ યશ્ત ફ્રેગમેન્ટ ૨૧, બાબ ૧, ફ. ૧૧, હાઉગ-હોશંગજી પેહેલવી વીશાફનામું પા. ૩૦૮, ફ. ૨૧–૨૫.

વિચાર, વચનો અને કામો અખત્યાર કરવાના, અને બુરા વિચાર, વચન અને કામોથી દૂર રહેવાના ઠેરાવ સાથની એક અષેમ વોહૂની બંદગી બીજી વખતની ૧૦૦૦ અષેમ વોહૂની બંદગોની બરાબર છે.

### કરકસર.

અવસ્તાના જુદા જુદા ભાગોમાં તાકીદ કરવામાં આવે છે કે ઘરસંસારી ખરચોમાં પુરતી કરકસર કરવી. જ્યારે એક ચોકકસ કામ ફરમાવ્યું છે, ત્યારે તે કામ કરવાની, જો કોઇને મવસર નહિ હોય તો, છુટ મુકી છે, કે તેથી ઉતરતી રીતે બની શકતું હોય તો કરવું, પણ કદી મોહટાંને જોઇને નાહનાંએ ખેંચાવું નહિ. દાખલા તરીકે, જુદા જુદા માણસોને, પોતાના દરજ્જા પ્રમાણે અને પૈસા સંબંધી હાલત પ્રમાણે, એક તબીબને અથવા એક રીમન નહવાડનાર યોજદાથ્રેગરને તેની મેહેનતનું દામ આપવા ફરમાવ્યું છે. એક હાકેમ (દંહ્યુ-પઇતિ) ની મવસર હોવાથી તે વધારે દામ આપી શકે, પણ તેનાં જેટલું એક ગામનો પટેલ (જંતુ-પઇતિ) આપી શકે નહિ. માટે તેણે ઓછું આપવું. એ પ્રમાણે દરેકે પોતાની શકિત પ્રમાણે આપવું.

કરકસર જાળવવાનો બીજો દાખલો જોવો હોય તો વંદીદાદ[1] માં મળે છે. ત્યાં કહે છે કે, મુવેલું

૧. પર્ગર્દ ૫ ફ. ૬૦.

બચ્ચું જનનારી સુવાવડીનાં કપડાં કોઇ પવિત્ર કામમાં લેવાં નહિ, પણ જો તે બીજાં હલકાં કામમાં લેવાઇ શકાતાં હોય તો લેવાં; તે કદી ફોકટ જવા દેવાં નહિ. ત્યાં કહે છે કે અહુરમજ્દ કોઇ પણ ચીજ રદ કરવાને આપતો નથી. એક બારીકમાં બારીક કટકો પણ રદ કરવાને આપતો નથી. એ ફર્માનોની મતલબ એવી છે, કે જ્યાં ઘટતું હોય ત્યાં, જો મવસર હોય તો, ઘટતો ખરચ કરવો, પણ અણઘટતી રીતે એક અર્ધી પણ ખરચવી નહિ. એક અર્ધી પણ વાજબી રીતે બચી શકતી હોય તો બચાવવી અને વ્યર્થ જવા દેવી નહિ.

## સાદી જીંદગી.

આપણે આપણી જરૂરિઆતોને બનતાં સુધી હદમાં રાખવી જોઇએ. તેમ કરવાથી નીચલા બે પ્રકારના ફાયદા થાય છે.

૧. જરૂરિઆતો થોડી હોવાથી તે માટે ઘણું રગડાવાની, ઘણી બિનજરૂરની દલદેશરી કરવાની જરૂર રહેતી નથી.

૨. જો ખુદા ન કરે ને માઠો વખત આવે તો દલગીર થવાનો સબબ રહેતો નથી, કે ફલાની હાજત યા જરૂરિઆત વિના હવે આપણને રહેવું પડશે. કહે છે કે કોઇએ સોક્રટીસને પુછ્યું કે, "તુંને દલગીર થતો હમે કદી જોતા નથી, તેનો સબબ શું?" તેણે

જવાબ દીધો કે, " હું કોઇ ચીજ એવી ધરાવતો નથી, કે જે જતી રહેવાથી કે નાશ પામવાથી હું દલગીર થાઉ." એની મતલબ આ કે, તે ઘણી સાદી જીંદગી ગુજારતો હતો. તેની પાસે શારીરિક દોલત થોડી હતી કે જે જતી રહેવાથી તેને દલગીરી ઉપજે. તે પોતાની નેકી, ભલાઇ, નેક વિચાર, અને એવી પૃથક ચીજો, કે જે કદી નાશ નહિ પામે, તે ઉપર મુસ્તાક રહેતો.

## મિતાહાર ( Temperance. )

અવસ્તા—" પઇતિ-ખરેથ .... યથ આથ્રવ."

(વંદીદાદ, પર્ગર્દ ૧૩, ફ. ૪૫.)

અર્થ—અથ્રોનાનની માફક મિતાહારી ખાનાર.

મિતાહારનો સદગુણ માણસનાં ઘણાં સંકટો ટાળે છે. ખોરાક પોષાકમાં, શોખો અને મોજોમાં મિતાહાર, જેમ એક હાથ પર તનદરૂસ્તી જાળવે છે, તેમ મનદરૂસ્તી પણ સાચવે છે. મિતાહાર ઘટતી કરકસરના માર્ગ પર આપણને મેળે છે, જે કરકસરથી બચાવેલું નાણું, જેમ આપણને અડીભીડીએ ઉપયોગી નિવડી આપણને સ્વતંત્ર બનાવે છે, તેમ બીજા લાયક ગરીબોને મદદ કરવાને ઉપયોગી થઇ પડે છે. મિતાહારને અવસ્તા[1]માં આથ્રવનોનો ખાસ સદગુણ ગણ્યો છે. આદરબાદ[2] મિતાહાર અખત્યાર કરવાને પોતાનાં ફરજંદને

૧. વંદીદાદ, પર્ગર્દ ૧૩, ફ. ૪૫. ૨. પંદનામું, ફ. ૧૧૧.

ફરમાવે છે. આપણા અસલી ઇરાની વડવાઓમાં મિતાહાર મોહટો સદગુણ હતો, એમ કેટલાક યુનાની લખનારાઓ લખી જાય છે. જેનોફોન લખે છે કે, "ઉસ્તાદો છોકરાઓને ખાધા પીધામાં મિતાહાર શિખાડે છે." જેનોફોન કહે છે કે એ મિતાહારને લીધેજ મંડળીમાં રીતભાતની ગેરહાજરી દેખાડનારી કેટલીક રીતિઓ ઇરાનીઓમાં જોવામાં આવતી નહિ હતી. તે કહે છે કે, "ઇરાનીઓ સાદો સુતરો ખોરાક ખાતા હતા અને કસરતથી તે જેરવી નાખતા હતા. તેની સાબેતી આપનારી બીજી કેટલીક ચીજો હજી રહી છે, કારણ કે તેઓમાં થુકવું અથવા નાકમાંથી પાણી વેહતું કરવું અથવા એવી બીજી કોઇ ચીજો કરવી. એ હજી પણ નામોશીભર્યું ગણાય છે....તેઓ મધ્યમસર ખોરાક ખાતા નહિ હોય, અને તેમાંનો ભીનાસ કસરતથી ખલાસ કરતા નહિ હોય, અથવા કોઇ બીજી રીતે પસાર કરી નાખતા નહિ હોય, તો એમ બની શકે નહિ."[૧] પાદશાહ સાઇરસ જ્યારે હજી એક બાળક હતો, ત્યારે તેણે પોતાના મમાવા એસ્ટાઇજીસની દરબારમા ઇરાનીઓના મિતાહાર બાબે કહ્યું હતું કે, "તમારા કરતાં અમારી સંતોષ પામવાની (પેટ ભરી ખાનું ખાવાની) રીત ઘણી સાદી અને ઉતાવળી છે, કારણકે સાદો રોટલી અને ગોશ્ત અમારાં ખાનાં માટે પુરતું છે."[૨]

---

૧. સાઇરોપીદયા, બુક ૧, બાબ ૨, ફ. ૧૫.
૨. એજ પુસ્તક, બુક ૧, બાબ ૩, ફ. ૪.

**મિતાહાર આપણને સદ્‌ગુણોના માર્ગ ઉપર મેળે છે**—આપણાં ધર્મ પુસ્તકોની શિખવણી આપણને અહુરમજ્દે આપેલી નેઆમતો ભોગવવાને કહે છે. તે એમ નથી કહેતી, કે તમો નેઆમતો ના ભોગવો, રાહત, આરામ, મોજ ના ભોગવો. પણ તે જે કહે છે તે આ, કે અહુરમજ્દે આપેલી નેઆમતોનો હદસરનો, માફકસરનો એવો ઉપયોગ કરો, કે જેથી તમોને ફાયદો થાય અને નુકસાન નહિ થાય. નેઆમતો ભોગવવામાં મિતાહાર આપણને નીચલા કેટલાક ભલા માર્ગ ઉપર મેળે છે.

૧. તે આપણને આપણી તનદુરેસ્તી જાળવતાં કરે છે.

૨. તે આપણને કરકસર અખત્યાર કરવાના માર્ગ ઉપર મેળે છે.

૩. તે પરોપકાર કરવાનું સાંધન મેળવી આપે છે.

૪. તે આપણને ઘણા દુર્ગુણોથી દૂર રાખે છે.

૫. તે આપણને સ્વતંત્ર બનાવે છે અને પરતંત્રતાથી દૂર રાખે છે.

૬. તે અસત્યતાથી દૂર રાખે છે.

૭. તે આપણને કરજમાં પડતાં અટકાવે છે.

## સંજોગોને બંધબેસતા થવાનો સદ્ગુણ: સંતોષ.

**પેહેલવી—**જક ઇ લા મત ઇકનીમૂનેત લા બીશ વ તીમાર અલ યકુન્યા.

**અર્થ—**જે કાંઈ નહિ મલ્યુ હોય, તે માટે બલાપો યા સંતાપ કરતો ના.

આપણે આપણી આજુબાજુની હાલતને માફકસરના થવું. આજે જે કાળ, સ્થળ અને સ્થિતીમાં મેલાયા હોઇએ, તે કાળ, સ્થળ અને સ્થિતીમાં કાલ રોજે ફેરફાર થાય તો—પછી તે ફેરફાર આપણા વિચાર પ્રમાણે સારો કે માઠો—આપણે તે ફેરવાયલા સંજોગોને બરના થવું, અને તેમ તેને બરના થઇને જીંદગી ગુજારવી. જો તે ફેરફાર માઠો હોય, તો હિમ્મત અને સબુરી સાથે તેને શરણ થઇને, હિમ્મત હાર્યા વિના જીંદગી ગુજારી ભવિષ્યમાં પાછું ભલું થશે, એવી આશા સાથે કોશેશ કરવી. જો તે ફેરફાર સારો હોય, તો તેથી છકી નહિ જઈ, યા મગરૂર નહિ બની, ખુદાતાલાના આભાર સાથે આપણી સુધરેલી હાલતના સંજોગોનો બીજાઓને પણ લાભ આપવાની કોશેશ કરવી. એક લખનારના આ શબ્દો છે કે, " આજુબાજુની જગત જેમ હૈયાતી ભોગવે છે તેમ તમારી જીંદગીને રૂપ આપો."[૧] એ શબ્દો ઘણીક રીતે આ બાબતના સંબંધમાં ધડો લેવા જોગ છે.

---

૧. Adjust your life to the universe as it exists.

આપણુ સર્વ કોઇ શારીરિક ચીજ સાથે આપણું દિલ લગાડયે છિએ. આપણી માલ મિલ્કત, યા આપણાં જાન ફરજંદ સાથે ચોકસ હદે આપણું દિલ બ્હાજેલું હોય છે. તેઓથી છુટાં પડવાથી આપણુને અલબત્ત, થોડું કે ઘણું લાગે, પણ તેના સંબંધમાં પણ આપણે મોહદું મન રાખવું જોઇએ. તે બખ્શેસોને જાળવવી જોઇએ. તેનો ઘટતો ઉપયોગ કરવો જોઇએ. પણ તેઓના સંબંધથી મળતાં સુખ ઉપર નભર્વસ નહિ રહેવું જોઇએ. આપણે ખબરદાર રહેવું જોઇએ, કે કદાચ તે બખ્શેસો આપણાથી છુટી પડે—કદાચ આપણા વાંક યા તકસીરથી નહિ, તો કુદરતના કોઇ ન ધારેલા સબબથી છુટી પડે—તો તેથી આપણુને એવો ફટકો ન લાગે, કે જે આપણે હિમ્મત અને સબુરીથી નહિ ખમી શકયે. જે બખ્શેશ નહિ નાશ પામે, આપણા હાથમાંથી નહિ જતી રહે, અને જો જતી રહે તો આપણો અને આપણોજ વાંક ગણાય, તે બખ્શેશ આપણી નેકી, આપણી ભલાઈ છે. તે જતી રહે, ત આપણે ખોહી દઇએ તો, અલબતે, તે માટે રડવાનો, તે માટે દલગીર થવાનો સબબ છે. પણ તે માટે રડીને બેસી રહેવાનું નથી, પણ તે પાછી હાથ કરવાની કોશેશ કરવાની છે.

## પોતા ઉપર કાબુ ( self-control ).

પેહેલવી—ગબ્બા જક તકીક્તર મૂન લેવતમન દરજે નફ્શમન કોશીતન તોબાન, વ પવન નામચીરત ગુન દેનનન પંજ દરૂજ મિન તન લાદક યખસુનેત ઇ ચેગુન અએત આજ વ અઇશમ વ વરૂન વ નંગ ર અખૂરેસન્દીય ( મીનાખેરદ, સવાલ ૪૦ મો, બાબ ૪૧, ફ. ૮–૧૧ )

અર્થ—તે મર્દ વધારે મજબુત (ગણાય), જે પોતાનાં (રવાનનાં) દરૂજો સાથે લડત કરી શકે, અને જે ખાસ કરી આ પાંચ દરૂજોને પોતાનાં તનમાંથી દૂર રાખેઃ તે (દરૂજો) આ છેઃ લોભ, ગુસ્સો, હવસ, નામોશી અને અસંતોષ.

આપણે ભલી જીંદગી ગુજારવા કાજે આપણાં મન ઉપર કાબુ રાખવો જોઇએ. લોભ લાલચ, મોજશોખ, અણુઘટતી ઇચ્છાઓ અને ખાહેશો, એ સર્વ ઉપર કાબુ રાખવો જોઇએ. કોઇક આદમીઓ કુટુંબ કબીલો તજી, દુનિયા તજી, જંગલમાં યા એવી કોઇ બીજી જગ્યાએ એકાંતવાસ પસંદ કરે છે, કે તેમ કરવાથી લોભ લાલચ, મોજશોખ યા એવાં ખેંચાણો માર્ગમાં આવેજ નહિ અને પોતે લલચાએજ નહિ. પણ એમ કરવાની જરૂર નથી. ખરી બહાદુરી તો દુનિયામાં રહી આપણાં દરરોજનાં કામકાજ વચ્ચે એ સર્વ ઉપર કાબુ મેળવવામાં છે.

કહે છે કે, જયારે આપણા મરહુમ માનવંત પાદશાહ એડવર્ડની પાએદસ્તનું સરઘસ નિકળ્યું ત્યારે, તેવણનાં માનને ખાતર, અને તે સરઘસ વેળા લોકોની ઠઠને નેમેલી હદની બહાર રાખી વ્યવસ્થા જાળવવાને ખાતર, લશ્કરને રસ્તાની બેઉ બાજુએ સફ સમારી ઉભું રાખ્યું હતું. તે વખતના દેખાવ ઉપરથી અને લશ્કરના ઉંચા પ્રકારની કવાયદ ઉપરથી એ દેખાવનું વર્ણન લખનાર એક ગ્રહસ્થ[1] કહેછે કે, જોકે પાયદસ્તનું સરઘસ

---

૧. તા૦ ૧૧ મી જુન સને ૧૯૧૦ નું Times of India. તેના લંડનના ખબરપત્રીનો કાગળ.

પસાર થવાના રસ્તા ઉપર સર્વથી હરોલમાં એ લશ્કર ઉભું હતું, તોપણ, જ્યારે હજારો અને લખો આદમીઓએ એ સરઘસ જોયું, ત્યારે એ લશ્કરે પોતે તે નહિ જોયું. તેનો સબબ આ, કે લશ્કરને હોકમ હતો કે રાજાની લાશને માન આપવા ખાતર જ્યારે તેવણુની લાશ સાથ સરઘસ પસાર થાય, ત્યારે તેઓએ માનમાં પોતાનાં હથ્યાર હેઠલ ઉતારી નજર નીચે રાખી નીચેજ જોવું. ઉપલો લખનાર લશ્કરની ઉપર જણાવેલી ઉમદા કવાયદની સિફારસ કરી જ્યારે સિપાહોને વખાણે છે, ત્યારે બીજા હાથ ઉપર સરઘસમાં ભાગ લેનારા ઘણાક શાહજાદાઓ અને શાહાનશાહી કુટુંબનાઓ માટે ફર્યાદ કરે છે, કે તેઓ સિધું જોઇને ગંભીરપણે આગળ ચાલવાને બદલે અવારનવાર ડોક ફેરવી આજુબાજુ અને પછવાડે મેહમાર જોતા હતા.

આ વાત દેખાડે છે કે, ગમે તેવાં આજુમાજુનાં ખેંચાણની વચ્ચે, માણસ જો ચાહે તો, પોતાના મનને એકાગ્રહ કરી પોતાની ફરજ સિધી રીતે બજાવી શકે.

## સબુરી.

**પેહેલવી**—યજદાન આફ્રીન વઅદૂન વ રઅમેમન પવન રામશ્ને યખ્સૂત આઇગન નિન યજદાન અરૂજાયસ્તે પવન નીઓકીઅ અશકહૂનીઅ

(આદરબાદ મારેપંદનું પંદનામુ, ફ. ૧૦૨.)

**અર્થ**—ખુદા હજુર દુઆ ગુજાર અને દિલને સંતોષી રાખ કે તેથી તું ખુદાથી નેકીનો વધારો મેળવશે.

આદરબાદના આ સખુનો સંતોષ યા સબુરી અખત્યાર કરવા માટે છે. તે કહે છે કે સબુરી અખત્યાર કરી ખુદાની હજુર દુઆ ગુજારવાથી આપણી હાલત સુધારવાનો સંભવ છે. આપણામાં કહેવત છે કે, "ભોંયના પડયા કોઇ ભોંયે રહેવાના નથી." એટલે કે, કોઇ વખત ખરાબ હાલતમાં આવી પડયા હોઇએ તો સબુરી પકડવી. તે હાલતમાંથી ખુદાની મેહરથી આપણુ પાછા ઉઠીશું.

સબુરી આપણા અવસ્તા[1] માં આશ્રવનોના સદગુણોમાનો એક સદગુણ ગણાયો છે. કોઇ પણ મુશ્કેલી વખતે સબુરી દેખાડવી, એ બહાદુરી દેખાડવા બરાબર છે. સબુરી, જોકે એક શાંત નેકી (passive virtue) છે, તોપણ તે એક ચહડતા પ્રકારની નેકી છે. આપણી જીંદગીમાં સબુરી ઘણા પ્રકારે દેખાડવાની છે. જેમ આપણા ઉપર કાંઇ શારીરિક યા સંસારી સંકટો આવી પડે ત્યારે તે દેખાડવાની છે, તેમ દુનિયાઇ વેહેવારમાં કોઇ આપણાં કામોને કોઇ ખોટું રૂપ આપે ત્યારે પણ દેખાડવાની છે. આપણા પેગામ્બરે એવા પ્રકારની સબુરી ઘણી દેખાડી હતી. જયારે આપણે કોઈ ભલી નિષ્ટાથી કાંઇ ભલું કામ કરતા હોઇએ અને તેને ખોટું રૂપ આપવામાં આવ્યું હોય ત્યારે સબુરીથી તે તરફ જોવું અને ટકી રહેવું, તે બદી સામેની એક જાતની ચપળ લડાઈ છે.

---

૧. વદીદાદ, પર્ગર્દ ૧૩, ફ. ૪૫.

**આપઘાતની બદી. તે સામે સબુરીનો ખ્યાલ**—સબુરીની ગેરહાજરી ઘણીક વાર માણુસને આપઘાત તરફ ઘસડે છે. અહુરમજદની તરફની ફરજનાં પ્રકરણમાં, આપણે અહુરમઝ્દની મરજીને તાબે થવાની જરૂરિયાત ઉપર વિચાર કરતાં દુઃખ વેળા સબુરી જાળવવા બાબે અને આપઘાતની બદી બાબે કેટલુંક વિવેચન કર્યુંછે.[1] માટે ટુંકમાં એટલુંજ કહીશું કે આપઘાતનો ખ્યાલ કરનારાઓએ નીચલી કેટલીક બાબતોનો વિચાર કરવાનો છે, કે જે બાબતો તેઓને તેઓનાં ભુલભર્યાં કામથી વાળશે.

૧. પેહલું તો આ કે, જે કેટલીક વાર આપણુને દુઃખ દેખાય છે, તે ખરેખર દુઃખ છે કે નહિ, તે આપણ આપણી નજરની ટુંકી હદે પિછાની શકતા નથી. તે કદાચ આપણાં ભવિષનાં સારાં માટે સરજેલું હશે.

૨. બીજું, એકાએક આવી પડેલું દુઃખ થોડા વખતમાં દૂર થવાનો સંભવ છે. વાદળ ખુલ્લું થઇ થોડા વખતમાં સૂર્ય પ્રકાશવાનો ઘણો સંભવ હોય છે.

૩. દુઃખ આવી પડે તો તે હિમ્મતથી નહિ ખમવું, એ એક પ્રકારનું હિચકારાપણું છે.

૪. ઉપલા વિચારો એકબાગી બાજુ મેલ્યે, તોપણુ આ બાબે મુખ્ય વિચાર આ કરવાનો છે કે, જો મરણુ રવાનનો સદાનો છેડો લાવતું હોય, જો મરણુ બાદ

---

૧. જુઓ આગળ, પાનાં ૩૩ થી ૩૬.

બીજી જીંદગી નહિ હોય, તો આપઘાત કરનાર એમ ધારે કે, તેનાં સંકટ યા દુઃખનો છેડો આવશે તો તે જરાબી બરાબર ગણાય. પણ આપણે જાણયે છિએ કે, મરણ કાંઇ નહિ, પણ જીંદગીનું બીજી હાલતમાં ચાલુ રહેવું છે. આપણું રવાન અમર છે. મરણ બાદ આપણ માટે કોઈ બીજી જીંદગી સરજેલી છે. તેથી, શેકસ્પીઅર[1] પોતાના હેમલેટનાં મોંહમાં શબ્દો મેળેછે તેમ, દુઃખથી કંટાલી જીંદગીનો છેડો લાવનારને કોઇ પ્રકારની ખાતરી નથી કે તેનાં દુઃખનો છેડો આવશે. તેની સનમુખ કોઇ બીજાં દુખો આવી ઉભાં રહેશે. ટોમ્સને એક માણસને આપઘાત કીધેલો જોઇ તેની સામે ઓચરેલા આ શબ્દો ઉપલા વિચારને મળતાજ છે. તેણે કહ્યું કે, "જો હું ધારૂં કે ભવિષ્યની જીંદગી નથી તો હું પણ એમ કરૂં."

## અંતઃકરણની લાગણી મુજબ કામ કરવું.

**અવસ્તા**—યથા આત ઉતા ના વા નાઇરી વા વએદા હઇથીમ, અથા હત વોહૂ તત અએઆદૂ વેરેજયોતૂચા, ઇત અહ્માઇ ફ્રચા વાતોયોતૂ ઇત અએએબ્યો યોઇ ઇત અથા વેરેજયાંન, યથા ઇત અસ્તી.

(યસ્ન હપ્તંઘ હાઇતિ, હા ૩૫, ફ. ૬. હપ્તનયસ્ત, કર્દો ૧, ફ. ૬)

**અર્થ**—જે મુજબ કોઇ મરદ યા સ્ત્રી જે સાચ્ચું અને ભલું હોય તે જાણે, તે મુજબ તે જાહેર કરે અને કામ કરે,

---

૧. Hamlet, Act III, Sc. I.

અને બીજાંઓને જેમ તે ( બાબત ) હોય તેમ જણાવે કે તેઓ તેમ અમલ કરે.

દરેક જરથોશ્તીની ફરજ છે કે તેણે પોતાનાં અંતઃકરણના હોકમને માન આપવું. તેને જે સાચ્ચું અને સારૂં દિસે, તે તેણે કરવું અને બિનદેહશતે બીજાઓને શિખવવું, કે તેઓ પણ તે મુજબ અમલ કરે. પોતાનાં અંતઃકરણને જે સાચ્ચું લાગે તે કરતાં ડરવું નહિ, એવા વિચારથી, કે તે બીજાંઓને પસંદ પડશે નહિ. આપણું અંતઃકરણ ખાતરી આપે કે, ફલાંનું કામ ભલું છે, તો તે કરવું. તે કરવું, એટલુંજ નહિ, પણ, ઉપલા અવસ્તાના ફકરામાં કહે છે તેમ, બીજાઓને તેથી વાકેફ કરવા, અને તેઓને તે મુજબ ચાલવા શિખવવું. આપણા પેગામ્બરનોજ દાખલો લેઓ. તેવણે પોતાની ઇરાની પ્રજાનાં ભલાં માટે એક રાહ દેખાડયો. તે માટે રાહનુમાઇ કરતાં તેવણને કેટલુંક દુઃખ ખમવું પડયું. કેટલાંક વર્ષો સુધી એક ઇરાની પણ તેવણે કીધેલી રાહબરી કબુલવાને નીકળ્યો નહિ. હવે વિચાર કરો કે, તેવણ સાહેબ, જો જગતની બત્રીસીએ નહિ ચહડવાના વિચારથી, અથવા કોણ ફોકટની જંજાળ અને પંચાતીમાં પડે અને લોકોની બદનામીમાં આવી પડે, એવા ખ્યાલથી, પોતાની રાહનુમાઇમાં હઠી ગયા હતે, તો આજે આપણુ તેવણુની દીનનાં હમદીનો હોવાની ખુશી ભોગવતે નહિ, અને તેવણુનાં બખ્તાવર નામમાં, જે મોજ અને સંતોષ લઇએ

છિએ, તે લેતે નહિ, અને તેવણુના વિચાર તરફ જે માનથી જોઇએ છિએ તે જોતે નહિ.

**પોતાના જાતિ પ્રકાશની મોહટાઇ**—એક ડાહ્યો આદમી પોતાનાંજ ભિત્તરમાં જોઇ, અથવા ચહડતાઓ તરફ જોઇ, પોતાની ખામીઓ તપાસે છે અને તે સુધારવાની અને તે ઉપર પ્રકાશ નાખવાની કોશેશ કરે છે. થોડી અક્કલનો આદમી પોતાથી ઉતરતાઓ તરફ જોઇ, તેઓ સાથે પોતાની સરખામણી કરી તેઓની ખામીઓથી મલકાઇ પોતાને માટે ચહડતો વિચાર બાંધે છે. એમ ભિત્તરમાં નજર કરી, અથવા ચહડતાઓ તરફ નજર કરી, એક ડાહ્યો આદમી, પોતાની હાજતો શું છે, હજી પોતાને શું મેળવવાનું છે, હજી પોતાને કેઇ બાબતોમાં રોશની મેળવવાની છે, તે જાણી શકે છે. પણ એક થોડી અક્કલવાળો ફક્ત પોતાથી ઉતરતી પંકતિવાળાઓ તરફ નજર કરી તેઓ સાથે પોતાની સરખામણી કરી સંતોષ લે છે કે, "ફલાનું ફલાનું, જે તેઓ પાસે નથી, તે મારી પાસે છે; ફલાનું, જે તેઓ કરી શકતા નથી, તે હું કરૂં છું" વિગેરે. એવો વિચાર તેની સનમુખ, તેની વધુ ચહડતી માટેનો કોઇ ચહડતો ખ્યાલ ( high ideal ) ધરતો નથી. એક ડાહ્યો આદમી પોતાનાં ભિત્તરમાંજ જોઇ અથવા પોતાથી ચહડતી પંકતિનાંઓ તરફ જોઇ પોતાનાં અંતઃકરણની સ્તુતિની, પોતાનાં અંતઃકરણના સંતોષનીજ આશા રાખે છે. એક કમઅક્કલ આદમી

ઉતરતી પંક્તિનાંઓ સાથની પોતાની સરખામણીના વિચારથી, તેઓ તરફની સ્તુતિની, તેઓની પ્રસન્તાની કાળજી રાખે છે. એક કહો જ્યારે પોતાનાં અંતઃકરણની ગવાહી અથવા ખાત્રીપત્ર (testimony of good conscience) ની આશા રાખે છે, ત્યારે બીજો પોતાથી ઉતરતા આમ લોકોની ગવાહીની ખાતરી રાખે છે.

## સ્વમાન (self-respect)

આપણે પોતે પોતાને ઉતારી પાડવા નહિ જોઇએ, પોતા માટે હલકો વિચાર કદી કરવો નહિ જોઇએ. "પેલા ધણી તો મોટા વેપારી છે, યા વકીલ છે, યા તબીબ છે, યા ઇજનેર છે, તેથી તેઓ પોતાના કેટલાક ભોગે કામ કરે, યા પ્રમાણિકપણું, ખંત યા ઉલટથી કામ કરે, પણ મારી શું બિસાત? હું તો એક ગરીબ કામદાર છું, યા સુથાર, લોહાર, યા કોમપોઝીતર છું, તે મારી શું બિસાત? હું કેમ ભોગ આપી શકું? હું કેમ પ્રમાણિકપણે યા ભલી રીતે કામ કરી શકું?" એવા પોતાને માટે હલકા વિચાર આપણે મનમાં દાખલ થવા દેવા નહિ જોઇએ. આપણે પોતા માટે હંમેશાં સ્વમાન જાળવી ફરજ બજાવવી જોઇએ.

આપણે વિચાર કરવાનો નથી કે, " અરે, આપણી શી બિસાત! આપણે ગરીબ આદમી! આપણે શું કરી શકવાનાં!" નહિ, એમ વિચાર કરી છુંદગી

ગુજારી તો ફોકટ. આપણે ગરીબ કે તવંગર, ઉતરતે દરજ્જેનાં કે મોટે દરજ્જેનાં, ખુદાતાલાની જગતમાં સરખાં છઇએ. આપણે આપણાં કામથી મોટાં કે નાનાં ગણાઇશું. આપણી એક પેહેલવી કેતાબ[1] માં એક સવાલ છે કે, "ગરીબાઇ સારી કે તવંગરી?" ત્યાં જવાબમાં કહે છે કે, "પ્રમાણિક ગરીબાઇ એ અપ્રમાણિકપણે મેળવેલી દોલતની તવંગરી કરતાં બેહેતર છે." ત્યાં વધુ કહે છે કે, એક ગરીબ આદમી પોતાના વિચારો, વચનો અને કામો ભલાં રાખી અહુરમજ્દ તરફની ફરજ બજાવતો રહે, તો દુનિયામાં જેબી કાંઇ ભલાં કામો માણસોને હાથે થતાં હોય તેના સવાબમાં તેનો હિસ્સો છે. બીજા હાથ ઉપર, એક તવંગર પોતે અપ્રમાણિકપણે મેળવેલી દોલતમાંથી સખાવત યા ભલાં કામો કરે તો તેનો સવાબ તેને પોંહોચતો નથી. તેણે પ્રમાણિકપણે જે દોલત મેળવેલી હોય તે દોલતને પણ તેની સાથે અપ્રમાણિકપણે મેળવેલી દોલત ભેલાવાથી દાઘ લાગે છે.

ત્યારે ગરીબોએ ગરીબીથી નિરાશ થવાનું નથી. તેઓ જે પણ હાલતમાં મેલાયાં હોય ત્યાં તેઓએ પ્રમાણિક કામ કરવાનું છે. એ બાબે એક કવિના આ શબ્દો છે કે, "તું કયે દરવાજેથી જીંદગીમાં, ખુદાતાલાના બાગમાં આવ્યો છે, તે ના પુછ, પણ

---

1. મીનોખેરદ બાબ ૧૫.

તુંને સોંપવામાં આવેલાં શાંત ખુણાંમાં કયારાઓ બનાવ અને માટીને છુટી પાડ." [1]

આ વિચારને મળતાજ આ શબ્દો છે કે, "રવાન, જે સઘળું કરી શકે છે, તેને મનથી મોટું યા નાનું કાંઇ નથી. જ્યાં તે આવે છે (એટલે જ્યાં મન લગાડી કામ કરવામાં આવે છે), ત્યાં સઘળી ચીજો આવે છે અને તે સઘળી જગ્યાએ આવે છે.[2]

## હંમેશાં આપણી વૃદ્ધિ (Progress) સોધતા રહેવું.

**અવસ્તા**—યેડ જાંથએચ વક્ષએચ, ઉર્વાસેન આપો ઉર્વંરાઓસ્ચ; યેડે જાંથએચ વક્ષએચ, ઉક્ષીન આપો ઉર્વંરા ઓસ્ચ; યેંડે જાંથએચ વક્ષએચ, ઉસ્તતાનેમ નિશ્રવન્ત વીરપાઓ સ્પેન્તો દાતાઓ દામાન.

(ફ્રવર્દીન યશ્ત, ફ. ૮૭ અને ૯૩.)

---

૧. "Ask not what gate thou comest
Into life, the garden of God.
But in the quiet nook assigned thee
Trim the beds and break the clod!"
(Goethe. Hours with the Immortals, by
Dr. Downes p. 253).

૨. "There is no great or small
To the soul, that maketh all;
For where it cometh, all things are,
And it cometh everywhere."
(Ibid p. 220).

**અર્થ—**જે ( અશો જરથોસ્ત ) ના જન્મ અને વૃધ્ધિથી પાણીઓ અને ઝાડપાનો ખુશી થયાં; જેના જન્મ અને વૃધ્ધિથી પાણીઓ અને ઝાડપાનો વૃધ્ધિ પામવા લાગ્યાં; જેના જન્મ અને વૃધ્ધિથી સ્પેનતામીનોએ આપેલી તમામ પેદાયશ ખુશાલીના શબ્દો બોલવા લાગી.

આપણા લગ્નના આશીરવાદમાં અને આપણી આફ્રીનોમાં અહુરમજ્દની મરજી માફક કામ કરવાને અને વર્તવાને આપણને દુઆ દેવામાં આવે છે, જે દુઆમાં ઉંડી શિખામણ સમાયલી છે. અહુરમજ્દની મરજી આ છે કે, તેનાં માણસો તેનાં જેવાં થાય. હવે તેનાં જેવાં થાય એટલે શું ? તે સમજવા માટે તે કેવો છે તે જાંણવું જોઇએ. તે દાદારનો અને પેલી જેહાંનનો ખ્યાલ આપણે ઘણીક વાર આ દુનિયા ઉપરથી બાંધી શકયે. હવે જે સદગુણો અથવા શક્તિઓ આપણે જાંણયે છિએ, તે સદગુણો અથવા શક્તિઓ સંપુર્ણ હાલતમાં, અથવા વધારે સહી રીતે બોલયે તો, અનંત અથવા હદ વિનાની હાલતમાં ધરાવનાર તે દાદાર છે. તેની નેકીની, તેની ખુબીની, તેની મોહોબતની, તેની શક્તિની, તેની દાનાઇની હદ નથી. તે સર્વ અનંત છે. તેની જગત અનંત છે. જગતની જગ્યા (space) નો અને તેના વખતનો આપણે ખ્યાલ બાંધી શકતા નથી. તે બેઉ અનંત છે અને તેમાં વ્યાપી રહેલો પદાર્થ પણ અનંત પંથરાઇ રહેલો છે. તે પદાર્થ સાથે વ્યાપી રહેલી ચપળતા (energy) પણ અનંત છે. એ સર્વ અનંતાનો સાહેબ પોતે અનંત છે.

તેના સદગુણો અનંત છે. ત્યારે તે દાદારની જ્યારે મરજી છે કે તેનાં માણસો તેનાં જેવાં થાય અને તેની ખેશીમાં ( ૫ ખેશીએ દાદાર હોરમજ્દ ) પોંહોચે, ત્યારે દેખાઇતું છે કે તેની મરજી છે કે, માણસે આગળ અને આગળ, ચાલુ અને ચાલુ વધારા માટે જાશુક કોશેશ કરવી જોઇએ. કોશેશ કરી એક હાલતે પોંહોચ્યા કે બસ, એમ નહિ. વધુ કોશેશ કરો, આગળ વધો. તેમ વિચારી ધારી રાખેલી હદે વધ્યા તો પછી આગળ વધો. કાલ કરતાં આજે બેહેતર થાઓ; આજ કરતાં કાલે બેહેતર થાઓ; કાલ કરતાં પરમ દીને વધુ બેહેતર થાઓ; એવી રીતની જીંદગીની નેમ હોવી જોઇએ. ત્યારે પેલો અંગ્રેજી શબ્દ "Excelsior" તે આપણા વધારા માટેનો વાજબી સુચક શબ્દ ( Watchword ) છે. ખુદાતાલાની સંપુર્ણતા એ આપણી નેમ છે. ત્યારે "બસ, આટલી કોશેશ બસ", એ આપણી સેવટની નેમના શબ્દો નહિ હોવા જોઇએ.

## જાહેર નેકીઓ.

જે નેકીઓ યા સદગુણો ઘરઘતુ યા ખાનગી કહેવાય, તેઓનો વિચાર તમામ કરી હવે આપણે, જેઓ જાહેર નેકીઓ યા સદગુણો ગણાય અને જે આપણને બીજાઓના સમાગમમાં દેખાડવાનાં છે, તેઓનો વિચાર કર્યે.

## બહાદુરી. હિચકારાપણાં સામે ધિક્કાર

**અવસ્તા**—દાયાઓ મે, આતશ પુથ્ર અહુરહે મજદાઓ ....................નાઇર્વામ પસ્ચએત હામ વરેતીમ.

**અર્થ**—ઓ અહુરમજદના પુત્ર આતશ !......... ત્યાર પછી તું મને મર્દાનગીભરી બહાદુરી આપ.

એક જરથોશ્તીએ દરેક ભલાં કામમાં બહાદુરી દેખાડવી જોઇએ. હિચકારાપણું એ એક મોટો દુર્ગુણ છે, જે સર્વેએ તજવો જોઇએ. અવસ્તામાં કોઇ ફરજ બજાવવા માટે બોલવામાં આવે છે, તો કેટલીક વાર કહેવામાં આવે છે કે, તે જાનના જોખમે પણ બજા લાવવી. દાખલા તરીકે, આપણાં એકરારનામાં મુજબ એક જરથોશ્તી કબુલ થાય છે કે, તે માજદયસ્નાનોના મોહલ્લાઓને નુકસાન અને પાણીની તંગીથી બચાવશે. એ ફરજથી તે નહિ તનના કે નહિ જાનના પ્યારને ખાતર[1] પાછો હટવાનો પોતાનો ઠેરાવ જણાવે છે.

હિચકારાપણાં સામે અસલી ઇરાનીઓનો બહુ ધિક્કાર હતો. તનની કેળવણી લઇ એક અસલી ઇરાની મરદ, બહાદુર, હિમ્મતવાન અને મર્દાને મરદ નીવડતો. તેથી તેની મર્દાનગીપર શક નાખનારા શબ્દોમાં તે ઘણું અપમાન સમજતો હતો. તેમાં જો તેને ઓરત સાથે સરખાવ્યો તો થઇ ચુક્યું.

---

૧. નોમઇ અસ્તો, નોઇઇ ઉશ્તાનહે ચિન્માની (યજશ્ને, હા ૧૨, ફ. ૩).

હીરોડોટસ કહે છે કે, "એક મરદને ઓરત કરતાં બદતર કેહેવો, એના કરતાં ઇરાનીઓમાં વધારે મોહટું અપમાન કાંઇ ન હતું."[1]

**ઇરાની બાનુઓ પોતાના ખાવીંદથી બાહાદુરીની આશા રાખતી હતી તેનો દાખલો**—જ્યારે પાદશાહ એસ્ટાઇજીસ અને તેનાં મીડ લોકોની ઇરાનીઓ ઉપર સત્તા ચાલતી હતી, ત્યારે સાઇરસે ઇરાનીઓને મીડ લોકોની સામે બળવો ઉઠાડવા ઉશ્કેર્યાં. તે બળવા વખતની લડાઇમાં એક વખત સાઇરસ અને તેના ઇરાનીઓ હાર્યાં. ઇરાનીઓ નાહસી શેહેરમાં ભરાવા આવ્યા, ત્યારે કહે છે કે, ઇરાની બાનુઓ પોતાના મરદોની સામે આવી અને તેઓને એમ નાહાસી આવી શેહેરમાં ભરાવા માટે તાણો મારવા લાગી. તેથી શરમાઇ તે ઇરાનીઓ પાછા ફર્યા અને મીડ લોકો સાથે ફરીથી લડયા અને સેવટે તેઓને હરાવ્યા. એ ઉપરથી કહે છે કે, સાઇરસે એક કાયદો જાહેર કીધો, કે જ્યારે પણ કોઇ પાદશાહ તે શેહરમાં દાખલ થાય, ત્યારે તેણે તે શેહરની દરેક ઓરતને એકેક સોનાનો સિક્કો ભેટ આપવો.

## જાહેર હિમ્મત.

અવસ્તા—અમેશ્યા હુનરનેમ હુરઓધેમ આયેમે યેસ્તિ (યજશ્ને, હા ૨, ફ. ૬).

---

[1] ૧. હીરોડોટસ, પુસ્તક ૯, બાબ ૧૦૭.

અર્થ—ભલી પેદા કરેલી, ભલો દેખાવ આપનારી હિમ્મતને યજશ્નેમાં હું યાદ કરું છું.

આપણી સર્વ પ્રકારની ફરજ બજાવવા ખાતર, જે એક ચીજની ખાસ જરૂર છે તે હિમ્મત છે. "આપણે એક ભલું કામ કરીશું, તેનો આપણને જશ નહિ મળશે; તે માટે આપણે શાબાશીના બે બોલ નહિ સાંભળીશું; તે માટે આપણને કાંઇ બદલો નહિ મળશે, પણ, તેથી ઉલટું, કજશ મલશે; લોકો સામું બુરૂં બોલશે; ભલાઇને બદલે આપણી સાથે ભુંડાઇ કરશે;" એ સર્વ જાણવા છતાં, ફક્ત એવા મક્કમ વિચારથી તે કામ કરવું, કે તે ભલું કામ છે, તે માટે ખચીત હિમ્મતની જરૂર છે. આપણાં પુસ્તકોમાં એવી હિમ્મતને 'અમ' કહી છે. આપણામાં હિમ્મતની બાબજા તારીફ કીધી છે, તે એ મતલબે છે. ઘણીક વાર દુઆઓ ચાહતાં હિમ્મત (અમ) માટે દુઆ ગુજારવામાં આવે છે, તે આ સબબે છે. બેહરામ યજદ આપણામાં ફતેહ ઉપર મવક્કલ છે. એ ફતેહ તે કાંઇ ફક્ત શારીરિક ફતેહ નથી પણ એવી ઉત્તમ પ્રકારની પર્માર્થી ફતેહ છે. તેવી ફતેહ ઉપરના મવક્કલ બેહરામ યજદનો એક સદગુણ 'અમવન્તેમ' એટલે હિમ્મતવાન છે.

વિક્તર હુગો કહેતો કે "હું બંદગી વગર ચાર કલાક પણ જવા દેતો નથી.....હું બંદગીમાં શાને માટે દુઆ માગું છું? જોર માટે." વિક્તર હુગો, જે જોર માટે બોલે છે, તે એ હિમ્મત (અમ) નું જોર છે.

## રીતભાત જાળવવી.

**પેહેલવી**—નસ્તાખન અલ ચેવૂકનીઅ.

(આદરબાદ મારેસપંદનું પંદનામું, ફ. ૬.)

અર્થ—બીઅદબ માં થવો.

એક અંગ્રેજી કહેવત છે કે, "રીતભાત એક આદમીને માણસ બનાવે છે."[૧] સારી રીતભત જાળવવી એ ગ્રહસ્થપણાંનો સદગુણ છે. એવી રીતભાત મંડળીમાં જાળવવા માટે આદરબાદ મારેસપંદની નીચલી કેટલીક શિખામણો ધ્યાન પોંહોચાડવા જોગ છે.

તારીથી વડાઓ હોય અને તારા મિત્રો હોય તેઓ સાથે એકદિલીથી વર્તજે.[૨]

કુવખતે હસ્તો ના.[૩]

કોઇ પણ ધણીની ઠઠા મશકેરી કરતો ના.[૪]

મિજલસમાં ચહડતી જગ્યા લેવા માટે યા દરજ્જા માટે કજ્યો કરતો ના.[૫]

ચહડતે દરજ્જેનાઓને અને દાનાવોને ઇજ્જત આપજે.[૬]

બને ત્યાં સુધી કોઇ પણ ધણીને (સખ્ત) શબ્દોથી દુ:ખી કરતો ના.[૭]

---

૧. Manners maketh a man.

૨. પંદનામું ફ. ૮. ૩. એજ પુસ્તક ફ. ૧૫.

૪. ફ. ૧૭. ૫. ફ. ૩૧.

૬. ફ. ૩૭. ૭. ફ. ૪૫.

નામાંકિત પુરૂષોને ઘટતું હોય તેમ માન આપજે.[1]

જેઓને ઉપકાર ઘટતો હોય તેઓનો ઉપકાર માનજે કે તું ખુબીવંતો ગણાશે.[2]

કામકાજમાં અને બોલવા ચાલવામાં મિઠાશથી અને નમનતાઇથી વર્ત્તજે, કારણ કે નમવાથી કાંઇ પિઠ ભાગી જતી નથી, અને મિઠાશથી પુછપરછ કરવાથી કાંઇ મોહોડું બદબોઇભર્યું થતું નથી.[3]

કોઇ સાથ વાતચીત શરૂ કરે તો મિજાજી ચેહેરા (દુશ્ચેહરે) થી ના કરતો.[4]

અન્જુમનમાં તુંને ઘટતી હોય તેથી ચહડતી જગ્યાએ ના બેસતો.[5]

માલમિલકત યા ધન દોલત માટે મગરૂરી ના કરતો.[6]

તુંદ સ્વભાવનો અને અણુઘટતું બોલનાર ના થતો.[7]

**સભ્યતા, એ ગરીબોનો ખજાનો**—એક લખનાર કહે છે તેમ, "સભ્યતા એ ગરીબોનો ખજાનો છે." એક તવંગરનો ખજાનો તેની જે સેવા બજાવે,

---

૧. ફ. ૬૧. ૨. ફ. ૭૩. ૩. ફ. ૮૫.
૪. ફ. ૮૬. ૫. ફ. ૮૮.
૬. ફ. ૮૯. ૭. ફ. ૯૩

તે સેવા, બલકે તે કરતાં વધુ બેહતર સેવા, ગરીબોના હકમાં તેઓની સભ્યતા બજાવી શકે. કહે છે કે, લંડનની પોલીસનું ૧૫૦૦૦ આદમીનું નાનું લશ્કર લંડન જેવાં શેહરનાં ૫૦ લાખ આદમીઓને કાબુમાં રાખી શકે છે, તેની ખુબી આજ છે કે, તે પોલીસને ભાર મુકીને જે સદગુણ શિખવવામાં આવે છે, તે સભ્યતાનો છે. સર્વ સાથે સભ્યતાથી વર્ત્તવું, એ તેઓને મળેલું મોટું ફર્માન છે.

**બુજોર્ગ વયના તરફ માન જાળવવું—** મોટી ઉમરના બુજોર્ગો તરફ હમેશાં માન અને મમતાથી વર્ત્તવું જોઇએ. હાલના વખતમાં આ સાધારણ ફર્યાદ છે કે, જવાનો બુજોર્ગો તરફ જેવું માન ધરાવવું જોઇએ તેવું ધરાવતા નથી, આ એક કહેતી છે કે, "સફેદ માથું એ કીર્ત્તિનું તાજ છે." [1] તે કહેતીને માન આપી બુજોર્ગ વય તરફ માન જાળવવું જોઇએ. યાદ રાખવું કે તમો પણ એક વખત બુઢા થશો, માટે તમારી જવાન વયે તમોને જે રીતે બુઢાઓ તરફ વર્ત્તતા તમારાં બચ્ચાંઓ જોશે, તે રીતે તેઓ મોહટાં થઇ તમારા તરફ અને બીજાં બુજોર્ગો તરફ વર્ત્તશે.

---

1. "The hoary head is a crown of glory."

## દુશ્મનો સાથે પણ ભલી વર્ત્તણુક.

પાજંદ—" અવા દુશ્મનાન બ દાદસ્તાન કુશ "
(આશીર્વાદ.)

અર્થ—દુશ્મનો સાથે વાજબી રીતથી વર્ત્તવાની કોશેશ કર.

આપણાં દુશ્મનો સાથે પણ સારી રીતે વર્ત્તવાની આપણે કોશેશ કરવી જોઇએ. દુશ્મન બે પ્રકારના હોય છે. એક તો તે, કે જેઓને આપણે આપણા દુશ્મન થવાનું ખરેખરૂં કારણ, જાણી જોઇને યા અજાણપણે, આપ્યું હોય. આપણી ભુલથી યા વાંકથી આપણે કોઇને દુઃખ દીધું હોય, તેના બદલામાં તે દુશ્મન થયો હોય. એવે પ્રસંગે આપણી ભુલ સુધારી અથવા તેને દીધેલાં દુઃખનો બદલો વાળી આપી, તેની દુશ્મનાઇને દૂર કરવી. દાનાવોની કેહેવત છે કે, "કોઇનો માર ખાઇને આવ્યે તો સારૂં કે નિરાંતે ઉંઘ આવે, પણ કોઇને મારીને આવ્યે તે ખોટું, કે નિરાંતથી ઉંઘ નહિ આવે." માર ખાઇને આવ્યાથી કદાચ મારથી શારીરિક વેદનાજ આપણને ખમવી પડે, પણ મારીને આવ્યાથી ખોટાં કામના દુઃખથી મનની વેદના ખમવી પડે. વળી રખેને સામો ધણી કોઇ દહાડો ચોકઠું ગોઠવી આપણને "શેરનો સવા શેર" દેખાડે એવી મનને ચાલુ ચિંતા રહે છે.

પણ કેટલીક વાર, આપણા વાંક વિના, આપણા તરફની અદેખાઇને લીધે, અથવા આપણે આપણા

વિચાર પ્રમાણે ચાલતા હોઇએ તેને લીધે, અથવા એવા કોઇ બીજા સબબોથી કોઇને આપણે દુશ્મન બનાવીશું. તેવી દુશ્મનાઇની અસર ટાળવા ખુદા પાસે દુઆ ગુજારવી કે, ખુદાતાલા આપણા તે દુશ્મનને નેક તોફીએત બક્ષે, કે તે આપણી ઉપર કેહેરને બદલે મેહેર દેખાડે. તેને માટે એવી ભલીજ દુઆ ગુજારવી.

કેટલીક વાર માણુસનો એક દુશ્મન હોય તે ભલો. આપણો કોઇ દુશ્મન છે, જે આપણી નાહનામાં નાહની ખામીને સહુરાવીને ખોટું રૂપ આપશે, એ ચિંતાજ આપણુને તે નાહનામાં નાની ખામીથી દૂર રહેવાને સૂચવશે. એક દોસ્ત કરતાં એક દુશ્મન આપણો બેહેશ્તનો માર્ગ કેટલીક વાર વધારે ખોલશે. દોસ્તોની સ્તુતિથી અને દુશ્મનોના ટીકાની ગેરહાજરીથી, આપણે ગમે તેવા ભલા હોઇશું તોપણ, કદાચ છકી જઇશું અને આપણો પગ કોઇ ભુલ ઉપર લપસી જશે. માટે દુશ્મનોની દુશ્મનાઇ વચ્ચે ભલા નિવડવાની કોશેશ કરવી જોઇએ. બનતાં સુધી દુશ્મનો માટે પણ રૂડો, મોહટાં મનનો વિચાર બાંધવો. આવા વિચારથી ઘસડાઇ જવું નહિ, કે આપણો દુશ્મન ફક્ત અદેખાઇથી કે બુરી મતલબથી દુશ્મનાઇ ધરાવેછે, અથવા આપણી વિરૂધ્ધ બોલે છે. કદાચ એમ હોય કે, આપણી ખામી આપણે જોતા નહિ હોઇએ, પણ તે દુશ્મન જોતો હોય, અને ભલા હેતુથી કદાચ તે તે ખામી નાપસંદ કરતો હોય.

માટે તેની દુશ્મનાઇમાં જો કંઇ દુંખ હોય તો તે ટાળવા આપણે આપણી આસપાસ જોવું જોઇએ અને આપણાં સિત્તરમાં જોવું જોઇએ. આપણી વર્ત્તણુકને ફરી ફરી તપાસવી અને ખુદા પાસે દુઆ ગુજારવી કે "એ ખુદા! મારામાં કંઇ ખામી હોય, કે જેથી મારો દુશ્મન મારી સામે દુશ્મનાઇ ધરાવતો હોય, તો તે ખામી મારી નજરે પાડ અને તે ખામી દૂર કરવાને મને નેક તોફીએત બખ્શ." કુસ્તી કરતાં આપણે જ્યારે ભણિએ કે "દુશ્મનાન સતોહબાદ, દુશ્મનાન અવાદશાં બાદ" એટલે "દુશ્મનો આજેજ થજો, દુશ્મનો નાબુદ થજો," ત્યારે આવા વિચારથી ભણવું.

આ બાબતનો બીજી રીતે વિચાર કર્યે. આપણો દુશ્મન વાજબી હોય અને આપણે ગેરવાજબી રીતે તેને દુશ્મન ગણતા હોઇએ. તે એક વખત આપણો બરોબરીઓ હતો. આજે તે આપણાથી ચઢતે દરજજે પુગ્યો છે, તેથી આપણને તેની અદેખાઇ લાગે અને તેથી તે આપણને દુશ્મન જેવો લાગે. ત્યારે આવા દુશ્મનોથી પણ ફાયદો મેલવવો. આપણી અદેખાઇને હરીફાઇમાં ફેરવી નાખવી કે તેથી આપણને ફાયદો થશે. આપણે તેની નકલ કરી, તેના સદગુણો, ચંચળાઇ, હુશ્યારી અખત્યાર કરી તેના બરોબરીઆ થવાની કોશેશ કરવી. જે દાદરની ટોંચે તે ઉભો હોય ત્યાંથી તેને નીચે તોડી પાડી આપણી બરોબરીઓ કરવાને બદલે આપણે ઉપર ચહડી તેના બરોબરીઆ થવું. જો તે સદગુણોથી ચહડી

એમ વડો અને ચહડતા મરતબાનો થયો હોય તો આપણે પણ સદ્દગુણો અખત્યાર કરી તેના બરાબરીઆ થવું અને એ પ્રમાણે ગોયા તેની દુશ્મનાઇથી ફાયદો મેળવવો. પણ જો કોઇ આપણો બરોબરીઓ, ખુશામત યા ઠગાઇ યા અપ્રમાણિકપણાંથી આપણાથી ચહડતા દરજ્જાનો થયો હોય તો, તેની નકલ નહિ કરવી, પણ મનમાં આપણા ઉતરતા દરજ્જાની ગરીબ હાલતમાંજ અંતઃકરણનો પ્રમાણિક સંતોષ ભોગવવો.

દુશ્મન કોઇ વખત દોસ્તની ગરજ સારે છે. આપણા દુર્ગુણોને અને આપણી ખામીઓને આપણી પેહેલી પંક્તિનાં દુશ્મનો ગણવાં, અને આપણી એ ખામીઓને લીધે, આપણા એ દુર્ગુણોને લીધે, જેઓ આપણા દુશ્મનો થયા હોય અને જેઓએ આપણી સંગત છોડી હોય, તેઓને દુશ્મનોને ખરા દોસ્તો ગણવા, કારણ કે, આપણી ખામીઓ તરફનો તે દુશ્મનોનો ધિક્કાર અને નાપસંદગી આપણી ખામીઓ તરફ આપણું ધ્યાન ખેંચશે અને તે ખામીઓ સુધારીને બેહેશ્તના માર્ગ તરફ રસ્તો લેવાને આપણને સૂચવશે.

પ્લુટાર્ક પ્રમાણે જેનોફોનનું આ કહેવું હતું કે, "એક માણસને ઘણો ફાયદો કરનાર તેનો દુશ્મન છે." જ્યારે રોમનોએ કારથેજ ઉપર ફતેહ મેલવી અને પછી યૂનાન ઉપર ફતેહ મેલવી, ત્યારે કેટલાકો કહેવા લાગ્યા કે, "હવે રોમ સુલેહ અને સમામતીમાં

રહેશે." પણ નાસીકા (Nasica) નામના એક વિદ્વાને કહ્યું કે, "રોમની ખરી મુશ્કેલી તો હવે શરૂ થઇ છે, કારણ કે કોઈ (દુશ્મન) થી તેને હવે બીહવાનું નથી માટે તે બેદરકાર થશે અને તેની પડતી આવશે."

એક જને ડાયોજીનીસને સવાલ કર્યો કે, "મારા દુશ્મન ઉપર હું કેમ કીનો લઉં?" તો તેણે જવાબ દીધો કે, "તેને બાળવા અને ચીડવવાનો રસ્તો એજ છે, કે તું ભલો અને પ્રમાણિક થા." એટલે કે દુશ્મનની તારીમારી કરી તેની સામે ધુળ નાખવાને બદલે આપણેજ વધારે ભલા થવું. કોઇ દુશ્મન આપણી કંઇ વર્ત્તણુક ઉપર ટીકા કરે, તો આપણે આપણી પોતાની વર્ત્તણુકની તપાસ (Self-examination), લેવી જોઇએ, અને સુધારવા જોગ હોય તે સુધારવું જોઈએ. "તમો પોતાને પીછાનજો" (Know thyself), એ શબ્દો હંમેશાં યાદ રાખીશું, તો પછી દુશ્મનથી બીહવાનું નથી. આન્ટીસ્થેનીસની આ શિખામણ છે કે, "નિષ્કલંક અને ભલી જીંદગી ગુજારવા માટે એક માણુસ માટે અવશ્યનું આ છે કે, તેનો એક પ્રમાણિક દોસ્ત હોય અથવા એક અપ્રમાણિક બુરો દુશ્મન હોય." પ્રમાણિક દોસ્તો, જેઓ આપણી ખરી ખામીઓ આપણુને કહે તે મળવા મુશ્કેલ હોય છે, પણ બુરા દુશ્મનો ઘણા મળે છે, જેઓ આપણી નાહુની ખામીઓને મોટું રૂપ આપી આપણું ધ્યાન તે ઉપર ખેંચે છે. સીકંદરના બાપ ફીલીપ માટે કહે છે, કે તે પોતાની ફતેહ માટે પોતાના

દુશ્મનોની દુશ્મનીને આભારી હતો, અને તે કાજે કહેતો કે "હું દર રોજ મારાં વચનો અને કામોથી તેઓને જુદાં પાડવાની કોશેશ કરૂં છું." સીજર, જેનો પોમ્પી દુશ્મન હતો, તે જ્યારે સત્તા ઉપર આવ્યો, ત્યારે તેણે પોમ્પીનાં સઘળાં બાવળાઓનો પાછાં ઉભાં કરાવ્યાં. તેથી હાર્લી નામનો વિદ્વાન કહે છે કે, તેણે જાણે પોતે પોતાની ખુબીનું બાવળું ઉભુ કીધું. પ્લુટાર્કના આ શબ્દો છે કે, "આપણો દુશ્મન પણ આપણો એક જાતનો શિક્ષક છે," કારણ તેના ટીકાથી બીહી આપણી વર્ત્તણુક આપણે સુધારીને ચાલ્યે છિએ.

આ સર્વ વિચારો દેખાડે છે કે કેટલીક વાર દોસ્ત કરતાં દુશ્મનો આપણી વધારે સારી રીતે ગરજ સારે છે. "મોહોબત આંધળી છે," તે કહેવત પ્રમાણે, મિત્રોની મિત્રાચારી આપણી જે ખામીઓ જોઇ શક્તી નથી, તે ખામીઓ દુશ્મનો જોયછે, અને આપણું તે ઉપર ધ્યાન ખેંચેછે.

## સુલેહસંપજ.

અવસ્તા—વદનીત અહિ ન્માને આક્તિતશ અના-
ક્તીમ. (યજશ્ને, હા ૬૦, ક ૫).

અર્થ—આ ઘરમાં સુલેહસંપજ કજ્યા કકાસને મારે.

કહે છે કે ઘોડો લડાઇની નિશાની છે, અને જેતુન (olive) નું ફળ સુલેહની નિશાની છે. જુનાની દંતકથા કહે છે કે, પોસેઇડાન અને એથીની વચ્ચે

વાંધો ઉઠયો, કે એક નવું વસાવેલું શેહેર (એથેન્સ), જેને હજી નામ આપ્યું હતું નહિ, તેને કોણનું નામ આપવું. તેઓ દેવતાઓ પાસે એ બાબે ચુકાદો માગવા ગયા, ત્યારે તેઓએ કહ્યું કે, જે માણસજાતને ઘણી ઉપ્યોગી ભેટ આપી શકે તે ધણીનું નામ એ શેહેરને આપવું. કહે છે કે ત્યારે પોસેઇડાને ઘોડો પેદા કર્યો, પણ એથીનીએ 'ઑલીવ' ફળ પેદા કર્યું. ત્યારે દેવતાઓએ એથીનીની તરફેણમાં ચુકાદો આપ્યો કે તે સુલેહની નિશાની છે, અને લડાઇ કરતાં સુલેહનું માણસને વધારે કામ છે. સુલેહસંપજ એક ઘરને બેહેશ્ત સમાન બનાવે છે, જ્યારે કજ્યો કંકાસ તેને દોજખ સમાન બનાવે છે.

## નમ્રતાનો સદ્ગુણ.

સ્પવસ્તા—વઇનીત અહ્મિ ન્માને આર્મઇતિશ તરો-મઇતીમ. (યજશ્ને, હા ૬૦, ફ. ૫).

અર્થ—આ ઘરમાં નમ્રતા તેહેંકરાઇને મારે.

એક જરથોશ્તીનાં ઘરમાં આફ્રીનગાનની ક્રિયા થતાં ઉપલા સખુનો ભણાય છે. સભ્યતા અસલના વખતથી જરથોશ્તીઓનો એક સદ્ગુણ ગણાતો. એક ઇરાની બાળક બચપણથી સભ્યતા શિખતું.

એક માણસે હમેશાં એમ માનવું જોઇએ કે તે ખુદાના લખો અને કરોડો બંદાઓ, જેઓને એકમેકની અરસપરસની મદદની અગત્ય છે, તેઓમાંનો એક નાકસ

બંદો છે. એવા વિચારથી તેણે પોતાની મગરૂરી મારી, તકેબરી તોડી, અને તુંડાઇ ટાળી નમ્રતાને નમવું જોઇએ. નમ્રતાની ગેરહાજરી અને મગરૂરીનો મરોડ માણસને તેના ખુદા તરફની, તેનાં માબાપ તરફની, તેનાં ભાઇબેહેન તરફની, તેનાં જન ફરજંદ તરફની, તેના આડોસીપાડોસી તરફની, તેનાં કુલે મનુષ્ય ભાઇબંધો તરફની, તેની ખરી ફરજ ભૂલાવે છે. નમ્રતા જાળવી માણસે વિચારવાનું છે કે, આ પોહોળી પૃથ્વી ઉપર, આ બોહોળી જગતમાં, આ મોટી સૃષ્ટિમાં, તે, જોકે ખુદાની એક શ્રેષ્ટ પેદાયશનો ભાગ છે, તોપણ તે કેવો નાકસ, કેવો બિસાત વગરનો છે. આ પૃથ્વીનાં કરોડો માણસોમાંનો અને અગણીત પેદાયશમાંનો તે એક છે, કે જે પૃથ્વી પોતે વળી તે ખુદાની પેદા કરેલી કુલ જગતમાં દર્યા કિનારા ઉપર પડેલી રેતીના ફક્ત એક દાણા મીસાલે છે, મહાસાગરનાં પાણીનાં એક ટીપાં મીસાલે છે.

નમ્રતા અખત્યાર કરવાનો એક માર્ગ બંદગી છે. બંદગી શબ્દનો અર્થજ આ કે, "બંદા તરીકેની હાલત." ત્યારે બંદગી કરવી, એટલે કે પોતાની હાલત બંદા તરીકે કબુલ રાખવી. ખુદા તરફ, પછી તે દાદારના બીજા બંદાઓ તરફ, પછી તેની કુલે પેદાયશ તરફ, ખુદ "ફરજ" તરફ, પોતાની બંદા તરીકે હાલત જાહેર કરવી, તેમાં બંદગીનો ઘણો ભાવાર્થ સમાઇ જાય છે. ખુદાતાલા પોતાના બંદાઓ

તરફથી બંદગી માગે છે, તે આવા પ્રકારની ફરજ તરફની બંદગી છે. જેમ એક માલેક પોતાના બંદાને પોકાર ( Call ) કરે અને બંદો "હાજર" કરી જવાબ આપે, તેમ જ્યારે પણ ફરજનો પોકાર ( Call to duty ) સમજાય, કે આપણે "હાજર" તરીકે જવાબ આપ્યે તો તે ખરી બંદગી. બંદગી અથવા બંદા શબ્દનો ધાતુ "બસ્તન" એટલે "બાંધવું છે." ત્યારે બંદગી એટલે એક ચોકસ ફરજના માર્ગ ઉપર આપણે બંધાઇ રહેવું. આપણે હંમેશાં છુટાપણાંને પસંદ કર્યે છિએ અને કોઇ પણ તરફ બંધાયલી હાલત પસંદ કરતા નથી. પણ ઉપલા ખ્યાલ સાથની ફરજ તરફ બધાયલા રહેવાની તબેહ છુટાપણાંનોજ એક માર્ગ છે.

**નમ્રતાનો ઇરાની દાખલો**—નોશેરવાન અદલના વજીર બુઝોર્ગમેહર બાબે એક વાત કહેવામાં આવે છે કે, તે ઘણો જાણકાર, હુશ્યાર અને ભણેલો હતો. તેની બાયડી કોઇ વખત તેને કાંઇ પુછતી અને ત બાબત તેને નહિ ખબર હોતી, તો તે કહેતો કે, "હું એ નથી જાણતો." એક વખત તેની બાયડીએ કહ્યું કે "તું પાદશાહનો મોહટો વજીર થયો છે અને એમ શું ઘડી ઘડી કહે છે, કે "હું ફલાનું નથી જાણતો અને ફલાનું નથી જાણતો ? શું પાદશાહ તુંને આવો મોહતો દરમાયો આપે છે તે આવી ઘણીક બાબતો નહિ જાણવા માટે કે ?" ત્યારે બુઝોર્ગ-

મેહરે થંડે પેટે જવાબ આપ્યો કે, "જે હું જાણું છું તેટલા માટે પાદશાહ મને પગાર આપે છે. જે હું નથી જાણતો તેટલા માટે મને પગાર આપતો હતે તો પાદશાહનો આખો ખજાનો તે માટે પુરતો થતે નહિ." આ મર્યાદશીળ જવાબથી બુઝોર્ગમેહરની કહેવાની મતલબ આ કે, "દુનિયામાં જાણવાનું તો એટલું બધું છે કે, આપણે જે જાણ્યે છિએ તે. આપણ જે નથી જાણતા તેની સાથે સરખાવતા, કાંઇ બિસાતમાં નથી."

**અરસપરસની માયા મોહોબત**—સંસારનો આધાર માયા મોહબત ઉપર છે. આ દુનિયાની વ્યવસ્થાનો આધાર માયા અને મોહોબત ઉપર છે. માયા અને મોહોબત છે તો સઘળું છે. સર્વવ્યાપક મોહોબત ( Universal l. ve ) પર જાણે સંસારનો પાયો રચેલો છે. એક રીતે બોલ્યે તો માયા અને મોહોબત બે પ્રકારની છે. ભલી અને બુંડી. અથવા બીજી રીતે બોલ્યે તો, જે ખાલેસ માયા અને મોહોબત, તેનેજ માયા અને મોહોબતનું પાક નામ છાજે છે.

અવસ્તામાં એવી મોહોબત માટેનો એક શબ્દ 'મિથ્ર' છે, જેને મળતો ગુજરાતી શબ્દ 'મિત્ર' છે. મિથ્ર, જેને આપણે 'મેહેર' કહિએ છિએ તેના કેટલાક અર્થોમાંનો એક અર્થ 'મોહોબત' છે. 'મિથ્ર' નો પાછળથી ફારસીમાં 'મેહેર' થયો છે અને એ ફારસી 'મેહેર'

શબ્દ ઉપરથી નીકળેળા આપણા 'મેહેર' અને 'મેહર-બાની' શબ્દોમાં એ મોહબતનો અર્થ જળવાઇ રહ્યો છે.

મેહર યશ્ત[1]માં એ અરસપરસની મોહોબત અથવા 'મેહેર' ની બાબત આવી છે. ત્યાં મંડળીના જૂદા જૂદા આસામીઓ વચ્ચે જળવાઇ રહેતી મિત્રાચારી યા મોહોબત વિષે બોલવામાં આવે છે. ત્યાં એવી મેહેર યા મોહોબત, જે બે મિત્રો ઉપરથી, બે હમકારો ( સાથે કામ કરનારાઓ ), બે સાથે વસનારાઓ, ધણી ધણીઆંણી, વિગેરે વિગેરેથી આગળ વધતી જાય છે, તે જણાવતાં સેવટે બે પ્રજાઓ વચ્ચેની અને સેવટે હમદીનો વચ્ચેની મોહોબતને અગત્યતા આપી છે. ત્યારે સંસારના સંબંધનો પાયો મેહેર અથવા મોહોબત ઉપર રહ્યો છે.

સંસારમાં નજર કરતાં દિસે છે કે, એ માયા મોહબતના, મંડળીના સંબંધમાં નિચલા ત્રણ પ્રકારો છે.

૧. તે માયા મોહબત કે જે ઉતરતે વર્ગના, પોતાથી ચહડતે વર્ગનાઓ તરફ દેખાડે.

૨. તે માયા મોહબત કે જે એકસરખી પંક્તિનાઓ એક બીજા તરફ દેખાડે.

૩. તે માયા મોહોબત કે જે માણસો પોતાથી ઉતરતી પંક્તિનાઓ તરફ, પોતાથી વધુ ગરીબો તરફ દેખાડે.

પેહલા બે વર્ગમાં જરા પણ સ્વાર્થ હોય, પણ ત્રિજામાં તે ન હોય. જ્યારે આ ત્રિજા વર્ગની માયા અથવા

---

૧ મેહેર યશ્ત ક. ૧૧૬-૧૭.

મોહોબત પોતાનો વિસ્તાર વધારી ગરીબો તરફ નજર કરે છે ત્યારે અવસ્તામાં તેને ખાસ કરી યાદ કરવામાં આવે છે. સીરોજામાં કહે છે કેઃ—"ગરીબોનું પોષણ કરનાર માયા (મોહોબત) ને અમો આરાધ્યે છિએ."[1]

આપણું એક પેહેલવી પુસ્તક આપણુને સર્વ તરફ, આપણાથી ચહડતી પંક્તિનાઓ તરફ, સરખી પંક્તિનાઓ તરફ અને ઉતરતી પંક્તિનાઓ તરફ સારી રીતે વર્ત્તવાને શિખામણ દે છે. તે કહે છે કે "વડાઓ તરફ મીઠાસ અને તાબેદારી ભલી છે."[2] તે વધુ કહે છે કે, "તારીથી ઉતરતી પંક્તિનાઓ તરફ, તેઓ તારી બરોબરીઆ હોય તેમ વર્ત્તજે. તારી બરોબરીઆઓ તરફ, તેઓ તારીથી ચહડતી પંક્તિના હોય તેમ વર્ત્તજે, અને તારીથી ચહડતી પંક્તિનાઓ તરફ, તેઓ તારા સરદાર હોય તેમ વર્ત્તજે."[3]

**અહુરમજ્દની મરજી કે આપણે ગરીબો તરફ મોહોબત દેખાડયે**—અહુરમજ્દ આપણુ સર્વનો પાદશાહ છે. તે પાદશાહોનો પાદશાહ છે. પાદશાહોની પાદશાહી તેનાથી છે. તેની પાદશાહી એમાં સમાયલી છે, કે તે પોતાની સર્વ જગત ઉપર નેઘાહ રાખી, સર્વ તરફ મોહોબત દેખાડી, તેઓને આસરો દે છે, અને સર્વને પોષણ પુરૂં પાડે છે. તેની ખાહેશ છે કે, આપણે તેના ગરીબો તરફ મોહોબત

---

૧. "મરેજદિશ્નેમ થ્રાયો—દ્રિગુમ યજમઇદે" (સીરોજા.)
૨. મીનોખેરદ, બાબ ૨, ફ. ૭૮. ૩. મીનોખેરદ, બાબ ૨, ફ. ૪-૫.

દેખાડયે. પેગામ્બર જરથોશ્ત એ બાબે અહુર-મજ્દને સવાલ કરે છે કે, "એ અહુરમઝ્દ! તારી પાદશાહી શું છે? તારી મરજી શું છે કે જે પ્રમાણે કામો કરવાથી હું તારી દોસ્તીમા આવું?"[1] ત્યારે અહુર-મઝ્દ જવાબ આપે છે કે, "તારા (ભાઇબંધ) ગરીબો, જેઓ અશો અને ભલાં મનથી રહેતાં હોય, તેઓને આસરો આપવાથી.[2]"

ઉપલો ફકરો એવું દેખાડે છે, કે દાદાર અહુરમઝ્દ પણ પોતાની પાદશાહી, પોતાની હર્વેસ્પ તવાનાઇ, પોતા-ની તમામ શક્તિ એમાં માને છે, કે તે તેની પેદાયશનું ઘટતું રક્ષણ કરે, અને તેનું પોષણ કરે; અને તેના બંદાઓ પાસે પણ તે તેવાજ પ્રકારની પાદશાહીની, યાને તેઓની ગુંજાસ મુજબ, શક્તિની આશા રાખે છે. એવી શક્તિનો ઉપયોગ કરી ગરીબોને યારી દેવી, તે સખાવત છે. માણસે પોતાને પેદા કરનાર ખુદાતાલાએજ પેદા કરેલા પોતાનાં મનુષ્ય ભાઇબંધોને ચાહવાં, તે પોતાના પેદા કરનારનેજ ચાહવા બરાબર છે. જેમ એક શક્તિવાળો ભાઇ પોતાના નાના ભાઇ અથવા ગરીબ ભાઇબંધોને ચાહવાથી અને તેઓને મદદ કરવાથી એક રીતે પોતાનાં માબાપનેજ ચાહાતો અને માન આપતો ગણાયછે, તેમ ખુદાના સર્વ બંદાઓ તરફ

૧. "કત વે ક્ષથ્રેમ, કા ઇશ્તશ થ્યોથનાઇશ મજ્દા વહ્યાઓ હખમી." (યજશ્ને, હા ૩૪, ફ. ૫.)

૨. "અષા વોહુ મનઘ્હા થ્રાયોઇવ્યાઇ, દ્રિગુમ યુષ્માકેમ", (યજશ્ને, હા ૩૪, ફ. ૫.)

આપણાથી બનતો મદદનો હાથ લંબાવવો, એ આપણા સર્વે બંદાઓના પેદા કરનાર બાપ, અહુરમઝ્દને પોતાને ચાહવા અને માન આપવા બરાબર છે. આપણા પેદા કરનાર ખુદા તરફના આપણા ચાહતું, આપણી ફરજનું, આપણી મોહોબતનુંજ એ પરિણામ છે. ખુદા પોતાની કુલે પેદાયશને ચાહેછે, માટે તેની પેદાયશ તરફનો આપણો ચાહ, ખુદ ખોદા તરફના આપણા ચાહ સમાન છે. ખરો ખુદાશનાસ તે છે, કે જે, તે ખુદાનાજ પેદા કરેલા ખરા હાજતમંદોને પણ પિછાણે છે, અને તેમ કરી તેઓને રાજી કરેછે.

## ઉપકાર.

અવસ્તા—"તાઓ અહિ ન્માને જમ્યારેશ...... પઇતિ-જન્તવચ્ય" (યજશ્ને, હા ૬૦, ફ. ૨).

અર્થ—આ ઘરમાં ઉપકારનું આવવું થજો.

ઉપકાર એ સદગુણોમાંનો એક અગતનો સદગુણ છે. આપણી ઉપર કોઇએ કાંઇ પણ આભાર કર્યો હોય, તેનો ઉપકાર માનવો, એક ઉત્તમ સદગુણ છે. એક લખનાર કહેછે, તેમ અહુરમઝ્દનું મથક બે જગ્યાએ છે. એક ઉંચે આકાશમાં અને બીજું એક આભારી અને ઉપકારી હૈડામાં. ત્યારે જે માણસ, પોતા ઉપર થયલા આભારનો હંમેશાં ઉપકાર માનેછે, તે માણસનાં જીગરમાં જાણે અહુરમઝ્દ વાસો કરેછે. કોઇનો આભાર માનવો, કોઇએ આપણા ઉપર એહેસાન કીધું હોય, તો તેનું એહસાન પિછાણવું, એ એક મોટો સદગુણ, એક ઉત્તમ નેકી છે.

કોઇનો ઉપકાર નહિ માનવો અને સામો અપકાર કરવો, એ અસલી ઇરાનીઓમાં એક મોટો દુર્ગુણ ગણાતો. અસલી ઇરાની ઉસ્તાદો ઇરાની બાળકોને બચપણથીજ અપકાર (ingratitude) સામે ધિક્કાર ધરાવવાને શિખવતા હતા. ઉપકારનો બદલો અપકારથી વાળવો, એના જેવું બુરૂં કામ તેઓ બીજું કશું નહિ ધારતા હતા. એ બાબેની ઇરાનીઓની શિખવણી બાબે જેનોફોન કહેછે કે, "વળી એક વાંક, કે જેને માટે માણસો એકમેકને ધિક્કારેછે, પણ જેને ઈનસાફની કચેરીએ લાવતા નથી, તે વાંક, એટલે કે અપકાર માટે તેઓ (ઉસ્તાદો) ચુકાદો કરેછે. જે કોઇ ધણી પોતા ઉપર થયલા ઉપકારનો બદલો પાછો વાળવાને શક્તિવાન હોય, પણ તેમ કરવાને ના પાડતો હોય, તેને તેઓ ઘણી સખ્ત સજા કરતા હતા, કારણકે તેઓનું એવું મત હતું કે અપકાર કરનારાં માણસો પોતાના ખુદા તરફ, પોતાનાં માબાપ તરફ, પોતાના દેશ તરફ અને પોતાના મિત્રો તરફ, બેદરકાર અને બેપરવાહ હોય છે; અને અપકારની સાથે ખચીત બીશર્મી દાખલ થયલી દિસેછે, અને એ માણસોને સઘળી હલકી ચીજો તરફ લેઇ જનાર મુખ્ય સાધન દિસેછે".[1] એજ વિચારથી આદરબાદ મારેસ્પંદ પોતાના બેટાને શિખામણ દે છે કે, "ઉપકાર માનનાર થજે, કે તું નેકીને લાયકનો થાય."[2]

---

૧. સાઇરોપિડયા, બુક ૧, બાબ ૨. ફ. ૭.

૨. "સેપાસદાર યાહૂનીઅ આઇગ પવન નીઓકીઅ અરજાનીઇ યાહૂનીઅ." (પંદનામું, ફ. ૭૭).

# પ્રકરણ પાંચમું.



"ધર્મની નીતિઓ અને નેકીઓ અખત્યાર કરી અશો જરથોશ્ત તરફ દેખાડવો જોઇતો પ્યાર અને વફાદારી."

અવસ્તા—યા વરનો અસ જરથુસ્ત્રો............તા વરેનાચા તકએષાચા ( યજશ્ને, હા ૧૨, ફ. ૭. )

અર્થ—જે રીતનો જરથોસ્ત હતો.....તે રીત અને તરીકાનો હું છું.

આપણી દીનનાં એકરારનામાં મુજબ દિવસમાં ઘણીક વાર કુસ્તી કરતાં આપણે ઉપર જણાવવા મુજબ એકરાર કર્યે છિએ કે આપણે જરથોશ્તી માજદયશ્ની છિએ. એ શબ્દોનો અર્થ એ એકરારનામામાં આગળ ચાલતાં જણાવવામાં આવેછે કે, "જરથોશ્તી હોવું, એટલે કે, જે રીત યા તરીકાનો પેગામ્બર જરથોશ્ત પોતે હતો, તે તરીકાનું આપણે બનવું." એ વિચારથી આશીર્વાદમાં પેગામ્બર જરથોશ્તના જેવા કીર્ત્તિવંત થવાને અને તેવણનાં જેવા સવાબનાં કામો કરનાર થવાને આપણને દુઆ દેવામાં આવેછે. એ સર્વની મતલબ આ કે, આપણે ફક્ત નામથીજ જરથોશ્તી નહિ, પણ આપણા વિચાર, વચન

અને કામથી પણ જરથોશ્તી બનવું, અને એક જરથો-શ્તીની નજરે, આપણી ફરજોનો અને નીતિ નેકીઓનો જે ખ્યાલ આગલાં પ્રકરણોમાં આપણે કીધો, તે ફરજો બજા લાવવી અને તે નીતિ નેકીઓ અખત્યાર કરવી.

**" પેગામ્બર જરથોશ્ત એ અમારી વર્તણુક"**—આપણે જરથોશ્તી કહેવાવા માંગતા હોઇએ તો, ફક્ત નામના જરથોશ્તી કહેવાઇ જરથોશ્તી તરીકે મગરૂરી લેવી જોઇએ નહિ, પણ પેગામ્બર જરથોશ્તની નકલ કરી તેની વર્ત્તણુક મીસાલ આપણી વર્ત્તણુક બનાવવી જોઇએ. " પેગામ્બર જરથોશ્ત એ અમારી વર્ત્તણુક (Zoroaster our character)", એ આપણા સુચક શબ્દો હોવા જોઇએ. પેગામ્બર જરથોશ્તની જીંદગીને, તેની વર્ત્તણુકને, આપણી નજર સનમુખ એક ચહડતા પ્રકારના ખ્યાલ ( high ideal ) તરીકે આપણે રાખવી અને તે ચહડતા પ્રકારના ખ્યાલની હાલતે પોહોચવાની કોશેશ કરવી. દીનનો ખરો એકરાર આપણી વર્ત્તણુક (character) થી થાય છે. માટે આપણુ દરેકે, આપણુ સર્વે જરથોશ્તીઓએ, જરથોશ્તીઓ તરીકેની આપણી વર્ત્તણુકથી—આપણી દરેકની જુદી વર્ત્તણુકથી, અને એક ટોળા તરીકેની સામટી વર્ત્તણુકથી,—આપણા પાદશાહને, આપણા રાજ-કર્ત્તાઓને, આપણા હમશેહેરીઓને આપણા હમ-દેશીઓને દેખાડવું જોઇએ, કે આપણી દીન કોઇ એવી ભલી શિખવણી આપે છે, કોઇ એવી ભલી

અસર ઉપજાવે છે, કે તેથી આપણે ભલા શેહેરીઓ, ભલા દેશીઓ તરીકે નિવડવાને શક્તિવાન થઇએ છિએ; તેથી આપણે એક ધર્મી, વફાદાર, પ્રજાહિત-કારી, સાહસિક, સખી, ઉધોગી, પ્રમાણિક અને બહાદુર ટોળા તરીકે, આપણા રાજકર્તાઓનાં પાસાંમાં, બાજુ અને ટેકા સમાન થઇ પડીશું. એક ધર્મ, તેનાં તત્વોમાં અને તેનાં શિક્ષણમાં ગમે તેવો ભલો હોય, પણ જો તે ધર્મ, વ્યવાહરૂ રીતે, ભલાં પરિણામ નિપજાવે નહિ, તો તે ફોકટ. જો જરથોશ્તી ધર્મ, ભલા, વફાદાર, પ્રજાહિતકારી, સાહસિક, સખી, ઉધોગી, પ્રમાણિક, બહાદુર જરથોસ્તી પુત્રો પુરા પાડે નહિ, તો તે એક જીવતા ધર્મને બદલે મુવેલા ધર્મ સમાન ગણાય. જો પારકી દીનવાળાઓ આપણી દીન માટે કોઈ વિચાર બાંધવા માગે, તો આપણી વર્તણુક ઉપરથી વિચાર બાંધવામાં તેઓ વાજબી ગણાય. દાખલા તરીકે, આપણા ટોલાની સખાવત જોઈ, તેઓ આપણી દીન માટે ભલો વિચાર બાંધે, કે "જરથોશ્તી દીન સખાવતનાં જાબજા ફર્માન આપતી હશે." એ મુજબ ત્યારે આપણા ધર્મનો છાપ બીજાઓનાં મન ઉપર સુચક અને ફાયદાકારક રીતે મારવા માટે, આપણે આપણી ખાનગી તેમજ એક ટોલા તરિકેની જાહેર વર્તણુક ઉંચા પ્રકારની કરવી જોઇએ. અલબત્ત, મોહટી મગરૂરી લેવા વગર આપણે કહી શકયે, કે આજ સુધી બીજી ભાઇબંધ કોમો

વચ્ચે આપણે રાહબર કોમ તરીકે આપણી જગ્યા સારી રીતે સાચવી છે. એ માટે આપણે સાધારણ શબ્દોમાં કહીએ કે, "એ આપણા વડવાઓનાં પુન અને પ્રતાપ છે," તો તેમાં કંઇ ખોટું નથી. પણ આપણી એ કીર્તિ જાળવી રાખવા માટે, આપણી હાલની ઓલાદે પણ પોતાનાં પુન અને પ્રતાપ કરી દેખાડવાં જોઇએ. આપણે ખબરદાર રહેવું જોઇએ કે, જેબી આદમી ફકત પોતાનાં વડીલોની મુફલ દોલત ઉપર જીંદગી ગુજારવાની કોશેશ કરે, તે ધણી અથવા તેના વારસો લાંબો વખત આબાદ રહી શકે નહિ. તેણે પોતે કંઇ મેળવવું જોઇએ. તેમ આપણ સર્વ જરથોશતીઓએ પોતે કાંઇ કરવું જોઇએ. આપણા વડીલોની કીર્તિમાં આપણે પોતે ઉમેરો કરતા રહેવું જોઇએ.

**આપણા પેગામ્બર માફક આપણે આપણી પોતાની વૃદ્ધિ શોધવી**—ફર્વર્દીન યશતમાં કહે છે કે, કુલ કુદરત, જેમ પેગામ્બર જરથોશતના જન્મ (જાંથ) થી ખુશી થઇ તેમ તેવણની વૃદ્ધિ (વક્ષ) થી ખુશી થઇ. એની મતલબ આ કે, અહુરમજ્દે એક પેગામ્બર તરીકે જરથોશતને, જન્મ વખતે, જે જાતિ અકકલ (આસનીદે ખેરદ) બખ્શી હતી અને જે હાલતમાં પેદા કીધા હતા, તે અકકલ અને હાલતથી તેવણ સંતોષ પામી બેસી રહ્યા હતા નહિ, પણ તેવણે પોતે પોતાની વૃદ્ધિ શોધી હતી તેવણે જાતિ અક્કલ ઉપરાંત આજુબાજુથી સાંભળેલું જ્ઞાન

(ગઓશ સુત ખેરદ) મેળવવાની કોશેશ કીધી હતી. તેવણ જન્મ વખતની પોતાની હાલતથીજ સંતોષ પામ્યા હતા નહિ, પણ પોતાની વૃદ્ધિ અને શુદ્ધી, વધુ અને વધુ, શોધતા રહ્યા હતા. તેવણની આજુબાજુની દુનિયા, તેવણની આજુબાજુનાં માણસો, તેવણથી ખુશી થયાં હતાં, તે એ બન્નેથી—તેવણના જન્મથી તેમજ તેવણની પોતાની વૃદ્ધિથી—ખુશી થયાં હતાં.

તેવણના જમાનાની પેદાયશને, અને તેમાં માણસ જાતને, ફકત તેવણનાં જાતિ જ્ઞાનનો લાભ મળ્યો, એટલુંજ નહિ, પણ તેવણે પોતાની ઉમ્મરના વધારા સાથે પોતાનાં જ્ઞાનની જે વૃદ્ધિ કીધી હતી, તેનો પણ લાભ મળ્યો. ત્યારે ખરા જરથોશ્તી થવા કાજે આપણે જે મુખ્ય વિચાર કરવાનો છે, તે આપણા બરહક પેગામ્બરને પગલે ચાલી, તેવણની નકલ કરી, આપણી વૃદ્ધિ શોધવાનો છે. માલ મીલકતમાં, દોલત દરજ્જામાં, સંસાર વેહવારમાં, જ્ઞાન નીતિમાં, આપણે આપણી વૃદ્ધિ શોધવી જોઇએ. તે માટે તે દાદારને યાદ કરી અને તેની મદદ માગી, હમેશ વિચાર કરી, કોશેશ કરવાનો ખ્યાલ કરવો જોઇએ. એમ આપણી વૃદ્ધિ શોધી, તન, મન અને ધનમાં આપણી શક્તિ મુજબ તવંગર બની, આપણી તવંગરીનો, આપણી શક્તિનો બીજાઓને લાભ આપવો જોઇએ.

**પેગામ્બર જરથોશ્ત અને ડહાપણ શોધનાર એક ધણીની કહેવાતી વાર્તા**—એક લખનાર[1] પેગામ્બર જરથોશ્તની જાતિ કોશેશ બાબેનાં કુલે શિક્ષણ ઉપરથી તેવણુના સંબંધમાં નીચલી વાર્તા ઉપજાવે છે, જે એવણુની શિખવણી બરાબર ધ્યાનપર ઠસાવેછે. એક માણસે, એક દિવસે, પેગામ્બર જરથોશ્તને કહ્યું કે, "મને ડહાપણ શિખવો." પેગામ્બર જરથોશ્ત તેને પોતાનાં ઝુપડાંમાં લઇ ગયા અને કહ્યું કે, "તારી આગળ આ બળતો ચેરાગ છે તેમાંથી આ બીજો ચેરાગ સળગાવ." તે માણસે થોડીક કોશેશ કરી કહ્યું કે, "એ ચેરાગ સળગતો નથી, કારણ તેમાં તેલ નથી પણ સઘળું પાણી છે." ત્યારે જરથોશ્તે કહ્યું કે, "થોડુંક પાણી કાહાડી નાખી તેલ નાખ." પેલાએ તેમ કર્યું પણ હજુર ચેરાગ સળગ્યો નહિ, કારણ કાકરો પાણીમાં પડેલો હતો અને તેથી પાણીથી ભીંજાયલો હતો. તેથી તેણે પાછું કહ્યું કે "હજુર ચેરાગ સળગતો નથી." ત્યારે જરથોશ્તે કહ્યું કે "કાકડાને સુકવ." પેલાએ તેમ કર્યું અને ચેરાગ જલદીથી સળગ્યો. ત્યારે પેગામ્બર જરથોશ્તે કહ્યું કે, "હવે જા, મેં તુંને ડહાપણ શિખવ્યું છે." પેલો ધણી આ સઘળાંનો ભાવાર્થ સમજ્યો નહિ. ત્યારે જરથોશ્તે કહ્યું કે, "જે ચેરાગે સળગવા ના પાડયું તે તું પોતે છે. તું જો સિદ્ધ માર્ગે ચાલે અથવા જેમ કરવું જોઇએ તેમ કરે તો તારામાં ડહાપણની રોશની પોતાની મેળે રોશન થાય." આ

---

૧. "New Thought" of August 1905 p. 156

વાર્તાની મતલબ આ કે, "સઘળું માણુસના પોતાના અને પોતાનાજ હાથમાં છે."

**એ વાર્તાને મળતી દીનકર્દની વાર્તા—** આપણા પેગામ્બર માટે ઉપજાવેલી આ ડાહી વાર્તાનું મુળ, જો આપણે આપણાં કોઇ પુસ્તકમાં શોધયે તો, તે આપણે દીનકર્દ[1] માં જોઇ શકયે છિએ. ત્યાં દાદાર અહુરમજ્દ સાથેની પેગામ્બરની મુલાકાતનું વર્ણન છે. ત્યાં કહેછે કે, જયારે પેગામ્બર જરથોશ્ત દાઇતિ નદીની એક શાખામાંથી હોમનું પાણી લઇ આવતા હતા, ત્યારે તેવણુની સામે બહમન અમેશાસ્પંદ, જાણે એક મરદ હોય તેમ, આવ્યો હતો. તેના હાથમાં એક ઝાડની ડાંખળી હતી, જે, ત્યાં જણાવે છે તેમ, ચિન્હ રૂપે દીનની આત્મીક ડાંખળી હતી. પછી જ્યારે જરથોશ્ત અઓશાન રૂદ નામની નદીમાંથી હોમ લાવતા હતા ત્યારે બહમન પાછો આવ્યો અને પુછયું કે, "તું કોણ છે ?" ત્યારે જરથોશ્તે જવાબ દીધો કે, "હું જરથોશ્ત સ્પીતમાન છું." બહમને પુછયું કે, "તારી ચિંતા શું છે ? તારી કોશેશ શું છે ? તારી ઇચ્છા શું છે ?" જરથોશ્તે જવાબ દીધો કે "આહાલાયશ" એટલે "અશોઇ." બહમને કહ્યું કે, "તે તો હૈયાત છે, જે માગે તેને મળે."

આ બેઉ વાર્તા યા સવાલ જવાબની મતલબ

---

૧. દફ્તર ૭. બાબ ૩, ફ. ૫૨—૫૮. S. B. E. Vol. XLVII, pp. 48-49.

આ છે કે, ડહાપણ, અશોઈ વિગેરે સર્વ ભલાઈ, જે ચાહે તેને, જે માગે તેને મળે. તે માટે જે જોઇએ છે તે કોશેશ, ચાલુ કોશેશ.

પેગામ્બર જરથોશ્તના દાખલાની નકલ કરી આપણી વૃદ્ધિ શોધતાં—ધન, દોલત, દરજ્જો, લાગવગ, અને સદગુણો એ સર્વમાં આપણી વૃદ્ધિ શોધતાં—એક અવશ્યની શરત આપણે ધ્યાનમાં રાખવી જોઇએ, અને તે આ કે, જેમ પેગામ્બર જરથોશ્તે પોતાની વૃદ્ધિ એવી રીતે શોધી કે, તેવણની વૃદ્ધિ સાથ, તેવણની વૃદ્ધિમાં, તેવણની વૃદ્ધિથી, કુલ કુદરત ખુશી થઇ, કુલ કુદરત ખુશાલીના પોકાર કરવા લાગી, તેવણની આજુબાજુનાં કુલ માણસો શાબાશીના પોકારો કરવા લાગ્યાં, તેમ, આપણે આપણી વૃદ્ધિ એવી રીતે શોધવી કે, આપણી આજુબાજુનાંઓને, આપણી કમીની શક્તિ મુજબ, તે વૃદ્ધિનો આપણે લાભ આપ્યે અને તે લાભ લેઇ આપણી તે વૃદ્ધિથી તેઓ ખુશી થાય.

**આપણી વૃદ્ધિથી આજુબાજુનાંઓ કેવા રીતે ખુશી થાય?**—આપણી વૃદ્ધિથી આજુબાજુનાંઓ કેમ ખુશી થાય? એ સવાલનો જવાબ, પેગામ્બર જરથોશ્તની વૃદ્ધિથી તેવણની આજુબાજુનાંઓ કેમ ખુશી થયાં, તેના જવાબ ઉપરથી મળે છે. પોતાની વૃદ્ધિ પોતાની આજુબાજુનાંઓની વૃદ્ધિ માટે વાપડી, પોતાની ધન દોલત, પોતાનો દરજ્જો, પોતાનો પાદશાહી દરબારમાંનો લાગવગ, પોતાનું ગેતી અને

મિનોઇ દુનિયાનું જ્ઞાન, એ સર્વ તેવણે એવી રીતે વાપર્યાં, કે તે સર્વેથી તેવણની આજુબાજુનાંઓની પણ વૃદ્ધિ થઇ. તેવણે પોતાનાં બોહળાં જ્ઞાનની મદદથી, લોકોને એવી શિખવણી આપી, કે ખેતીવાડીની આબાદી થઇ, શારીરિક સુખશાંતી વધી, જ્ઞાનનો વધારો થયો, લોકો શરીરે તેમ મને વધારે સુખી અને દરૂસ્ત થયાં. એ પરિણામને લીધે તેઓ જરથોશ્તની વૃદ્ધિથી, પોતે ખુશી થયાં. તેવણની વૃદ્ધિમાં તેઓએ પોતાની વૃદ્ધિ જોઇ. તેમ જો નહિ હતે તો, પેગામ્બર જરથોશ્તની જે વૃદ્ધિ થઇ, તેનાં કરતાં કદાચ સોઘણી તેવણની વૃદ્ધિ થતે, તે પણ તેવણની આજુબાજુનાંઓને ખુશી થવાનું કારણ નહિ મળતે.

**પેગામ્બરની શિખવણી મુજમ આપણી ખરી વૃદ્ધિ બીજાઓની વૃદ્ધિમાં**—ત્યારે આપણ દરેકે આપણી વૃદ્ધિ શોધવી તે આપણી વૃદ્ધિમાં બીજાઓને ભાગ આપવાના ઇરાદાથી. ધન દોલત, અને દરજ્જામાં આપણે આગળ વધ્યે તો, તેનો સદઉપયોગ કરી, તેનો આપણી શક્તિ મુજબ આજુબાજુનાંઓને, આપણાં ગરીબ ખેશ નજદીકનાંઓને, આપણાં મોહોલતીઓને, શેહેરીઓને, દેશીઓને, કુલ માણસ જાતને, પએ દર પએ લાભ આપવાનો વિચાર કરવો જોઇએ. આપણે વધારે ધન દોલત મેળવીને, જો તનો આપણી પોતાની વધુ સગવડો ઉપર, અને હદ બાહર મોજમજાહ ઉપર ઉપયોગ કર્યે, તો આપણી

વૃદ્ધિમાંથી આજુબાજુનાંઓ ખુશાલ થાય નહિ. તે એકલપેટી વૃદ્ધિ થાય, પરોપકારી વૃદ્ધિ નહિ. એટલુંજ નહિ, પણ તે સામટી રીતે લાભકારક પણ નિવડે નહિ. પેગામ્બર જરથોશ્તે આત્મિક વૃદ્ધિ માટે શારીરિક વૃદ્ધિ શોધી. પેગામ્બર જરથોશ્ત તો એક ધર્મગુરૂ હતા. કોઇ કહે કે તેવણને રાજદ્વારી લાગવગ કે દોલત દરજાની વૃદ્ધિની જરૂર ન હતી. પણ આપણે જોયું કે, તેવણે એ સઘળું પોતાનાં રવાનની વૃદ્ધિ અને આજુબાજુનાંઓનાં રવાનની વૃદ્ધિ માટે શોધ્યું હતું. આપણી રવાનીક વૃધ્ધિ માટે આપણને સંસારી દુનિયામાંથી દૂર થવાની જરૂર નથી. આપણા આશીર્વાદમાં આપણી વૃદ્ધિ માટે જે દુઆ ગુજારવામાં આવે છે કે, "વૃદ્ધિ કરનાર થજો," તે એવાજ પ્રકારની વૃદ્ધિ માટે છે.

**વૃદ્ધિ યા વધારા માટે વર્તણુકને રૂપ આપવું**—સાધારણ રીતે કેટલાકો એમ માને છે કે, "ખુદા ઉપર અને ધર્મનાં ફર્માનો યા મતો, રેવાજો યા ક્રિયાઓ ઉપર આકીન રાખવું, ધર્મના રેવાજો યા ક્રીયાઓ પાળવાં, એ આપણું કામ છે, અને તેમ કર્યું એટલે બસ થયું. પછી આપણી વર્તણુકને કેવું રૂપ આપવું, એ આપણું કામ નથી. તે ખુદાનું કામ છે, તે ખુદા કર્યા કરશે." જેઓ એમ વિચારી અમલ કરે છે તેઓ ભુલે છે. તેઓ જીંદગીની નેમ ભુલે છે. તેઓએ જે કામ કીધું.

છે, તે તેઓ માટે પુરતું છે, એમ ગણી તેઓ સંતોષ પકડે છે, તે તો, જે કરવાનું છે, તેની સાથે સરખાવતાં બિશાત વિનાનું છે. ખરેખરૂં જે કરવાનું છે, તે તો વર્તણુકને ભલું રૂપ આપવાનું છે, કે જે રૂપ આ ટુંકી જીંદગીમાં, કે હવે પછીની જીંદગીમાં, પોતાને મળેલી વળણુ મુજબ કામ કરતું રહેશે અને રવાનંને ભલું અને વધુ ભલું બનાવશે.

**આપણી વર્ત્તણુક તપાસતા રહેવું.**

**મેહેર દાવરનું ત્રાજવું**—આપણાં પુસ્તકોમાં કહે છે કે મેહર દાવર ચીનવદ પુલ ઉપર એક ત્રાજવું લઇ બેસે છે અને આ દુનિયામાંથી ગુજર પામતાં માણસોનાં ભલાં અને ભુડાં કામોનો જોખ કરે છે. આ અલંકારીક કેહતી આપણને નીચલા શબ્દોની યાદ આપે છે, કે જે શબ્દો, એક ડાહ્યા આદમીએ એક ત્રાજવાં ઉપર શિખામણ તરીકે લખેલા હતા: "જે ઘણી વારેઘડીએ પોતાને તોલે છે, (એટલે, સઘળું પ્રમાણ પ્રમાણે, સારાં માઠાંને તપાસી, કામ કરે છે), તે પોતાને સારી પેઠે પિછાને છે, અને જે પોતાને સારી પેઠે પિછાને છે તે પોતે સારી વર્તણુકથી ચાલે છે."[1] આ શબ્દો આપણને બોધ દે છે કે, આપણ સર્વેએ આપણાં કામોનો તોલ કરતાં રેહેવું જોઇએ. તેમ તોલ કરતાં રેહવાથી આપણે પોતાને

[1] "Qui souvent se Pése bien se connait, et qui bien se connait bien se porte."

બરાબર પિછાનતા રહીશું. જે ધણી પોતાને બરાબર પિછાનતો રહે અને તેમ પિછાની પોતાને સુધારતો રહે તે પોતાની વર્તણુક પણ સુધારતો રહે છે.

**આપણાં પોતપોતાનાં કામમાં વર્તણુક—** આપણુ ઘણીક વાર સંજોગોનાં બચ્ચાં થઇ પડયે છિએ. આપણી જીંદગીમાં, આપણા ધંધાધાપા, રોજગાર વિગેરે બાબતોમાં શું માર્ગ લેવો, તે કેટલીક વાર આપણુ પસંદ કરી શકતા નથી. પણ એક વખ્ત તે માર્ગ વાપર્યા પછી, કેવી રીતે તે માર્ગ કાપવો, તે રીત પસંદ કરવાનું આપણા હાથમાં છે. એક લખનાર કહે છે તેમ, "જીંદગીનો આપણો માર્ગ આપણે પસંદ કરી શકયે નહિ, પણ તેમાં કેમ કામ કરવું, તે આપણે પસંદ કરી શકયે." એક જન ધર્મગુરૂ છે, તમો એક કારીગર છો, ત્રીજા ધણી કોઇ તબીબ છે, ચોથો કોઇ વેપારી છે. એ સઘળા જીંદગીના માર્ગો, કદાચ આપણી પોતાની પસંદગીના યા ચુંટણીના ન હોય, પણ સંજોગોને લીધે હોય. આપણા પિતા યા વાળીનાં મનની વળણે અથવા કોઇ ચોક્કસ સંજોગોએ આપણને આપણી જીંદગીમા જુદે જુદે માર્ગે નાખ્યા હોય. પણ એક વખ્ત, યા તો આપણી પોતાની પસંદગીથી યા તો સંજોગો વચ્ચે, એક ધંધા, યા હુન્નર, યા રોજગાર, યા જીંદગીના એક માર્ગમાં પડવા પછી, તેમાં કેવી રીતે વર્ત્તવું, તે ધંધોરોજગાર કેવી રીતે કરવો, જીંદગીના તે માર્ગમાં કેવી રીતે

શાહ કાપવે, તે આપણે આપણા પોતા માટે પસંદ કરી શકયે. આપણે ગરીબ ધંધામાં પડયા હોઇએ કે તવંગર ધંધામાં પડયા હોઇએ, આપણે મનનું બળ વાપરવાના ધંધામાં પડયા હોઇએ, કે આપણુ તનનું બળ વાપરવાના ધંધામાં પડયા હોઇએ, વેપારમાં પડયા હોઇએ, કે હાથના હુન્નરના ધંધામાં પડયા હોઇએ, કોઇ પણ ધંધામાં પડયા હોઇએ, તે ધંધા માટે, આપણે પોતે આપણી કામ કરવાની રીત પસંદ કરી શકીશું, કે આપણે આપણો ધંધો પ્રમાણિકપણે, આપણને રોકનારાઓ તરફ વફાદારીથી અને આપણી આજુબાજાનાંઓ સાથે સાચ્ચી રીતે વર્ત્તીને કરવો.

**જરથોશ્તી દીનની પાંયદારીનો આધાર**—એક સંસ્થા યા ખાતાંની પાયદારીની માફક જરથોસ્તી દીનની પાયદારીનો આધાર નીચલી બાબતો ઉપર છે, કે જે બાબતો ભલી જીંદગી કાજે આપણે અખત્યાર કરવાની છે :—

**૧. જરથોશ્તી દીનની પુરાણી કીર્ત્તિ** (glorious tradition)—પેહેલું આ કે, દરેક ખાતાંની માફક, આપણાં આ ખાતાંની, આપણી દીનની કીર્ત્તિ, દીનની નામના, જેમ આપણા વડીલોથી આપણને મળી છે, તેમ વગર ખરાબ થવે જાળવી રાખવાની અને આપણા વરસોને સોંપવાની આપણે કોશેશ કરવી જોઇએ. આપણા કદીમ રીવાજો, કદીમ રીત-

ખાતો, કદીમ ક્રિયાઓ, કદીમ ફર્માનો, જેઓ આપણુને જમાના થયા ફાયદો પોહોચાડતાં આવ્યાં હોય, તેઓને જાળવી રાખવાં જોઇએ. દાખલા તરીકે, આતશની સેતાયશ, આપણા વિચાર સનમુખ પેહેલવેહેલી આવે છે. તે સેતાયશ અને તેની સાથે જોડાયલા ખાલેસ વિચારોને આપણે માન સાથે વળગી રહેવું જોઇએ.

**૨. સંજોગને માફક આવતાં તેનાં તત્વો**—જરથોશ્તી દીનની પાયદારી માટે આપણે જે બીજી બાબત વિચારવાની છે, તે આ છે, કે જેમ દરેક ખાતાંના, તેમ દરેક ધર્મના, જેમ કોઇ ચોક્કસ અચળ મુળ તત્વો ( stable elements ) હોય છે, તેમ કેટલાંક કાળ, સ્થળ અને સંજોગો વચ્ચે ફેરવાતાં તત્વો હોય છે. માટે જેમ પેહેલાંને મજબુત વળગી રેહવું, તેમ બીજાં ફેરવાતાં તત્વોને ઘટતી તપાસ અને સંભાળ સાથે ફેરવતા રેહવું. એવા ફેરફારોના આવકારથીજ દરેક જમાનામાં જરથોશ્તી દીન પોતાની પ્રતિષ્ટા જાળવી રાખી શકી છે અને આજુબાજુની દીનોનાં ગમે તેટલાં દબાણુ વચ્ચે, હજી પણ જાળવી રાખી શકશે.

**૩. પાયદારી માટે ભવિષ્યની દીનદારીની ઉમેદ**—આપણી દીનની પાયદારી વધારવા માટે, જે ત્રીજી બાબત ધ્યાનમાં રાખવાની છે, તે આ છે, કે ભવિષ્યમાં આપણી દીનદારીમાં વધારો કરવાની

ઉમેદ આપણે હમેશાં રાખવી જોઇએ. આપણે ભુતકાળ અને વર્તમાન કાળનાં ભેગાં બળથી ભવિષ્ય તરફ વધવાનો વિચાર કરવો જોઇએ. આપણે સર્વએ એકલા, યા મિજલસમાં ભેગા મળી હમેશાં વિચાર કરવો જોઇએ કે, આપણી દીને વખતના વેહવા સાથે વધારો કર્યો છે કે? દીનનાં જ્ઞાનના સંબંધમાં આપણે વિચાર કરતા રેહેવું કે, આગલા જમાના કરતાં આપણે આ જમાનામાં જ્ઞાનનો વધારો કીધો છે કે? વળી ફકત જ્ઞાનમાં વધારો કરવો, એ એક ચીજ છે, અને તે મેળવેલાં જ્ઞાનને અમલમાં મેલી આપણી દીનદારીમાં, આપણી નીતિમાન વર્તણુકમાં વધારો કરવો, એ બીજી ચીજ છે. માટે દીનનાં જ્ઞાન સાથે આપણી વર્તણુકથી દીનદારી વધારવાનો આપણે હમેશાં વિચાર કરવો જોઇએ.

૪. **તેની એકદિલી**—દીનની બોલબોલા માટે, જે ચોથી બાબતનો આપણે વિચાર કરવાનો છે, તે આ છે કે આપણ જરથોશ્તીઓએ એકદિલી જાળવવી; સર્વએ છુટછાટ મુકીને એકદિલી જાળવવી. જેમ દરેક ખાતાંની આબાદી માટે એકદિલી અગત્યની છે, તેમ દીનમાં પણ એકદિલી અગત્યની છે. યાદ રાખવું કે, આપણે એકમતી (unanimity) માટે બોલતા નથી, પણ એકદિલી (unity) માટે બોલ્યે છિએ. સહનશીળતા જાળવવાથી, જ્યાં એકમતી ન હોય ત્યાં પણ, એકદિલી જળવાય. "આ ધણી અથવા ધણીઓ

તો ફલાનો વિચાર ધરાવે છે, તેઓ ફલાનો મત માનતા નથી, તેઓ ફલાનો રીવાજ પાલતા નથી," એવા વિચારોથી સામેવાળાઓ તરફ અણગમાથી નહિ જોઇ, સહનશીલતા વાપરી, ધર્મના મૂળ કાનુનો તરફ નેગાહ રાખી, એકદિલી વાપરવી જોઇએ. જ્યાં એકદિલી નહિ હોય, ત્યાં દીનનો વધારો થવાને બદલે તેની પડતી આવે. માટે આપણુ દરેકે આપણી દીનની પાયદારી માટે, તેની સલામતી માટે જરા છુટા વિચારનાં થવું જોઇએ.

**૫. તેની કીર્તિ માટે રૂડી વર્તણુક**—જરથોશ્તી દીનની સલામતી માટે, તેની પાયદારી માટે, જે પાંચમી બાબત ઉપર આધાર રાખવાનો છે, તે દીનના દરેક આસામીની પોતાની વર્ત્તણુક (character) છે. આપણુ દરેક જરથોશ્તીએ મનમાં ચોક્કસ ગાંઠ વાળી સમજવું જોઇએ, કે આપણી દીનની કીર્ત્તિ આપણુ દરેકના પોતાના હાથમાં છે. જરથોશ્તી દીનની બોલબોલા ફક્ત તે દીનનાં લખાંણો વિગેરે બાબેનાં જ્ઞાનમાં વધારો કરવામાંજ સમાયલી નથી, પણ તે સાથે, તે જ્ઞાનથી રોશનીમાં આવેલાં ફર્માનો ઉપર વધુ અને વધુ અમલ કરવામાં સમાયલી છે. ત્યારે આપણુ દરેકે આપણા ધર્મની પ્રતિષ્ટા આપણી પોતાની વર્ત્તણુકથી વધારવાની છે. એક દીન પોતાની કીર્ત્તિ કાગળ ઉપર લખેલાં તેનાં ફર્માનોની શ્રેષ્ટતાથી વધારતી નથી, પણ તેના સેવકોના સદ્દગુણોની શ્રેષ્ટતાથી વધારે

છે. માટે દીનની બોલબોલા ચાહવા માટે, આપણુ દરેકે, દીને ફર્માવેલા સદગુણો અખત્યાર કરવા માટે ગાંઠ વાળવાનો છે.

**જરથોશ્તી કહેવાડનારાઓએ જરથોશ્તની જીંદગી ઉપરથી લેવો જોઈતો ધડો**-જે સાહેબો પોતાને જરથોશ્તી કહેવડાવવા માગતા હોય, તેઓએ જરથોશ્તને પોતાની જીંદગીને માટે નમુનો (Zoroaster our life) ગણી અમલ કરવો, અને નહિ કે "જરથોશ્તે ફલાનું હા ક્યાં કહ્યું છે અને ફલાનું ના ક્યાં કહ્યું છે," એવી રીતે તકરાર (Zoroaster our logic) ઉપર આધાર રાખી કામ કરવું. "જરથોશ્તના માનવંત ટોળાના અમો છિએ" એમ બોલવાની મગરૂરી લેવા કરતાં 'જરથોશ્તના જેવી અમારી વર્તણુક છે (Zoroaster our character)," એવી મગરૂરી આપણે વધારે લેવી જોઇએ.

**વર્ત્તણુકમાં પ્રગટિકરણ**—આપણે કહીએ છિએ કે કુદરતમાં કોઇ બનાવનું પોતાની મેળે બનવું (spontaneous generation) નથી, એટલે કે, દરેક બનાવને કોઇ આગલા બનાવ સાથે સંબંધ છે. પેદાયશો પણ એક પછી એક પ્રગટી નિકલી, બાહર રજુ (evolve) થાય છે. એ આપણુ સર્વની વર્ત્તણુકના સંબંધમાં પણ ખરૂં છે. ગઇ કાલે આપણુને આજના જેવા બનાવ્યા છે. આજ આપણુને આવતી કાલે કોઇ ચોકકસ તરેહના બનાવશે. આપણ્ ગુજર પામેલા

વખતથી, બચગીથી, પ્રગટ ( evolve ) થતા આવ્યા છિએ, અને બુઢાપા અને મરણ સુધી પ્રગટી નિકળતા જઈશું. મરણ સુધી પ્રગટી નિકળતા જઈશું, એટલુંજ નહિ, પણ મરણ પછી પણ પ્રગટી નિકળતા જઈશું. ત્યારે એ સઘળાં આપણાં પોતાનાં પ્રગટીકરણ ( evolution )નો આધાર આપણી ઉપર છે, આપણી વર્ત્તણુક ઉપર છે; આપણી ગઇ કાલની, આજની અને આવતી કાલની વર્ત્તણુક ઉપર છે; આપણી જવાનીની, હાલની અને બુઢાપાની વર્ત્તણુક ઉપર છે; આપણી ચાલુ અને ચાલુ વર્ત્તણુક ઉપર છે. જેમ કુદરતનો દરેક બનાવ, કુદરતની દરેક પેદાયશ, એકમાંથી એક પ્રગટી નિકળે છે, તેમ આપણી જીંદગીના બનાવો છે, તેમ આપણી વર્ત્તણુક છે. સઘળો આધાર આપણી વર્ત્તણુક ઉપર છે. વર્ત્તણુક એ સઘળું છે.

**આજની વર્ત્તણુંકનો આધાર ગઇ કાલની વર્ત્તણુંક ઉપર**—જે કહેવામાં આવે છે કે "આજ, કાલનું બચ્ચું છે, અને આવતી કાલ, આજનું બચ્ચું થશે," તે આ રીતે જોતાં ખરૂં છે. આજની વર્ત્તણુકનો આધાર ગઇ કાલ આપણે કેમ ગુજારી, ગયું વર્ષ આપણે કેમ ગુજાર્યું, તે ઉપર છે. તેનો પાયો ગુજર પામેલા વખતનાં આપણાં કામો ઉપર છે. તેજ મુજબ, આપણાં ભવિષ્યનો આધાર આપણા આજનાં કામ ઉપર રહે છે. આપણી ગઇ કાલની વર્ત્તણુકે આપણી આજની વર્ત્તણુકને બનાવેલી

છે. આજની વર્ત્તણુક આવતી કાલની વર્ત્તણુકને બનાવશે. "કરણી તેવી પાર ઉતરણી" નો નિયમ અચુક કામ કરે છે અને કરશે.

**વર્ત્તણુક જીંદગીને પાક કરે છે.**—પેલી જીંદગીજ, બીજી જીંદગીજ પવિત્ર અને ભલી છે, એવા વિચારમાં આપણે કદી રહેવું ન જોઇએ. આ જીંદગી પણ, જો તમો તેને તેમ ગણો તો, તેટલીજ ભલી અને પવિત્ર છે, તેનું દરેક સાલ પવિત્ર છે, તેનો દરેક માહ પવિત્ર છે, તેનો દરેક રોજ પવિત્ર છે, તેની દરેક ગેહ પવિત્ર છે. વખત નામે પવિત્ર છે. તે વહેતો છે. તે નવો અને નવો છે. માટે તે ચાલુ જીંદગીથી નિરાળો છે, એટલે પાક છે, પવિત્ર છે. પવિત્ર જીંદગીનો છુટો (isotdeal) ખ્યાલ ના કરો. નાહી ધોઇ ઉંચા બેઠા, કે ભણવા ગણવા બેઠા, કે પવિત્ર ક્રિયા કરવા બેઠા, કે આતશબેહરામ ગયા, તેજ પવિત્ર વખત છે, એમ ના સમજો. ભલાં કામમાં જે વખત ગુજારો તે સર્વ વખત પાક છે. વખત નામે પાક છે. પાક યા નાપાક આપણે પોતે થયે છિએ. આપણુ પોતે તેને, આપણાં મનની પ્રકુતિ પ્રમાણે, પાક યા નાપાક કર્યે છિએ. અલબત્તે, દીન અને રેવાજે નેમેલા પાક અવસરો છે. પણ તે પાક અવસરો, આપણે તેને પાક રાખ્યે તો, પાક છે. પવિત્ર તેહવારોને—પછી દીન અને રીવાજે તેઓને ગમે તેવા પવિત્ર ઠેરવ્યા હોય—મસ ણા અપવિત્ર કરી શકે છે.

**સુખનો આધાર આપણી વર્ત્તણુક ઉપર—** સુખને કોઇક પૈસા સાથે જોડે છે. અલબત્તે, ગરીબાઇ કોઇક વખત, કેટલીક હદે, સુખને આડે આવે છે. પણ તેમ, બીજા હાથ ઉપર, પૈસાથી, ગમે તેટલા પૈસાથી, પણ સુખની જામીનગીરી મળતી નથી. જો કશાથી આપણાં સુખની જામીનગીરી મળતી હોય તો તે આપણી પોતાની વર્ત્તણુક ( character ) થી છે. આપણી હાલત તવંગર હોય કે ગરીબ હોય; તેની ફિકર નહિ. તે હાલતની વચ્ચે જે કાંઇ આપણુ માટે સુખ આણશે તે આપણી સંતોષી અને ભલી વર્ત્તણુક છે.

